# સ્ત્રીઓની હજ અને ઉમરહ



સંપાદક
હઝરત મૌલાના ખલીલુર્રહમાન નોઅમાની સાહબ

લબ્બૈક અલ્લાહુમ્મા લબ્બૈક
લબ્બૈક લા શરીક લક લબ્બૈક
ઇન્નલ હમ્દ વન્નિઅમત લક
વલમુલ્ક, લા શરીક લક

(ગુજરાતી ભાષામાં આ વિષય પર પ્રથમ પુસ્તક)

# સ્ત્રીઓની હજ અને ઉમરહ



عورتوں کا حج اور عمرہ

ફઝાઇલ, મસાઇલ અને મનાસિકે હજ-ઉમરહ

સંપાદક

હઝરત મૌલાના ખલીલુર્રહમાન નોઅમાની સાહબ

અનુવાદક

(હાજી) ઝાકિર હુસેન શેખ

સલાહકાર

મૌલાના સુલેમાન સા. મજાદરી

પ્રકાશક

નુરાની કુતુબખાના

રેલ્વે સ્ટેશનની સામે, મુ. પો. છાપી - ૩૮૫૨૧૦

જિ. બનાસકાંઠા.

ફોન : (૦૨૭૩૯) ૨૭૦૧૧૨



ઝાકિરહુસેન શેખ

જમાલપુર, અહમદાબાદ.

મોબાઇલ : 9898102956

# પ્રકાશકનું નિવેદન

ઈસ્લામના અરકાનમાં નમાઝ, રોઝા તેમજ ઝકાતના મસાઈલથી દરેક મુસ્લિમ સામાન્ય રીતે જાણકાર હોય છે. પરંતુ હજ એવું રૂકન છે જેની શાન કંઈક જુદી જ છે. જીવનમાં માત્ર એકજ વાર હજ ફર્ઝ થતાં તેની ક્રિયાઓ અને મસાઈલ ખાસ પ્રકારના હોવાથી તેની જાણકારી પુરૂષો અને ખાસ કરીને સ્ત્રીઓમાં પુરતા પ્રમાણમાં ન હોવાથી ઘણી અડચણો ઊભી થાય છે.

હજ અને ઝિયારતના વિષય ઉપર અસંખ્ય પુસ્તકો પ્રકાશિત થઈ ચુક્યાં છે. પરંતુ સ્ત્રીઓમાં ઈલ્મની માત્રા ઓછી હોવાના કારણે હજના અનુસંધાનમાં મૌ. ખલીલુ ર્રહમાન નોઅમાની સા. નું ઉર્દૂ ભાષામાં **"સ્ત્રીઓની હજ અને ઉમરહ"** નામનું પુસ્તક લાભદાયક હોવાથી તેનું ગુજરાતી ભાષામાં અનુવાદની સખત જરૂર જણાઈ રહી હતી.

આ સપનું સાકાર થવામાં હાજી શેખ ઝાકિર હુસેન સા. નો મોટો ફાળો છે જેમણે ગુજરાતી સરળ ભાષામાં ઉપરોક્ત પુસ્તકનું અનુવાદ કરીને સ્ત્રીઓ માટે હજના વિષય ઉપર ભરપુર માર્ગદર્શન પુરું પાડ્યું છે.

આ પુસ્તકમાં સ્ત્રીઓને લગતા લગભગ તમામ જરૂરી મસાઈલ આવરી લેવામાં આવ્યા છે. અને એ બાબતનું વિશેષ રૂપે ધ્યાન રાખવામાં આવેલ છે કે આ પુસ્તક ખરા અર્થમાં એવા રહેબરની ગરજ સારશે કે પ્રત્યેક પળે તમારી હજની તમામ ક્રિયાઓ સહીહ રીતે અદા થશે.

અલ્લાહ તઆલા તમામ મુસ્લિમ ભાઈ-બહેનોને આ પુસ્તકથી સંપૂર્ણ પણે લાભ લેવાની તૌફીક અતા ફરમાવે અને હજ્જે મબરૂર નસીબ ફરમાવે. આમીન!

**દુઆનો યાચક**
મૌ. સુલેમાન મજાદરી
નુરાની કુતુબખાના-છાપી

  

# તલ્બિયહ

**લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક**
**લબ્બૈક લા શરીક લક લબ્બૈક**
**ઇન્નલ હમ્દ વન્નિઅ્મત લક**
**વલ મુલ્ક, લા શરીક લક**

**لَبَّيكَ‘**

હું હાજર છું.

**اَللّٰهُمَّ لَبَّيكَ‘**

અય મારા રબ ! હું હાજર છું.

**لَبَّيكَ لَاشَرِيكَ لَكَ لَبَّيكَ‘**

હું હાજર છું, તારો કોઈ શરીક નથી, હું હાજર છું.

**اِنَّ الْحَمْدَ وَ النِّعْمَةَ لَكَ وَالْمُلْكَ‘**

બેશક, બધી પ્રશંસાઓ અને નેઅમતો તારા જ માટે છે અને બધી બાદશાહી તારી જ છે.

**لَا شَرِيكَ لَكَ‘**

તારો કોઈ શરીક (ભાગીદાર) નથી.



# ✻ અનુક્રમણિકા ✻

# પ્રસ્તાવના

જાન્યુઆરી ૨૦૦૬ અને મે-૨૦૦૭માં હરમૈન શરીફૈનની હાજરી સમયે મસાઇલની રૂએ કેટલીય હાલતો એવી સામે આવી કે મેં અનુભવ્યું કે આપણી બહેનોને આ મસાઇલનો જ્ઞાન નથી, અથવા એમને જ્ઞાન (જાણકારી) પ્રાપ્ત કરવાની દરકાર નથી.

આ વાત પુરૂષોને પણ લાગુ પડે છે, પરંતુ એમના મસાઇલના પુસ્તકો બજારમાં ઉપલબ્ધ છે. જ્યારે સ્ત્રીઓ માટે કોઇ ખાસ પુસ્તક નથી, માટે હરમૈન શરીફૈનથી પાછા ફરીને સ્ત્રીઓની હજ અને ઉમરહના મસાઇલ પર એક સંપૂર્ણ જ્ઞાનથી ભરપુર પુસ્તકનું અનુવાદ કરવાનું મેં નક્કી કર્યું.

મારા મત મુજબ આ વિષય પર ગુજરાતી ભાષામાં આ પ્રથમ પુસ્તક છે. જે સ્ત્રીઓની સ્થિતિ અને જરૂરિયાતોને કેન્દ્રમાં (ધ્યાનમાં) રાખીને લખેલ છે. જેનો અનુવાદ કરવાનો ગૌરવ અનુભવું છું. આ પુસ્તકમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે કે કોઇ પણ આવશ્યક મસઅલો, જે સ્ત્રીઓ માટે જરૂરી હોય તે છૂટી ન જાય, તેમ છતાં વાંચક મિત્રોને આમાં કોઇ અભાવ અથવા ખામી જણાય તો મને જાણ કરશો, જેથી પુનઃમુદ્રણ વખતે સુધારો-વધારો કરી શકાય.

બહેનોને કહેવાની અને તેમના માટે જાણવા લાયક જરૂરી બધી વાતો આ પુસ્તકમાં પ્રસ્તુત કરવા પ્રયત્ન કરેલ છે.

અલ્લાહ તઆલા જે બહેનોની લબ્બૈક કબૂલ ફરમાવીને તેના ઘરે બોલાવવાની વ્યવસ્થા કરી આપે, તેમની ફરજ છે કે તેઓ હજ અને ઝિયારત વિશેના મસાઇલ ખૂબ સારી રીતે સમજી લે અને તેમનો પૂરેપૂરો અમલ કરે.

એક વિનંતી સાથે આપની સેવામાં પુસ્તક રજૂ કરૂં છું કે લાભ ઉઠાવતી વેળા મને નેક દુઆઓથી નવાજશો.

ઝાકિર હુસેન શેખ
**Mob. : 9898102956**



# ફાયદાકારક સૂચનો

- હજ ફર્ઝ થવાની જે શરતો છે, તે આપ આગળ વાંચી લેશો. આમાં એક શરત હજ માટે રૂપિયા-પૈસા હોવા જોઇએ. પતિના માલદાર થવાથી પત્ની પર હજ ફર્ઝ થતી નથી. હજ ફર્ઝ થવા માટે સ્ત્રી પાસે પોતાનો માલ હોવો જરૂરી છે. અને તે માલ હલાલ કમાઇનો હોવો જોઇએ. જેમકે, સ્ત્રીની પોતાની મહેરની રકમ અથવા માતા-પિતા કે પતિના વારસામાંથી મળેલ માલ. અથવા સગાં-સબંધીઓ અને પતિ ભેટ તરીકે તેને માલ આપે. અથવા તેણીએ વેપારમાં પોતાનો માલ લગાવેલ હોય, તેનો નફો પ્રાપ્ત કરે. અથવા અન્ય હલાલ રસ્તેથી તેણીને માલ પ્રાપ્ત થયો હોય. જો તેણીએ પોતાનો માલ બેંકમાં જમા કરાવેલ છે અને તેણીને તેનો વ્યાજ મળે અથવા પતિ વ્યાજનો અથવા અન્ય હરામ કમાણીનો માલ તેણીને આપે તો આવા માલ પર ન તો હજ ફર્ઝ થાય છે અને જો હજ કરવામાં આવી હોય તો હજ કબૂલ પણ થતી નથી.
- તવાફ દરમિયાન કાંચની બંગડીઓ પહેરવી નહિ. ધક્કા-મુક્કીમાં કાંચની બંગડીઓ તૂટી શકે છે. અને મતાફમાં તૂટેલી બંગડી પડી જાય તો અન્ય તવાફ કરનારા લોકોના પગ નીચે બંગડીના ટુકડા વાગી શકે છે, અને લોહી પણ નીકળી શકે છે. જો પગમાંથી લોહી વહી જાય તો વુઝૂ તુટી જાય.
- સામાન્ય રીતે કોઇ પણ સ્ત્રીએ જમાઅત સાથે નમાઝ પઢેલી હોતી નથી. માટે ઇન્ડિયા છોડતા પહેલાં તમારા પતિ, ભાઇ કે પિતા અથવા પુસ્તકોમાંથી જમાઅત સાથેની નમાઝનું જ્ઞાન મેળવી લેવું. જમાઅતમાં સામેલ થઇએ અને કદાચ એક રકાત છૂટી ગઇ તો શું કરવું? અને બે રકાત જતી રહી તો શું કરવું? જાણકાર પુરૂષોથી અથવા પુસ્તકોમાંથી જ્ઞાન મેળવી લેવું આવશ્યક છે. અમે ત્યાં જોયું છે કે કેટલીક સ્ત્રીઓની એક કે બે રકાત છૂટી ગઇ અને તેઓ જમાઅતમાં સામેલ થઇ ગઇ, પછી ઇમામ સાહેબ સાથે જ સલામ ફેરવીને નમાઝ પૂરી કરી લીધી. જમાઅત સાથેની નમાઝના મસાઇલ જાણી લેવા ખૂબ જ જરૂરી છે.
- ફક્ત હજમાં મહરમ બનાવવા માટે નિકાહ કરવું આવશ્યક અને જરૂરી નથી. અને જો કરી લે, તો કોઇ વાંધો નથી, પણ એ શરત ન રાખે કે હજ પછી તલાક આપવી પડશે.

- કુર્આન મજીદ, હજના મસાઇલ વિષયક કોઇ પુસ્તક, દુરૂદ શરીફ અને વઝાઇફ તથા બુઝુર્ગોના જીવન ચરિત્ર સંબંધી પુસ્તકો સાથે રાખી શકાય.
- હજ સંબંધિત જરૂરી વસ્તુઓ જેમકે પાસપોર્ટ, સ્વાસ્થ્ય સર્ટી, તથા અન્ય કાગળો સંભાળીને હેન્ડ બેગમાં રાખવા, લગેજમાં બંધ કરવા નહિ.
- સામાન જેટલો ઓછો હોય તેટલીજ હેરાનગતિ ઓછી થાય. ખૂબ જ જરૂરી હોય એવો સામાન લેવો. ફાલતુ સામાનથી દૂર રહેવું. દવાઓ લઇ જવાની જરૂર જણાય તો દવાઓ સાથે ડૉક્ટરનું પ્રિસ્ક્રીપશન સાથે રાખવું.
- જ્યારે રવાનગીનો સમય નજીક આવી જાય તો સગાં-સંબંધીઓ, મિત્રો, પાડોશીઓ વગેરેથી મળવા જાવ. ભૂલચૂક માફ કરો અને કરાવો. કોઇનો હક તમારા શિરે હોય તો અદા કરો અથવા માફ કરાવી લો. તમારી જાણમાં હોય તેવી કોઇ વાત છોડવી નહિ.
- મુસાફરીમાં પોતાનો સમય તિલાવત અથવા હજના મસાઇલના પુસ્તકોના વાંચનમાં ગાળવો. નિરક્ષર સ્ત્રીઓને ભેગી કરીને તેમને હજના મસાઇલ સંભળાવો, અને યાદ કરાવો. દુઆઓ શીખવાડો, કલિમા અને દુરૂદ શરીફ યાદ ન હોય તો યાદ કરાવો.
- ગામડાના મોટાભાગના લોકો મસાઇલથી અજાણ હોય છે તેમને માર્ગદર્શન પુરૂં પાડો.
- એક ખૂબ જ જરૂરી વાત યાદ રાખો કે પોતાની સાથે એવી કોઇ વસ્તુ ન લઇ જવી કે જેની આપણી સરકાર અથવા સઊદી સરકારે મનાઇ ફરમાવી હોય.
- એક વાત ખાસ યાદ રાખવી કે કોઇ અજાણ વ્યક્તિનો સામાન લેવો નહિ અને લગેજ સંબંધી અજાણ વ્યક્તિઓને કોઇ મદદ કરવી નહિ.
- નવી જગ્યાએ મુસાફરી કરીને જવાની બીક તો હશે, પરંતુ જ્યારે મક્કા મુકર્રમા પહોંચી જશો તો હૃદય સંતુષ્ટ થઇ જશે અને આધ્યાત્મિક શાંતિ પ્રાપ્ત કરશો.
- જ્યાં સુધી આવવા-જવાનો રસ્તો અને રસ્તાની નિશાનીઓ સારી રીતે યાદ ન થઇ જાય, એકલા આમ-તેમ આવવું-જવું નહિ. માણસોની ખૂબ ભીડ હોય છે, હેરાનગતિ થશે.
- પુરૂષો સાથે હોય તો મસ્જિદે હરામમાં એક જગ્યા નક્કી કરી લો, જેથી જરૂરિયાતના સમયે તેઓ તમને શોધી શકે. તમારી પાસે મકાનનું સરનામું

અને મુઅલ્લિમનો નંબર હંમેશ રાખો. તમને બિલ્ડીંગ નંબરનો બેલ્ટ (પટ્ટો) આપવામાં આવશે. તે બેલ્ટ હંમેશ હાથમાં પહેરી રાખવો.

- બાળકોને સાથે લઇ જનારી સ્ત્રીઓને જણાવવાનું કે હરમૈન-શરીફૈનમાં બાળકોને લઇ જતાં સમયે સારી રીતે કપડું-હગીઝ વગેરે બાંધી લેવું, જેથી ત્યાં પેશાબ વગેરે બહાર ન આવે, તેમ છતાં આવું થાય તો હરમના સફાઇ કર્મચારીને જાણ કરો. તેઓ આવીને સારી રીતે સફાઇ કરીને પાક કરી દેશે. તમને કોઇ ઠપકો આપશે નહિ.
- હજ પર જવું અને મદીના મુનવ્વરહમાં આપણાં આકાના રોઝાની ઝિયારત માટે ન જવું તે મોટું દુર્ભાગ્ય અને બેવફાઇ છે. જે મુસ્લિમ આવું કરે તેના વિશે હુઝૂર (સ.અ.વ.) એ અગાઉ થી જ પોતાનો દુઃખ પ્રગટ કરેલ છે. અને જે ઝિયારત માટે હાજર થાય છે, તેના વિશે આપ(સ.અ.વ.)એ ફરમાવ્યું છે કે જાણે તેણે મારા જીવનમાં જ મારી ઝિયારત કરી લીધી.
- જે કોઇ મદીના મુનવ્વરહ જવાથી રોકે અથવા કહે કે ત્યાં જવું જરૂરી નથી તેની વાત માનવી નહિ. અલબત્ત, મસઅલો એ છે કે ફક્ત એટલો જ માલ છે કે ફક્ત મક્કા મુકર્રમા સુધી જ જવું શક્ય છે. મદીના મુનવ્વરહ જવા માટે ભાડા વગેરે માટે પૈસા નથી તો હજ ફર્ઝ થઇ જશે. મદીનાના ખર્ચની મજબૂરીથી હજનો ઇરાદો છોડી ન શકાય.
- મક્કા-મદીના બન્ને પવિત્ર અને આદરણીય સ્થળો છે. પણ આદાબ(શિષ્ટાચાર)ની રૂએ મદીના મુનવ્વરહ વધુ નાજુક સ્થળ છે. અલ્લાહના ઘરે જઇને ગમે તેટલા રડો, બૂમો પાડો, ગમે તેવી રીતે માંગો બધું જાઇઝ છે, પરંતુ મોહંમદ (સ.અ.વ.)ની મહેફિલમાં ઊંચા અવાજે બોલી પડાય તો જીવનભરની કમાણી (નેક આમાલ) જતી રહે છે. આ હુકમ આપ (સ.અ.વ.) ના જીવનમાં પણ હતો, દુનિયાથી પડદો કર્યા પછી આજે પણ છે અને કયામત સુધી રહેશે.

માટે, જ્યારે મદીના શરીફની મુસાફરી કરો તો તમારા શરીર અને રૂહ બન્નેને પાક કરો, આખી મુસાફરીમાં દુરૂદ શરીફનો વિર્દ કરો. રોઝા મુબારક પર હાજર થઇને શોર ન કરો. ત્યાં ઊંચા અવાજે બોલવું પણ જાઇઝ નથી. હુઝૂર (સ.અ.વ.) પોતાના મઝારમાં હયાત (જીવીત) છે. તેઓ પોતાના ગુલામોના સલામ સાંભળે છે અને જવાબ આપે છે.

- રોઝા મુબારકની ચારે દિશાઓમાં સુરક્ષા કર્મીઓનો પહેરો હોય છે. તેઓ લોકોને બિદઅતના કામથી રોકે છે. તેમની સાથે તકરાર કરવી જોઇએ નહિ. ત્યાં જવાના અંને બહાર નીકળવાના જે આદાબ(શિષ્ટાચાર) છે, તેના પર અમલ કરવું જોઇએ.
- હજના દિવસોમાં ખાસ કરીને અને રમઝાનમાં સામાન્ય રીતે મદીના મુનવ્વરહમાં હાજીઓ અને પ્રવાસીઓની ભીડ હોય છે. તે સમયમાં સ્ત્રીઓ માટે રિયાઝુલ જન્નતમાં જવાનો સમય સવારે ૯-૦૦ વાગે હોય છે. આ સમયે સ્ત્રીઓ રિયાઝુલ જન્નતમાં નમાઝ પઢી શકે છે. અને રોઝા મુબારક પર ઊભી થઇને દુરૂદો સલામ પેશ કરી શકે છે.
- હુઝૂરે અકરમ (સ.અ.વ.)ના ઇરશાદાતની રોશનીમાં સઊદી સરકારે સ્ત્રીઓ માટે મઝારાતની હાજરી પર પ્રતિબંધ લાદયો છે. માટે ત્યાં કોઇ કબ્રસ્તાન અથવા મઝાર પર ફાતેહા ખ્વાની કરવી હોય તો બાઉન્ડ્રી બહાર દરવાજા પાસે ઊભી રહીને ઇસાલે સવાબ કરી શકે છે. જન્નતુલ બકીઅ અને શોહદાએ ઉહદના મઝારોની બાઉન્ડ્રી (કોટ) બહાર ઊભા રહી દુઆ માંગી શકાય છે.
- ત્યાં આ વ્યવસ્થાની વિરૂદ્ધમાં તેમની સાથે તકરાર કરવી નહિ. પહેલી વાત તો એ છે કે આ વાત શરીઅત વિરૂદ્ધ નથી અને આનું એટલું મહત્વ નથી કે ઇમાન પર આનો આધાર હોય. આ આપણી સરકારનો વિસ્તાર પણ નથી. અને ખાસ વાત એ છે કે આપણે ફક્ત આ કામ માટે અહિયાં આવ્યા નથી.

  ઉલમાએ દીન અને ઔલિયાએ કિરામ એમ કહે છે કે મક્કા મુકર્રમા અને મદીના-મુનવ્વરહના લોકોને ખરાબ રીતે યાદ ન કરો. તેમની ફરિયાદ ન કરો. તેમના તરફથી કોઇ વાત ખરાબ લાગે તો દિલમાં તેની ગાંઠ ન બાંધો. તેમનાં તરફથી કોઇ તકલીફ થાય તો તે જ સમયે તેમને માફ કરીને પોતાનું દિલ સાફ કરી લો. તેમનો કોઇ હક રોકી ન રાખો. તેમની સાથે દગો ન કરો. તેમનામાં કોઇ ખામી દેખાય તો પણ તેની ચર્ચા કરવી નહિ. અને આપણા અને તેમના મરતબામાં જે ભેદ છે તેને હંમેશ યાદ રાખો.

  બહારનો નેક માણસ પણ તેમની બરાબરનો નથી થઇ શકતો. આ વાત એહલે દિલ સારી રીતે સમજી શકે છે. અને સાચા આશિકો જ આની હકીકત સમજી શકે છે. એટલે જ અમે સાવચેતીનો અભિપ્રાય આપેલ છે.
- છેલ્લાં કેટલાય સમયથી પુરૂષો અને સ્ત્રીઓના ખિસ્સા કપાવવાની ઘટનાઓ

બનતી રહે છે, માટે બધી જ રકમ સાથે રાખીને ફરવું નહિ. નમાઝ માટે હરમમાં જાઓ, તે સમયે રકમ સાથે રાખવાની જરૂર નથી. બજારમાં પણ ફક્ત જરૂરિયાત જેટલી જ રકમ લઇને જવું.

- જિદ્દા, મક્કા, મદીના મુનવ્વરહ, મિના, અરફાત અને મુઝદલિફામાં ભારતીય દવાખાનાં આપણી સેવાં માટે ઉપલબ્ધ છે. જ્યારે જરૂર પડે, આપણે દવાઓ લઇ શકીએ છીએ.
- આપણા સાથીઓમાંથી જો કોઇ અવસાન (મૃત્યુ) પામે તો મુઅલ્લિમને જાણ કરી દો. બાકીની વ્યવસ્થા એ જાતે જ કરી લેશે. આ કામ માટે સરકાર તરફથી એક સંસ્થા કાર્યરત છે. ગુસલ અને કફન પછી આ જ સંસ્થાના માણસો મૈયતને લઇ જઇ હરમ શરીફમાં નમાઝે જનાઝા પઢાવીને દફન કરી આવે છે.

આ કેટલીક જરૂરી અને આવશ્યક ટૂંકી સૂચનાઓ જો ધ્યાનમાં રાખશો તો ઇન્શાઅલ્લાહ પ્રવાસની ઘણી તકલીફોથી છૂટકારો મળી જશે. જો કોઇ સહપ્રવાસી બહેન એવી મળી જાય, જે હજની સઆદત(સૌભાગ્ય) પામી ચૂકી હોય તો તેમના અનુભવનો પણ લાભ ઉઠાવો.

અને છેલ્લે એટલી અરજ છે કે જ્યારે દુઆ કરો, મિત્રોની સાથે આ અનુવાદકને પણ યાદ રાખશો.

અલ્લાહ તઆલા આપના આ બરકતવાળા અને પવિત્ર પ્રવાસને સલામતી અને ખૂબીઓની સાથે પૂર્ણ કરે અને અલ્લાહના ફઝલો કરમ અને તેના હબીબે પાક (સ.અ.વ.)ના વસીલાથી કબૂલ ફરમાવે. આમીન



# હજ ક્યારે ફર્ઝ થાય ?

- ઇસ્લામ માનવતાનો ધર્મ છે. અને સ્ત્રી-પુરૂષ બંને માનવતાની દૃષ્ટિએ સમાન છે, માટે ઇસ્લામી ઇબાદતો બંને પર ફર્ઝ છે.
- ઇસ્લામમાં પાંચેય અરકાનને માનવા અને તેના પર અમલ કરવામાં સ્ત્રી-પુરૂષમાં કોઇ ભેદ કે તફાવત નથી. અલબત્ત, માનવતાને ટકાવવા અને માનવ સૃષ્ટિની પ્રગતિ ખાતર સ્ત્રી પુરૂષના સર્જનમાં જે કુદરતી તફાવત છે, તેના કારણે સ્ત્રીઓને પુરૂષો કરતાં અમુક ઇબાદતોમાં કેટલીક છૂટ-છાટો અને સવલતો ઇસ્લામ તરફથી અલ્લાહની ભેટ તરીકે આપવામાં આવી છે.

  દા.ત., ખાસ દિવસોમાં (હૈઝ-નિફાસમાં) સ્ત્રીઓને નમાઝ માફ છે. માફીના સંદર્ભે એમનાથી કોઇ અન્ય સમયે કઝાની માંગ પણ નથી. રોઝા રાખવામાં પણ અમુક છૂટ-છાટો છે, જેનાથી પુરૂષો વંચિત છે.
- હજ ઇસ્લામના પાંચેય અરકાનમાંથી એક મહત્વનું રૂક્ન છે અને અમુક દૃષ્ટિએ અજર અને સવાબમાં બધી ઇબાદતોથી અફઝલ છે.
- ઉલમા ફરમાવે છે કે નમાઝ અને રોઝાથી નાના ગુનાહો માફ થાય છે. જ્યારે હજથી દરેક પ્રકારના નાના-મોટા ગુનાહોનો કફ્ફારો થઇ જાય છે, એટલે સુધી કે અમુક રિવાયતો મુજબ હુકૂકુલ ઇબાદ (બંદાઓના હક્કો) પણ માફ થઇ જાય છે. એનાથી સમજી શકાય કે હજ કેટલી મોટી અને ફઝીલતો વાળી ઇબાદત છે.
- જેના પર આ ઇબાદત ફર્ઝ હોય અને તેના માટે કોઇ અડચણ ન હોય છતાં તે હજ ન કરે તો આપણા મહેબૂબ રસૂલુલ્લાહ (સ.અ.વ.) નો ઇરશાદ છે કે એવો માણસ યહૂદી થઇને મરે કે નસરાની. (અલ્લાહ અને રસૂલ સ.અ.વ. ને તેની કોઇ દરકાર નથી.)

આ નાનકડા પુસ્તકમાં હજની શાનદાર ઇબાદતમાં સ્ત્રીઓ વિશેના અહકામ અને મસાઇલની જાણકારી આપવાનો મુખ્ય હેતુ છે.

# હજ ફર્ઝ થવાની શરતો

**હજ ફર્ઝ થવા માટે ચાર પ્રકારની શરતો છે.**

• **પહેલા પ્રકારની શરતો** એ છે જેમની હાજરીથી હજ ફર્ઝ થાય છે. તેમાં સ્ત્રી-પુરૂષનો કોઇ ભેદ નથી. એવી સાત શરતો છે. જો એમનામાંથી એક પણ શરત પૂરી થતી ન હોય તો હજ ફર્ઝ થતું નથી. અને જો હજ ફર્ઝ થતું નથી તો હજ માટે જવું જરૂરી નથી અને અન્યને મોકલવાની પણ જરૂર નથી. મૃત્યુ સમયે વસિયતની પણ જરૂર નથી. તે સાત શરતો નીચે પ્રમાણે છે.

(૧) મુસ્લિમ હોવું.

(૨) હજ ફર્ઝ થવાનું જ્ઞાન હોવું જોઇએ. આ શરત એ મુસ્લિમોને લાગુ પડે છે જે નવા ઈમાન લાવેલા હોય અથવા બિનમુસ્લિમ સરકારના પ્રશાસનમાં રહેતા હોય.

(૩) બાલિગ હોવું. એટલે કે યુવાન હોય અથવા પુખ્ત ઉંમરે પહોંચ્યો હોય, બાળક ન હોય, કેમકે નાબાલિગ પર કોઇ ઈબાદત ફર્ઝ નથી.

(૪) બુદ્ધિ સહી સલામત હોવી-પાગલ કે અસ્થિર મગજનો ન હોય.

(૫) આઝાદ હોય : ગુલામ ન હોય. ગુલામ કે લોંડી પર હજ ફર્ઝ નથી.

(૬) પ્રવાસ ખર્ચ હોય : હજ કરવા માટે પ્રવાસ ખર્ચ સહન કરવાની શક્તિ ધરાવતો હોય, એટલે કે પોતાની પાસે એટલો માલ હોય કે પ્રવાસ કરી શકે, ત્યાંના રોકાણ દરમિયાન સરકારી અને બિનસરકારી ખર્ચ કરી શકે. આ શરતમાં પુરૂષ માટે એ પણ જરૂરી છે કે આ ખર્ચ સિવાય પાછળ મૂકીને જતાં બાળકો- કુટુંબીજનો માટે ખાવા પીવાની રકમ પણ હોય. સ્ત્રીને માથે પતિ અથવા બાળકોના પોષણની જવાબદારી નથી માટે તેમના માટે આ શરત નથી. હા, જેમનું પોષણ સ્ત્રીના શિરે હોય તેમના માટે આ શરતનું ધ્યાન રાખવું જરૂરી છે.

(૭) હજનો સમય હોવો : આમ તો હજનો સમય (મોસમ) શવ્વાલ માસથી શરૂ થાય છે. પરંતુ બહારના રહેવાસીઓ માટે એ સમય ગણાય કે જ્યારે ત્યાંના લોકો સામાન્ય રીતે હજ માટે જવાનું શરૂ કરતા હોય છે.

• **બીજા પ્રકારની શરતો** એ છે કે જો એ વાતો તેનામાં જણાય અને પહેલાં પ્રકારની બધી શરતો પણ પૂરી થતી હોય તો તેના પર જાતે હજ પર જવું ફર્ઝ થઇ

જશે. આ હજ ફર્ઝ થવાની શરતો છે. જો પહેલાં પ્રકારની શરતો હોય અને આ બીજા પ્રકારની બધી અથવા કોઇ એક શરત ન જણાય તો જાતે જવું તો ફર્ઝ નથી, અલબત્ત, કોઇ અન્ય વ્યક્તિને તે જ સમયે હજ અદા કરવા માટે મોકલવું અથવા અવસાન (મૃત્યુ) પછી અન્ય વ્યક્તિથી હજ કરાવવાની વસિયત કરવી વાજિબ છે. આ પ્રકારની પાંચ શરતો છે.

(૧) સ્વસ્થ હોવું.
(૨) કેદ ન હોવી અથવા સરકાર તરફથી હજ પર જવાનું પ્રતિબંધ ન હોવું.
(૩) પ્રવાસનો રસ્તો સુરક્ષિત હોવો.
(૪) સ્ત્રી માટે મહરમ સાથે હોવું.
(૫) સ્ત્રી કોઇ પણ પ્રકારની ઇદ્દતમાં ન હોય.

પહેલાંની ત્રણ શરતો તો સ્ત્રી-પુરૂષ બન્નેને લાગુ પડે છે. છેવટની બે શરતો સ્ત્રીઓ સાથે સંલગ્ન (સંકળાયેલી) છે.

**મસાઇલ :**

- ૬૦-૭૦ વર્ષની વૃદ્ધા (ઘરડી સ્ત્રી) મહરમ વિના જતી રહે તો જાઇઝ છે. તેનાથી ઓછી ઉંમરની સ્ત્રીઓ માટે મહરમ હોવું આવશ્યક છે. પરંતુ જો કોઇ સ્ત્રી આ મસઅલાની દરકાર કર્યા વિના મહરમ વગર હજ કરી લેશે તો તેની હજ અદા થઇ જશે, પરંતુ શરીઅતના આ હુકમની અવગણના કરી, તેનો મોટો ગુનો થશે. અને હજ જેવી ઇબાદતમાં ગુનાહથી બચવું જ જોઇએ.
- મહરમ માટે એ પણ જરૂરી છે કે તે નેક અને સદાચારી હોય, પતિ દુરાચારી હોય તો તેની સાથે જવું નહિ.
- મહરમ પોતાના ખર્ચે હજ માટે જાય તો સારૂં, પરંતુ તે પોતાનો ખર્ચ ન કરે તો તેનો ખર્ચ પણ સ્ત્રીના શિરે છે. તે વખતે મહરમના ખર્ચની રકમ પણ સ્ત્રી પાસે હોવી, હજ વાજિબ થવાની શરતમાં ગણાશે.
- યુવાવસ્થા નજીક હોશિયાર બાળક મહરમ હોય તો તેની સાથે પણ જઇ શકે છે.
- કોઇ સાથી સ્ત્રી અથવા સ્ત્રીઓની જમાત મહરમની જગ્યા લઇ શકે નહિ, માટે તેમની સાથે જવું જાઇઝ નથી.
- વિધવા અથવા કુંવારી સ્ત્રી જેનો કોઇ મહરમ ન હોય તે ફક્ત હજ કરવા

માટે નિકાહ કરે તે વાજિબ કે જરૂરી નથી. અને જો નિકાહ કરી લે તો વાંધો પણ નથી.

- પાગલ (અસ્થિર મગજના) મહરમની સાથે પણ જવું જાઇઝ નથી.
- જે સ્ત્રી પર હજ ફર્ઝ હોય અને મહરમ પણ સાથે હોય, તો તે સ્ત્રીને ફર્ઝ હજ અદા કરવાથી પતિએ રોકવાનો અધિકાર નથી, હા, જો કે મહરમ ન હોય અથવા હજ નફલ હોય તો પતિ રોકી શકે છે.
- સ્ત્રી જો હજની મન્નત માની લેશે તો મન્નત સાચી ગણાશે, પરંતુ પતિની અનુમતિ (રજા) વગર જવું જાઇઝ નથી.
- જો સ્ત્રી પગપાળા હજ કરવા ઇચ્છે તો પતિ અથવા પિતા-દાદાની ગેરહાજરીમાં ભાઇ વગેરે તેને રોકવાનો અધિકાર ધરાવે છે.
- ઇદ્દત વાળી સ્ત્રી માટે, (મૃત્યુ અથવા તલાકની ઇદ્દત) ઇદ્દતની હાલતમાં હજ માટે જવું વાજિબ નથી. અને જો જતી રહેશે તો હજ અદા થઇ જશે, પણ ગુનો થશે.
- પોતાના પીર-મુરશિદ અથવા ધાર્મિક નેતા કે કોઇ પીરભાઇ સાથે મહરમ વગર જવું જાઇઝ નથી. ભલે તેમની સાથે સ્ત્રીઓ હોય.

• **ત્રીજા પ્રકારની શરતો** એ છે કે આ પૂરી થશે તો હજ સારી રીતે થશે. તેમની સંખ્યા નવ છે, જે નીચે મુજબ છે.

(૧) ઇસ્લામ.
(૨) હજના અરકાન વખતે એહરામમાં હોવું.
(૩) હજના અરકાન હજના સમયમાં અદા કરવા.
(૪) હજના અરકાન માટે જે સ્થળો નક્કી કરેલાં છે. તે અરકાનો ત્યાંજ અદા કરવા.
(૫) બુદ્ધિ અને સમજ હોવી.
(૬) જે અરકાન અદા કરે તેને જાણતી પણ હોય.
(૭) એહરામ પછી અરફાતના રોકાણ (વુકૂફ) પહેલાં પતિને સંબંધ બાંધવા ન દેવો.
(૮) હજના કાર્યો (અરકાન) જાતે અદા કરવા.
(૯) જે વર્ષે એહરામ બાંધે તે જ વર્ષે હજ અદા કરવો.

• **ચોથા પ્રકારની શરતો** એ છે કે હજ અદા થઇ ગયા પછી પણ એમનાંમાં

નવ શરતો હોવી જરૂરી છે.

(૧) હજ સમયે મુસ્લિમ હોવું.

(૨) હજ પછી પણ મૃત્યુ સુધી મુસ્લિમ હોવું.

(૩) આઝાદ હોવું.

(૪) સમજદાર હોવું.

(૫) બાલિગ (પુખ્ત) હોવું.

(૬) ખર્ચ કરવાની શક્તિ અને અરકાન અદા કરવાની તાકાત હોય તો જાતે જ હજ કરવી.

(૭) હજના દિવસોમાં પતિ સાથે શારીરિક સંબંધોથી હજ ફાસિદ ન કરવી.

(૮) કોઇ અન્ય વ્યક્તિ તરફથી હજની નિય્યત ન કરવી.

(૯) નફલ હજની નિય્યત ન કરવી.

## હજના ફર્ઝો

ઉપર જણાવ્યું છે કે કઇ શરતો હોવાને કારણે હજ વાજિબ થઇ જાય છે અને કઇ શરતો હજને ખરી (દુરૂસ્ત) બનાવે છે તથા કઇ શરતો હજની ફરઝિયતને જવાબદારીથી મુક્ત કરી દે છે.

હવે અહીં ખાસ હજના ફર્ઝો, વાજિબો અને સુન્નતો વગેરેને ટૂંકમાં જણાવીએ છીએ.

## હજના અસલ ફર્ઝો ત્રણ છે

**(૧) એહરામ :**

એહરામ એટલે હજ કે ઉમરહ અથવા બંનેની નિય્યત દિલથી કરીને તલ્બિયહ પઢવું છે. તલ્બિયહ અને એહરામની રીત અને તેના મસાઇલ આગળ જણાવવામાં આવેલ છે.

**(૨) વુકૂફે અરફા (અરફાતમાં રોકાણ) :**

૯, ઝીલહજના દિવસે ઝવાલથી લઇને ૧૦ ઝીલહજ ની સુબહ સાદિક સુધીમાં અરફાતના મેદાનમાં રોકાણ કરવું, ભલે એક મિનિટ માટે હોય.

અરફાતના મેદાનમાં નક્કી કરેલા સમયમાં રોકાવવું, પસાર થઇ જવું, પગપાળા, સવારીથી, ખુશીથી, બળજબરીથી, ઊંઘતા, જાગતાં, ભાનમાં, બેહોશીમાં, ગમે તેવી સ્થિતિમાં, ગમે તેટલા ઓછા સમય માટે રોકાણ હોય, તેને વુકૂફે અરફા ગણાશે.

**(3) તવાફે ઝિયારત :**

૧૦, ઝીલહજની સવારથી ૧૨ ઝીલહજની મગરિબ સુધી ગમે ત્યારે તવાફે ઝિયારત કરી શકાય, પરંતુ સ્ત્રી એહરામથી એ જ સમયે બહાર નીકળી જશે, જ્યારે વાળ કપાવશે.

- પુરૂષો માટે ઉમરહ અથવા હજના કાર્યોથી ફારેગ થઇને પોતાનું મુંડન કરાવવું અથવા વાળ મોટા હોય તો મશીન અથવા કાતરથી કપાવવા જરૂરી છે. પરંતુ આ કામ સ્ત્રી માટે હરામ છે. જો કે વાળ તો સ્ત્રી માટે પણ કપાવવા જરૂરી છે પણ સ્ત્રી પોતાની ચોટલીનો છેવટનો છેડો પકડીને એક પોરવા (લગભગ ૧'' ઇંચ) જેટલા વાળ કાતરથી જાતે કાપી લે અથવા મહરમથી કે કોઇ અન્ય સ્ત્રીથી કપાવી લે. બિનમહરમ પુરૂષથી વાળ કપાવવા જાઇઝ નથી.
- આ ત્રણેય ફર્ઝોમાંથી કોઇ પણ એક ફર્ઝ છૂટી જશે તો હજ બિલકુલ નહિ થાય અને દમ આપવાથી પણ આનો કફફારો થશે નહિ.
- તવાફે ઝિયારત સુધી પતિથી સંબંધ બાંધવાથી બચવું પણ ફર્ઝ જેવું જ આવશ્યક છે. આવી હરકતથી હજ બિલકુલ થશે નહિ.

## હજના વાજિબો

- ફર્ઝ છૂટી જાય ભલે ભૂલમાં કે જાણીને, હજ બિલકુલ થતી નથી. અલબત્ત, કોઇ વાજિબ છૂટી જાય, ભૂલથી અથવા જાણીને તો હજ થઇ જશે, પરંતુ વાજિબ છૂટી જવાનો દંડ ભોગવવો પડશે. દંડ વિશે આગળ સમજૂતિ આપવામાં આવી છે.

**હજના છ વાજિબો છે.**

(૧) મીકાત થી બહારના નિવાસી (એટલે કે આપણે) નું તવાફે વિદાઅ કરવું.
(૨) સફા-મરવહ વચ્ચે સઇ કરવી.

(૩) મુઝદલિફામાં વુકૂફ ભલે થોડા સમય માટે હોય. આખી રાત રોકાવવું સુન્નત છે. મુઝદલિફામાં સુબહ સાદિક પછીનો રોકાણ વાજિબ છે. પરંતુ સ્ત્રી ભીડને કારણે રોકાણ ન કરી શકે તો તેના માટે જાઇઝ છે. અને તેના માટે કોઇ દંડ નથી.

(૪) શૈતાન પર કાંકરીઓ મારવી (રમી કરવી)

(૫) હજ્જે કિરાન અથવા હજ્જે તમત્તોઅ કરનારે કુરબાની કરવી.

(૬) માથાના વાળ કપાવવા.

આ વાજિબાત સિવાય ઉપર લખેલા ફર્ઝોને ક્રમ બદ્ધ કરવા પણ વાજિબ છે.

## હજની સુન્નતો

આ સુન્નતોનો હુકમ એ છે કે એમને જાણીને ત્યજવું ન જોઇએ. એમને કરવાથી હજના સૌંદર્યમાં વધારો થાય છે અને સવાબ મળે છે. અલબત્ત છોડી દેવાથી કોઇ પ્રકારનો દંડ ભોગવવો પડતો નથી. એ સુન્નતો આ પ્રમાણે છે.

(૧) હજ્જે ઈફરાદ અથવા કિરાન કરનારે તવાફે કુદૂમ કરવો.

(૨) ૯ ઝીલહજની રાત્રે મિનામાં રહેવું.

(૩) ૯ ઝીલહજના રોજ સૂર્યોદય પછી મિના થી અરફાત જવું.

(૪) અરફાતથી પરત થતાં આખી રાત મુઝદલિફામાં રહેવું.

(૫) મિનાના દિવસો દરમિયાન રાત્રિ મિનામાં પસાર કરવી.

(૬) મિનાથી પરત થતાં વાદીએ મુહસ્સબમાં રોકાવવું.

અહીં એ જ સુન્નતો જણાવી છે જે સ્ત્રીઓ માટે પણ છે અને પુરૂષો માટે પણ છે.

## હજના પ્રકારો

હજના ત્રણ પ્રકારો છે.

**(૧) કિરાન :**

કિરાનમાં ઉમરહ અને હજ બંનેનો એહરામ એક સાથે બાંધવામાં આવે છે. અને ઉમરહ કર્યા પછી એહરામ ખોલવામાં આવતો નથી. હજ

પછી જ આ એહરામ ખુલે છે. ઉમરહ હજના મહીના શરૂ થયા પછી હોવો જરૂરી છે. હનફીઓના મત્તાનુસાર આ પ્રકાર બાકીના બે પ્રકારોથી અફઝલ છે. આમાં આભાર (શુક્રાના) તરીકે એક કુરબાની વાજિબ છે.

**(૨) તમત્તોઅ :**

આમાં પહેલાં ઉમરહનો એહરામ બાંધવામાં આવે છે. અને ઉમરહ કરીને એહરામ ખોલી દેવામાં આવે છે. પછી ૮, ઝીલહજના દિવસે અથવા તે પહેલાં હજનો એહરામ બાંધવામાં આવે છે. અફઝલિયતની દૃષ્ટિએ તમત્તોઅ, કિરાન પછી છે. અને આમાં પણ એક જાનવરની કુરબાની આભાર માનીને કરવી વાજિબ છે.

**(૩) ઇફ્રાદ :**

આમાં ફક્ત હજની નિય્યતથી એહરામ બાંધવામાં આવે છે. જે હજ પછી જ ખોલવામાં આવે છે. ફઝીલતની દૃષ્ટિએ આનો નંબર ત્રીજો છે. આ હજ પછી આભારની કુરબાની વાજિબ નથી, ઇચ્છે તો કરી શકે.

- મીકાત બહારના નિવાસીઓ ત્રણેયમાંથી કોઇ એકનો એહરામ બાંધી શકે છે. પરંતુ મક્કાના નિવાસીઓ ફક્ત ઇફરાદનો જ એહરામ બાંધી શકે છે. કિરાન કે તમત્તોઅનો નહિ.
- કિરાન અથવા તમત્તોઅ કરનાર હાજીઓને અલ્લાહના આભારની કુરૂબાની કરવી વાજિબ છે. ઇફરાદ વાળા માટે વાજિબ નથી. ઇચ્છે તો કરી શકે નહિતર વાંધો નથી.
- જો મક્કા મુકર્રમા એવા સમયે પહોંચ્યા કે હજમાં થોડાક જ દિવસો રહી ગયા હોય તો કિરાનની નિય્યત કરી લો તો વધુ સારૂં છે, જેથી અફઝલ હજ કરી શકો. નહિતર જે ઇચ્છો તે કરી શકો છો.

અલબત્ત, જો વધુ સમય પહેલાં પહોંચી જવાનું હોય, તો હજ્જે તમત્તોઅની નિય્યત કરી લો. કેમકે, એહરામના પ્રતિબંધો ખૂબ જ કડક હોય છે. અને તેમાં ભૂલચૂક પણ માફ થતી નથી. અને પછી આમેય સ્ત્રીઓ મસાઇલથી અજાણ હોય છે અને બીજું એ કે આ પ્રતિબંધો પર અમલ કરવામાં પણ સ્થિતિઓ અને સ્થળોના કારણે તેમને તકલીફો પડી શકે છે.

નીચે ત્રણેય પ્રકારની હજની નિય્યતો લખવામાં આવી છે. એટલું યાદ

રાખો કે નિય્યત ફક્ત દિલની ઇચ્છા (ઇરાદા) ને કહે છે. જીભથી કહેવું આવશ્યક નથી. કહી લેવું સારૂં છે. અને એ પણ જરૂરી નથી કે જીભથી અરબી શબ્દો કહે, ગુજરાતી કે અન્ય કોઇ ભાષામાં પણ કહી શકાય. પણ જે સ્ત્રીઓ અરબી વાંચી શકે છે, તે અરબીમાં નિય્યત કરે તો સારૂં છે. એ જ બહાને તેના મોઢે એ શબ્દો અદા થઇ જશે જે પ્રિય રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ અદા કર્યા હતા.

**કિરાન :**

اَللّٰهُمَّ اِنِّيْ اُرِيْدُ الْعُمْرَةَ وَالْحَجَّ
فَيَسِّرْهُمَا لِيْ وَتَقَبَّلْهُمَا مِنِّيْ ـ

**અલ્લાહુમ્મ ઇન્ની ઉરીદુલ્ ઉમ્રત વલ્ હજ્જ ફયસ્સિર્ હુમા લી વ તકબ્બલ્ હુમા મિન્ની.**

**અનુવાદ :**

અય અલ્લાહ ! હું ઉમરહ અને હજ બંનેની નિય્યત કરૂં છું, આ બંનેને મારા માટે સરળ બનાવ અને મારા વતી આ બંનેને કબૂલ ફરમાવ.

આ નિય્યત કરીને તલ્બિયહ પઢે. સ્ત્રીઓ ધીમા સ્વરે (આહિસ્તા અવાજે) તલ્બિયહ પઢશે જ્યારે પુરૂષો જોરથી તલ્બિયહ પઢશે.

**તમત્તોઅ :**

આમાં પહેલાં ફક્ત ઉમરહની નિય્યત કરવામાં આવે છે. જે આમ છે.

اَللّٰهُمَّ اِنِّيْ اُرِيْدُ الْعُمْرَةَ فَيَسِّرْهُ لِيْ
وَتَقَبَّلْهُ مِنِّيْ ـ

**અલ્લાહુમ્મ ઇન્ની ઉરીદુલ્ ઉમ્રત ફયસ્સિરહુ લી વ તકબ્બલહુ મિન્ની.**

**અનુવાદ :**

અય અલ્લાહ ! હું ઉમરહની નિય્યત કરૂં છું, તેને મારા માટે સરળ બનાવ અને મારા વતી કબૂલ ફરમાવ.

પછી જયારે હજનો એહરામ બાંધવા લાગે તો અલ-ઉમરહની જગ્યાએ અલ-હજ્જ કહે, બાકીનું લખાણ એ જ રહેશે. અને ઈફરાદની નિય્યતમાં પણ શબ્દ ''અલ-હજ્જ'' હશે. બાકી લખાણ એ જ રીતે રહેશે. એટલેકે

**ઇફરાદ :**

اَللّٰهُمَّ اِنِّیْ اُرِیْدُ الْحَجَّ فَیَسِّرْهُ لِیْ وَتَقَبَّلْهُ مِنِّیْ -

**અલ્લાહુમ્મ ઇન્ની ઉરીદુલ્ હજ્જ ફયસ્સિરહુ લી વ તકબ્બલ્હુ મિન્ની.**

**અનુવાદ :**

અય અલ્લાહ! હું હજની નિય્યત કરૂં છું, તેને મારા માટે સરળ બંનાવ અને મારા વતી કબૂલ ફરમાવ.

**મસાઇલ :**

તમત્તોઅ વાળી સ્ત્રી ઇચ્છે તો તમત્તોઅનો ઉમરહ કર્યા પછી હજથી પહેલાં વધુ ઉમરહ કરી શકે છે, પણ કિરાન કરનારી સ્ત્રી કિરાનના ઉમરહ પછી હજ પહેલાં બીજો ઉમરહ કરી શકે નહિ. કિરાન અને તમત્તોઅના ઉમરહના તવાફમાં પુરૂષ તો રમલ (ટહાર ચાલવું) પણ કરશે અને પોતાનો જમણો ખભો પણ ખોલશે (ઇઝતેબાઅ કરશે) પરંતુ સ્ત્રી માટે આ બંને વાતોની મનાઇ છે. તે પોતાની સામાન્ય ચાલથી તવાફ કરશે અને શરીરનો કોઇ અંગ ખોલશે નહિ. અને ઈફરાદ વાળી સ્ત્રી પણ હજ પહેલાં કોઇ ઉમરહ કરી શકશે નહિ.

તમત્તોઅ કરનારી સ્ત્રી (કે પુરૂષ) જો તવાફે ઝિયારતની સઇ, અગાઉ કરવા ઇચ્છે તો હજનો એહરામ બાંધ્યા પછી નફલ તવાફ કર્યા બાદ સઇ કરી શકે છે. અને કિરાન કરનારી સ્ત્રી માટે અફઝલ એ છે કે હજની સઇ તવાફે કુદૂમ કર્યા પછી કરે નહિંતર તવાફે ઝિયારત પછી સઇ કરે.

## " મીકાત "

મીકાત વાસ્તવમાં નક્કી કરેલા સમય અથવા નક્કી થયેલી જગ્યાને કહે

છે. મીકાતના બે પ્રકાર છે.

**મીકાતે ઝમાની :**

ફક્ત હજ સાથે સંબંધ ધરાવે છે કેમકે હજ અને તેના કાર્યો ખાસ સમય અને જમાનામાં અદા કરવા જરૂરી છે. એટલેકે ૧લી શવ્વાલ થી ૧૦ ઝીલહજ સુધી. આ હજના મહીનાઓ છે. હજનો જમાનો અને હજની મોસમ પણ આજ સમયગાળાને કહે છે.

ઉમરહ માટે મીકાતે ઝમાની જરૂરી નથી કેમકે ઉમરહ વર્ષમાં ગમે તે સમયે કરી શકાય છે. અલબત્ત, ૯ ઝીલહજ થી ૧૨, ઝીલહજ સુધી ઉમરહ કરવાની મનાઇ છે.

**મીકાતે મકાની :**

- એ ખાસ સ્થાનો છે કે જ્યાંથી હજ અથવા ઉમરહનો એહરામ બાંધવો આવશ્યક અને જરૂરી છે. આ જગ્યાઓને એહરામ વગર પાર કરવાથી દંડ થઇ જાય છે. આ જગ્યાઓ આપણા નબીએ કરીમે (સ.અ.વ.) જાતે નક્કી કરી છે. આમાં ફેરફારનો હવે કયામત સુધી કોઇને અધિકાર નથી.
- વિશ્વના ગમે તે સ્થળેથી ગમે તે રસ્તે (જમીન, સમુદ્ર અથવા હવા) કોઇ મુસ્લિમ મક્કા આવે તો તેને કોઇને કોઇ દિશાથી કોઇ એક મીકાતથી પસાર થવું પડશે.
- અલ્લાહ તઆલાએ કાયમી કાયદો બનાવી દીધો છે કે મને માનનાર કોઇ પણ માણસ મને મળવા મારા ઘરની મર્યાદાઓ (સીમાઓ) માં મારી પસંદગીનો પહેરવેશ પહેર્યા વગર ન આવે. અને હવે હુઝૂર (સ.અ.વ.) પર નુબુવ્વત સમાપ્ત થઇ ગઇ છે. માટે હરમની સીમાઓમાં પ્રવેશપાત્ર ફક્ત એજ લોકો છે જે હુઝૂર સરવરે કૌનૈન (સ.અ.વ.) ને અલ્લાહ તઆલાના સાચા અને અંતિમ નબી માને, માટે જ બિન મુસ્લિમોને હરમની સીમાઓમાં પ્રવેશની અનુમતિ (રજા) નથી. અને એટલા માટે જ એહરામ વગર હરમની સીમાઓમાં પ્રવેશ કરનાર મુસ્લિમો પર દંડ છે.
- મીકાતને એહરામ વગર પાર કરનાર હાજી અથવા પ્રવાસી પર એક જાનવરની કુરબાની વાજિબ છે.
- જો કે, કોઇ હરમે મક્કા સિવાય અન્ય સ્થળે જવા ઇચ્છે, તો તેના માટે એહરામ બાંધીને ત્યાંથી પસાર થવું જરૂરી નથી.

- સ્થળ અને જગ્યાની દૃષ્ટિએ પૃથ્વીને ત્રણ ભાગમાં વહેંચવામાં આવી છે.

**(૧) અર્ઝે હરમ (હરમની ધરતી) :**

આ જગ્યા ખાસ મક્કા મુકર્રમા અને તેની આસપાસનો મર્યાદિત નક્કી થયેલો વિસ્તાર છે. આ વિસ્તારમાં રહેનારાઓને હરમી કહે છે. આ લોકો હજનો એહરામ હરમની ધરતીની અંદર જ ગમે ત્યાં બાંધી લેશે. આખી હરમની ધરતી તેમના માટે હજની મીકાત છે. ઉમરહના એહરામની મીકાત હરમની સીમાઓથી બહાર "હિલ" નો વિસ્તાર છે.

**(૨) અર્ઝે હિલ (હિલની ધરતી) :**

મવાકિયત (મીકાત બહારનો વિસ્તાર) અને અર્ઝે હરમ વચ્ચેના વિસ્તારને અર્ઝે હિલ કહે છે. અને અહીંના નિવાસીઓ હિલ્લી કહેવાય છે. મીકાતથી પસાર થઇને ફક્ત હિલમાં કોઇ આવવા ઇચ્છે તો તેના માટે એહરામ જરૂરી નથી. હિલના નિવાસીઓ પોતાના વેપાર અથવા કોઇ અન્ય કામથી હરમમાં એહરામ વગર પ્રવેશી શકે છે. પરંતુ તેઓ હજ કે ઉમરહ માટે આવે તો તેમના માટે પણ એહરામ બાંધીને આવવું આવશ્યક (જરૂરી) છે. અલબત્ત, તેમની મીકાત અર્ઝે હિલ છે, અહીં તેઓ ગમે ત્યાં એહરામ બાંધી શકે છે.

**(૩) આફાક :**

મીકાતથી બહારની આખી દુનિયા આફાક છે. અને ત્યાંના રહેવાસીઓને આફાકી કહેવામાં આવે છે. આ આફાકી જ્યારે હરમની સીમાઓમાં પ્રવેશ કરવા ઇચ્છે તો એહરામ વગર મીકાતને પસાર કરી શકશે નહિ. ભલે તેઓનો આશય હજ-ઉમરહનો હોય કે વેપાર અને પ્રવાસનો હોય.

- જો અહલે હરમ અથવા અહલે હિલ કોઇ આવશ્યકતાને કારણે મીકાત પાર કરીને આફાકમાં જતા રહે અને પાછા ફરે તો તેમના માટે પણ આફાકીઓની જેમ એહરામ બાંધવું જરૂરી છે.
- જો કોઇ આફાકી નોકરી, વેપાર, મુલાકાત ગમે તે આશયથી હિલમાં આવે તો મીકાતથી તેના માટે એહરામ બાંધવું જરૂરી નથી. હિલમાં આવીને તે પણ હિલનો નિવાસી થઇ જશે. હજ તથા એહરામ સંબંધી શરઇ અને બિન શરઇ હુકમો નિવાસીઓ માટે સરખાં છે. હવે તે એમની

જેમ જ અર્ઝે હરમમાં આવી શકે છે. એમની જેમ જ હિલમાં એહરામ બાંધી શકે છે. જિદ્દહ પણ હિલનો સ્થળ છે, માટે જે સ્ત્રીઓ ત્યાં નોકરી માટે કે પોતાના પતિની સાથે રહે છે, તેઓ કોઇ કામથી મક્કા આવ-જા કરે તેમના માટે એહરામ આવશ્યક (જરૂરી) નથી. અલબત્ત, ઉમરહની નિય્યતથી મક્કામાં પ્રવેશવું હોય તો જિદ્દહથી એહરામ બાંધીને જાય અથવા તનઇમ (મસ્જિદે આઇશા) જઇને એહરામ બાંધે.

- એ જ રીતે જ્યારે કોઇ આફાકી હરમમાં આવીને ત્યાં રહી જાય તો તેમની બાબતો પણ મક્કી જ થઇ જાય છે. હવે તેઓ પણ હજનો એહરામ મક્કા માં જ બાંધે અને ઉમરહનો એહરામ હિલ જઇને બાંધે. હવે તેને એહરામ માટે મીકાતથી બહાર જવું જરૂરી નથી.

  જો કોઇ મીકાતથી એહરામ વગર આવી ગયો હતો પણ ફરી મીકાત પર પાછો જઇને એહરામ બાંધીને આવે, તો પહેલાંનો થયેલો દંડ માફ થઇ જશે.

**હુદૂદે હરમ (હરમની સીમાઓ) :**

- જિદ્દાની દિશાએ લગભગ ૧૦-૧૧ માઇલ. સ્થળ-બીરે શમીસ (હુદયબિયહ)
- મદીના મુનવ્વરહની દિશાએ લગભગ ત્રણ માઇલ. સ્થળ- તનઇમ.
- યમનની દિશાએ લગભગ સાત માઇલ. સ્થળ-જઅરાના.
- તાઇફની દિશામાં લગભગ સાત માઇલ. સ્થળ-બતને અર્ના.
- આ સંપૂર્ણ વિસ્તારને હરમ કહે છે. આ વિસ્તારમાં કોઇ જાનવરનો શિકાર કરવો જાઇઝ નથી. તેમાંના વૃક્ષો (ઝાડ) કાપવા પણ જાઇઝ નથી. આ સીમાઓને શીલાઓ રોપીને દર્શાવવામાં આવેલ છે.
- જો કોઇના રસ્તામાં બે મીકાતો અથવા બે કેન્દ્રો આવતા હોય તો તેના માટે બહેતર તો એજ છે કે તે પ્રથમ મીકાત અથવા કેન્દ્રથી એહરામ બાંધી લે, અને જો તે બીજી મીકાત કે કેન્દ્ર પર જઇ એહરામ બાંધે તો પણ તેને આમ કરવાની છૂટ છે, તેમાં કોઇ દંડ નથી.
- અને જો રસ્તામાં એક મીકાત અને અન્ય મીકાતના કેન્દ્રો આવતાં હોય તો મૂળ મીકાતથી એહરામ બાંધવું જરૂરી છે. કેન્દ્રો સુધી વગર એહરામે જવાની પરવાનગી નથી. અને જો કોઇ કેન્દ્ર પર જઇ એહરામ બાંધશે તો

દંડની કુરબાની આપવી પડશે.

- ઇન્ડિયાથી હવાઇ રસ્તે જવું હોય તો વિમાનમાં સવાર થતાં પહેલાં એહરામ બાંધી લે, કેમકે વિમાનમાં નમાઝ વગેરે પઢવાની સગવડ હોતી નથી. અને મીકાત ઉપરથી પસાર થતાં અગાઉ એહરામની નિય્યત કરી લેવી.

## હજના સ્થળો

### મિના

- ફક્ત ઉમરહ કરવા માટે સ્ત્રી (કે પુરૂષ) ગઇ હોય તો ઉમરહ પૂરો કરીને મદીના મુનવ્વરહ જતી રહે. અને જેટલી તક મળે ત્યાં અને મક્કા મુકર્રમામાં રહેવું. ખૂબ ઇબાદત કરવી. સદકા-ખૈરાત કરવી, કેમકે મક્કાની એક નેકી એક લાખ સમાન છે અને મદીનાની પચાસ હજાર સમાન છે. ઝિક્ર અઝકાર કરો, દુરૂદ શરીફ પઢો, ઇસ્તિગફાર પઢો અને કુર્આને પાકની તિલાવત કરો, મસ્જિદે હરામ અને મસ્જિદે નબવીમાં ઓછામાં ઓછું એક કુરઆન પઢી લેવું જોઇએ.
- પરંતુ જો હજ પણ કરવું હોય તો યાદ રાખો કે હજના કાર્યો માટે મિના વગેરે પણ જવું પડશે. આ થોડીક લીટીઓ એમના જ પરિચય માટે લખવામાં આવેલ છે, જેથી ત્યાં જાવ તો કામ લાગે.
- મિના, મક્કા મુકર્રમાથી ત્રણ માઇલના અંતરે છે.
- આ શહેર વિશ્વમાંનું ફક્ત એક જ છે, જે વર્ષ દરમિયાન ફક્ત પાંચ દિવસો માટે આબાદ થાય છે.
- અહીં ઉત્તમ-પ્રકારની, શાનદાર અને બહુમાળી ઇમારતો પણ છે. પરંતુ વર્ષ દરનિયાન ખાલી રહે છે અને ફક્ત પાંચ દિવસ માટે ઉપયોગ થાય છે.
- અહીં હાજીઓ ૮, ઝીલહજના દિવસે આવે છે અને ૧૩મીએ બધા વિખેરાઇ જાય છે.
- અહીં એક મોટી મસ્જિદ છે, જેને મસ્જિદે ખૈફ કહેવામાં આવે છે. આમાં હદીસ શરીફની રૂએ ૭૦ પયગમ્બરો દફન છે. ઘણી બરકત વાળું સ્થળ છે.

- આ સિવાય ત્રણ શયતાનો પણ છે, જેમને દરેક હાજી ૧૦ થી ૧૨ અથવા ૧૩ ઝીલહજ સુધી કાંકરીઓં મારે છે. (રમી કરે છે.) હકીકતમાં આ શૈતાનો નથી, પણ શૈતાનની ફિતનાગીરીની યાદગારો છે.

  હઝરત ઈસ્માઈલ (અલૈ.) ની કુરબાનીની ઘટના તમે વાંચી જ હશે. જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તેમને કુરબાની માટે લઈને જઈ રહ્યા હતાં ત્યારે શૈતાને આ ત્રણેય સ્થળોએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ને ગુમરાહ કરવા અને તેમના નિશ્ચયથી દૂર રાખવાના પ્રયત્નો કર્યા હતા અને ત્રણેય વખતે હઝરત ઈબ્રાહીમે (અલૈ.) શૈતાનને કાંકરીઓ મારી તેને પરાસ્ત (નાકામ) કર્યો હતો.

  માતૃત્વના પ્રેમની સ્મૃતિ, અલ્લાહ તઆલાએ સઈના રૂપમાં કાયમ રાખી, તો પિતૃત્વની ભાવનાની કસોટીને આ અમલ (રમી) સાથે અહીં કાયમ રાખી. હવે જો કોઈ કાંકરીઓ ન મારે અથવા ઓછી મારે કે પદ્ધતિ વિરૂદ્ધ મારે તો તેને દંડને પાત્ર ગણાશે.

- ૧૦મી ઝીલહજના દિવસે ફક્ત મોટા શૈતાન (જમરહ) ને સાત કાંકરીઓ મારવાની હોય છે. અને ૧૧,૧૨,ના દિવસે ત્રણેય જમરહ પર સાત-સાત કાંકરીઓ મારવી પડશે. જો કોઈ ૧૩મીએ મિનામાં રોકાણ કરે તો ૧૩મીએ પણ ત્રણેય જમરાતને કાંકરીઓ મારવી પડશે. કાંકરી મારવાની રીત અને તેના સંબંધિત મસાઈલ આગળ ખાસ શીર્ષક હેઠળ જણાવવામાં આવશે. કાંકરીઓ મારવા સિવાય હાજીઓ કુરબાની પણ મિનામાં કરે છે.

- મિનાની અદ્‌ભૂત વાતો ઘણા આલિમોએ લખી છે. મેં પણ અમુક અદ્‌ભૂત વાતો જોઈ છે અને ઈન્શા અલ્લાહ આપ પણ જોશો.

  પહેલી વાત તો એ છે કે લાખોની જનમેદની હોય, સ્વભાવ અને બધી રીતે વિભિન્નતા જણાતી હોય, તેમની જરૂરિયાતો વિશે જુઓ, તેમની રહેણી-કરણી વિશે વિચારો, ગંદકી પણ થાય છે અને દુર્ગંધ ફેલાય તેવો કચરો પણ થાય છે, જ્યાં ગંદકી હોય, લોહી હોય, કચરો હોય ત્યાં કોઈ કલ્પના પણ કરી શકે કે માખીઓ અને મચ્છરો ન હોય! પરંતુ મિનામાં આ કલ્પના પરાસ્ત થઈ જાય છે. પાંચ દિવસ સુધી આપને એક પણ માખી કે મચ્છર દેખાશે નહિ, પરંતુ પાંચ દિવસ પછી માખીઓની સંખ્યા એટલી બધી થઈ જાય છે કે એક મિનિટ પણ રોકાવવું ભારે પડે.

- આપ લોકોએ મોટા મોટા જમણવાર જોયાં હશે. જ્યારે પહેલી શીફટ ચાલે છે, ત્યારે બાકીના લોકો શરાફત અને ધીરજથી ચુપચાંપ બેસી રહે છે પણ જેમ પહેલી શીફટ પૂરી થઇ કે પછી તેમની ધમાલ જોઇ શકશો.
- લગભગ એવી જ સ્થિતિ ત્યાંની માખીઓની છે કે જ્યાં સુધી અલ્લાહના મહેમાનો ત્યાં હાજર રહે છે, મોટામાં મોટી ગંદકી અને લોહી વગેરે પણ માખીઓની ધીરજને પરાસ્ત કરી શકતાં નથી. અને જ્યારે મહેમાનો જતાં રહે છે તો હવે કોઇ બાંધ તેમને રોકી શકતું નથી.

લાખોની સંખ્યામાં જાનવરોની કુરબાની થાય છે. મિનાના પર્વતો માંસના જથ્થાથી લાલ રંગના થઇ જાય છે, કેમકે મધ્યમવર્ગીય અને ગરીબ હાજીઓ માંસને સુકવે છે, જેથી વધારે દિવસો સુધી તેનો ઉપયોગ થઇ શકે. આ બધી પરિસ્થિતિ હોવા છતાં મિનામાં આ દિવસોમાં કોઇ સમડી કે કાગડો પણ દેખાતો નથી.

કુદરતની કેટલી અદ્ભૂત અને શાનદાર વ્યવસ્થા છે અને હાજીઓ માટે કેટલો મોટો સન્માન !

દર વર્ષે ૨૫ થી ૪૦ લાખ માણસો હજ કરવા જાય છે. હવે કલ્પના કરો કે એક વ્યક્તિ ઓછામાં ઓછી ૪૯ કાંકરીઓ મારે અને આપણે હાજીઓની સંખ્યા ૨૫ લાખ ગણીએ તો ૧૨ કરોડ થી વધુ કાંકરીઓના ઊંચા ઊંચા પર્વતો બની જાય. પણ ત્યાં પર્વત તો શું કોઇ ઊંચા ઢગલા પણ દેખાતા નથી. છેવટે આ બધી કાંકરીઓ ક્યાં જતી રહે છે?

આપણા પ્રેમાળ નબી (સ.અ.વ.) એ ફરમાવ્યું છે કે જેમની કાંકરીઓ કબૂલ થઇ જાય છે, ફરિશ્તાઓ તેમને ઉપાડી લે છે, જેથી આમાલ લઇ જવાના સમયે નેકીઓના પલ્લાંમાં તેમનો વજન થાય અને ત્યાં ફક્ત એ જ કાંકરીઓ પડેલી રહી જાય છે જે કબૂલ થઇ ન હોય, એટલે જ એવો હુકમ છે કે શૈતાનની નજીકની કાંકરીઓ ઊઠાવીને રમી કરવી નહિ, આવું કરવું મકરૂહ છે.

કેટલાક લોકો એમ માને છે કે ત્યાંની સરકાર કાંકરીઓને સાફ કરાવી દે છે, તે વાત બિલકુલ જુઠ્ઠી, ભ્રમવાળી અને સત્યથી વેગળી છે.

કાંકરીઓ ફરિશ્તાઓ ઉપાડી લે છે, એ વાત આપણા સત્યવાન અને પ્રેમાળ મહબૂબ (સ.અ.વ.) નો ફરમાન છે. આમાં શંકા-કુશંકાને કોઇ સ્થાન હોઇ જ ન શકે.

# મૈદાને અરફાત

- મક્કા મુકર્રમાથી લગભગ ૯ માઇલ અને મિનાથી ૬ માઇલના અંતરે એક મેદાન છે, જે મેદાને અરફાત તરીકે ઓળખાય છે.
- અહીં આવીને રોકાવવું, જેને વુકૂફે અરફા અથવા વુકૂફે અરફાત કહેવામાં આવે છે, હજનો મહત્વનો રૂક્ન (અરકાનમાંથી) છે. જો કોઇ નિયત સમયે અંદર ન આવે તો ભલે તેણે હજના બધાં કાર્યો કર્યા હોય, તો પણ તેની હજ થશે નહિ.
- વુકૂફ એટલે કે રોકાવવું. અરફા, ૯ ઝીલહજનો દિવસ.
  (અરફાના દિવસે) રોકાવવું. અરફાત મેદાનનું નામ છે અને તેનો અર્થ અરફાતમાં રોકાવવું. આ રોકાણ ચાલતાં, ફરતાં, ઊઠતાં, બેસતાં, ભાગતાં, સવારી પર, જમીન પર અથવા હવામાં પસાર થઇ જવું, દરેક સ્થિતિએ વુકૂફ ગણાશે. આ રોકાણનો સુન્નત સમય તો ૯ ઝીલહજના રોજ ઝવાલ પછીથી સૂર્યાસ્ત સુધીનો છે, પણ મુસ્તહબ સમય ૧૦ ઝીલહજ સુબહ સાદિક સુધીનો છે. (જો કોઇ હાજી ૯ ઝીલહજના રોજ સૂર્યાસ્ત સુધી કોઇ મજબૂરીથી અરફાતમાં ન પહોંચી શક્યો, તો તે સૂર્યાસ્ત પછી પણ અરફાતના મેદાનમાં દાખલ થઇ શકે છે.) એટલે કે આ સમય દરમિયાન કોઇ એક મિનિટ, એક સેકન્ડ માટે પણ અરફાતમાં આવી ગયો અથવા ત્યાંથી પસાર થઇ ગયો, તે વુકૂફે અરફા ગણાશે.
- આ મેદાનમાં એક ડુંગર (પહાડ) છે, જેને જબલે રહમત કહેવામાં આવે છે. હુઝૂરે (સ.અ.વ.) હજ્જતુલ વિદાઅ સમયે આ જ ડુંગરના તળિયે પોતાની ઊંટણી પર સવાર થઇને ખુત્બો આપ્યો હતો. આજે પણ બાદશાહ અથવા તેનો નાયબ અહીં ઉભા થઇને દુઆ માંગે છે.
- આ જ મેદાનના કિનારે એક મસ્જિદ બનેલી છે, જેને મસ્જિદે નમરહ અથવા મસ્જિદે ખલીલ (અલૈ.) કહે છે. આ મસ્જિદમાં ઝોહર અને અસરની નમાઝો એક સાથે ઝોહરના સમયે ઇમામની પાછળ પઢવાનો હુકમ છે. ત્યાં શક્ય હોય તો જવું જોઇએ, નહિતર પોતાના તંબુમાં ઝોહરના સમયે ઝોહરની અને અસરના સમયે અસરની નમાઝ પઢી લેવી.
- અરફાતની સીમાઓની બહાર કોઇ રોકાણ કરશે તો તેની હજ થશે નહિ.

- અરફાતના મેદાનમાં અસરથી સૂર્યાસ્ત (સૂરજ આથમવા) સુધી દુઆઓ માંગવી જોઈએ. અહીં માંગેલી બધી જ દુઆઓ કબૂલ થાય છે.

## મુઝદલિફા

- આ મેદાન અરફાત અને મિનાની વચ્ચે છે. અરફાત અને મિનાથી આનો અંતર ત્રણ માઈલનો છે.
- અરફાતથી સૂર્યાસ્ત પછી મગરિબની નમાઝ પઢ્યા વગર મુઝદલિફા તરફ પ્રયાણ કરવો. મુઝદલિફામાં રોકાણ કરવું વાજિબ છે. અરફાતથી ભલે ગમે તે સમયે મુઝદલિફા પહોંચો, મુઝદલિફા પહોંચ્યા પછી એક સાથે મગરિબ અને ઈશાની ફર્ઝો, અદાની નિય્યતથી અદા કરવાની રહેશે. રાત પસાર કર્યા બાદ ફજરની નમાઝ પઢીને મુઝદલિફા છોડીને મિના તરફ પ્રયાણ કરવો.
- મુઝદલિફા પણ એક મેદાન છે. અહીં વીજળી અને પ્રકાશની સારી એવી વ્યવસ્થા છે, સ્ત્રીઓએ પોતાની જગ્યા છોડીને આમતેમ ફરવું નહિ. નહિતર ઘણી તકલીફ થઇ શકે છે. પોતાના પ્રવાસ દરમિયાન ઘણી સ્ત્રીઓ આવી જ રીતે હેરાન થતી દેખાય છે. અહીં ભટકી ગયેલ માણસ ફરી મિનામાં જ મળે છે.
- મુઝદલિફાથી સૂર્યોદયથી થોડીક મિનિટો પહેલાં રવાના થઇ જવું અને મિના આવવું. મિનામાં જમરાત (શૈતાન) ને કાંકરીઓ મારવા માટે અહીંથી કાંકરીઓ વીણી લેવી સુન્નત છે.

### મક્કા મુકર્રમામાં દર્શનીય (ઝિયારતના) પવિત્ર સ્થળો

- જ્યારે ઉમરહ અથવા હજથી ફારેગ થઇને મક્કા મુકર્રમામાં રોકાણ કરવાનું થાય અને હરવા ફરવાની હિંમત (શક્તિ) હોય તો મક્કા મુકર્રમામાં બીબી ખદીજતુલ કુબરા (રદિ.) ના મકાનની ઝિયારત કરો. જોકે મકાનને બહારથી તાળું છે અને તેનો નકશો પણ બદલાઈ ચૂક્યો છે, પણ સ્થળ તો એ જ છે. આ જ મકાનમાં શાદી પછી મદીનાની હિજરત સુધી હુઝૂર (સ.અ.વ.) એ નિવાસ કર્યો હતો. આપ (સ.અ.વ.) ની ચારેય પ્રિય પુત્રીઓ ઝૈનબ (રદિ.), ઉમ્મે કુલસુમ

(રદિ.), રૂકૈયા (રદિ.) અને બીબી ફાતેમા ઝોહરા (રદિ.) અને બંને પુત્રો આ જ મકાનમાં જન્મ્યા હતા. ઉલમાની દષ્ટિએ મક્કા મુકર્રમામાં મસ્જિદે હરામ પછીનું સૌથી અફઝલ સ્થળ આ જ છે.

- એક અન્ય દર્શનીય સ્થળ, એ મકાન છે જેમાં આપણા આકા (સ.અ.વ.) જન્મ્યા હતા. આજે તે મકાનમાં મકતબ (લાયબ્રેરી) છે. શારેઅ મલિક સઊદ (કીંગ સઊદ રોડ) પર આ મકાન આવેલું છે.
- મક્કા મુકર્રમાનો એક પવિત્ર દર્શનીય સ્થળ જન્નતુલ મુઅલ્લા (કબ્રસ્તાન) છે. પણ હુઝૂરે (સ.અ.વ.) સ્ત્રીઓને કબ્રસ્તાનમાં જવાની મનાઇ ફરમાવેલ છે. એટલા માટે જ ત્યાંની સરકાર પણ સ્ત્રીઓને કબ્રસ્તાનમાં પ્રવેશવા દેતી નથી. વધારે મન થતું હોય, તો કબ્રસ્તાન બહારના દરવાજે ઉભા થઇને દુઆ અને ઇસાલે સવાબ કરો.
- આ સિવાય અન્ય સ્થળોમાં કેટલીક મસ્જિદો, કેટલાક અન્ય મકાનો અને પહાડો છે. હિંમતવાન પુરૂષો સાથે હોય અને તેઓ આ મસ્જિદો વગેરેની ઝિયારત કરાવી લાવે તો સ્ત્રીઓ જઇ શકે છે. પણ એટલું યાદ રાખશો કે આ ઝિયારતોના શોખને કારણે મસ્જિદે હરામની જમાઅત સાથેની નમાઝ છૂટી ન જાય, કેમકે આ નુકશાનની ભરપાઇ ઝિયારતથી થઇ શકે નહિ.

મારા મત મુજબ વધુમાં વધુ સમય હરમ શરીફમાં જ પસાર કરવો જોઇએ. એજ બહેતર અને બરકત વાળું છે. ઝિયારતના સ્થળો, મહેલો, અને બજારોમાં હરવા-ફરવા કરતાં મસ્જિદે હરામની હાજરી લાખ ગણી ઉત્તમ છે.

## દુઆની કબૂલિયતના સ્થળો

એક રિવાયતમાં આવે છે કે ખાનએ કા'બા પર પ્રથમ નજર પડતાં જ જે દુઆઓ માંગવામાં આવે, તે કબૂલ થાય છે. મસ્જિદે હરામમાં એ સ્થળો આ મુજબ છે.

**મતાફ :**

ખાનએ કા'બાની ફરતે એ ભાગ જેમાં તવાફ થાય છે.

**મુલતઝમ :**

ખાનએ કા'બાના દરવાજા અને સંગે અસવદ વચ્ચેની દીવાલનો ભાગ મુલતઝમ છે. મુલતઝમનો અર્થ ચોંટી જવાની જગ્યા થાય છે. જ્યારે આ જગ્યા પુરૂષોથી ખાલી હોય અને તક મળતી હોય તો અહીં ચોંટીને અને કા'બાનો ગિલાફ પકડીને ખૂબ દુઆઓ માંગો. ચોંટવાની તક ન મળે તો મુલતઝમ સામે ઉભા થઈને દુઆઓ માંગો.

**મીઝાબે રહમત :**

હતીમની અંદર બયતુલ્લાહ પર પંડાલી છે, જે વરસાદના પાણીના નિકાલ માટે છે.

**હતીમ :**

મીઝાબે રહમતની જગ્યા સિવાય આખી જગ્યા હતીમ છે. આ જગ્યા બયતુલ્લાહનો જ ભાગ છે. (ફક્ત ૬-૭ વાર જગ્યા)

**બયતુલ્લાહની અંદર :**

સદ્ભાગ્યે બયતુલ્લાહની અંદર પ્રવેશવાની તક મળે તો અવશ્ય અંદર જવું જોઈએ. પરંતુ પુરૂષોની ભીડમાં ઘુસીને, ધક્કા-મુક્કી કરીને અંદર જવું યોગ્ય નથી.

**મકામે ઇબ્રાહીમ :**

મકામે ઈબ્રાહીમ એ પત્થર છે, જેની ઉપર ઉભા રહીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ ખાનએ કા'બા નિર્માણ કર્યો હતો. આ પત્થરમાં એવો ગુણ હતો કે જેમ જેમ બયતુલ્લાહની દીવાલ ઊંચી થતી, તેમ તેમ આ પત્થર પણ ઊંચો થતો હતો. આ પત્થર જન્નતનો છે. આ પત્થર ઉપર હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ના પવિત્ર ચરણોના ચિહ્નો બનેલા છે. આ પત્થર હવે એક કાંચના ગ્લોબમાં બયતુલ્લાહના દરવાજાની દિશામાં થોડાક અંતરે રાખેલો છે, અને બહારથી દેખાય છે. તક મળે તો તેની ઝિયારત કરી લેવી.

- સફા અને મરવહ તથા સઇ કરવાની જગ્યા.
- હજરે અસ્વદ (સંગે અસ્વદ) અને રૂકને યમાની વચ્ચેની જગ્યા.
- હજરે અસ્વદ પાસે - સંગે અસ્વદ પણ જન્નતનો પત્થર છે. તેનો રંગ

એકદમ સફેદ હતો. હવે લોકોના ગુનાહ શોષી શોષીને કાળો પડી ગયો છે. પહેલાં આ આખો પત્થર હતો પણ હવે તેના પાંચ ટુકડા લાખથી જોડાયેલા છે.

**મુલ્તઝમ :**

મકામે ઈબ્રાહીમની પશ્ચિમ દિશામાં પણ ખાનએ કા'બાનો એક દરવાજો હતો. જે પૂર્વી દરવાજાની સામે હતો જેથી પૂર્વથી દાખલ થઈ પશ્ચિમથી નીકળી જતા હતા. તે સમયે દરવાજાને ફ્રેમ, ચોખટ, કમાડ કે બયતુલ્લાહની છત પણ ન હતી. પછીના સમયમાં આ દરવાજો બંધ કરી દેવામાં આવ્યો. રૂકને યમાની અને આ દરવાજાની વચ્ચેની જગ્યાને મુસ્તજાર કહે છે.

આશય એ જ છે કે આ સ્થળોમાંથી જે જગ્યાએ તક મળે દુઆ કરતી રહે. ઈન્શાઅલ્લાહ કબૂલ થઈ જ જશે.

## જરૂરી અને પારિભાષિક શબ્દોની સમજ

- હજ અને હજના મસાઈલ સંબંધિત ઘણા શબ્દો તેમના મૂળ સ્વરૂપમાં રજૂ કરવા જરૂરી જણાય છે, કેમકે તે શબ્દોનું અનુવાદ કરવા કે તેમના સમાનાર્થી ગુજરાતી શબ્દો લખવાથી ખરો અર્થ સ્પષ્ટ થતો નથી. નીચે જરૂરિયાત વાળા શબ્દોની ટૂંકમાં સમજૂતિ આપવામાં આવી છે.

**એહરામ :**

ઉમરહ કે હજ બંનેની નિય્યત કરીને તલ્બિયહ પઢી લીધા પછી તેના પર અમુક એવી વસ્તુઓ હરામ થઈ જાય છે, જે પહેલાં હલાલ હતી. એટલા માટે આ અમલને એહરામ કહે છે.

**ઇસ્તેલામ :**

સંગે અસ્વદને ચુંબન આપવો, હાથથી અડકવું અથવા દૂરથી ઈશારો કરવો, બધું ઈસ્તેલામ છે. રૂકને યમાની પર હાથ ફેરવવું પણ ઈસ્તેલામ છે.

**આફાકી :**

મીકાતની મર્યાદાઓ (સીમાઓ) થી દૂરનો રહેવાસી.

**ઐયામે તશરીક :**

૯, ઝીલહજ થી ૧૨ ઝીલહજ સુધી. આ દિવસોમાં દરેક ફર્ઝ નમાઝ પછી

તકબીર- અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, લાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર વલિલ્લાહિલ હમ્દ. પઢવામાં આવે છે.

**ઐયામે નહર :**

કુરબાનીના દિવસો - ૧૦ થી ૧૨ ઝીલહજ

**ઇફરાદ :**

ફક્ત હજનો એહરામ બાંધવો અને ફક્ત હજના કાર્યો કરવા.

**બયતુલ્લાહ :**

અલ્લાહનો ઘર, ખાનએ કા'બા. મક્કા મુકર્રમાની મસ્જિદે હરામમાં વચ્ચે એક ચોરસ ઈમારત, જે વિશ્વ ભરના મુસ્લિમોનો કિબલો અને સજદો કરવાનો કેન્દ્ર છે.

**તમત્તોઅ :**

હજનો એક પ્રકાર છે, જેમાં પહેલાં ઉમરહ કરવામાં આવે છે પછી એહરામ ખોલી દેવામાં આવે છે. અને હજનો એહરામ અલગથી બાંધવામાં આવે છે. તમત્તોઅ એટલેકે લાભ ઉઠાવવું.

**તલ્બિયહ :**

લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક..... અંત સુધી પઢવું.

**જિમાર -.જમરાત :**

કાંકરીઓ મારવાનું સ્થળ (શૈતાન). મિનામાં ત્રણ જગ્યાએ ત્રણ થાંભલાઓ બનેલા છે. મિના તરફથી આવતાં પ્રથમ જે આવે છે તે નાનો શૈતાન, વચ્ચેનો વચલો શૈતાન અને છેલ્લે જે આવે તે મોટો શૈતાન છે. આ સ્તંભો પર ૧૦મી થી ૧૨મી અથવા ૧૩મી સુધી કાંકરીઓ મારવામાં આવે છે.

**જન્નતુલ મુઅલ્લા :**

મક્કા મુકર્રમાનો કબ્રસ્તાન, જેમાં ઉમ્મુલ મુઅમિનીન હઝરત ખદીજતુલ કુબરા (રદિ.) અને અન્ય સહાબીઓ, તાબેઈન, ઉલમા અને સાલેહીનના મઝારો છે. આજે પણ મક્કામાં ઈન્તેકાલ થનાર વ્યક્તિઓને અહીં જ દફનાવવામાં આવે છે.

**જબલે સૌર :**

મક્કા મુકર્રમાનો પર્વત કે જેની ગુફામાં હુઝૂર (સ.અ.વ.) એ મદીનાની

હિજરત સમયે પોતાના મિત્ર સિદીકે અકબર હઝરત અબુબકર (રદિ.) સાથે ત્રણ દિવસ અને રાત રોકાણ કર્યું હતું.

**જબલે નૂર :**

મક્કા મુકર્રમાનો પર્વત કે જેમાં ગારે હિરા (હિરા નામક ગુફા) આવેલ છે. ગારે હિરામાં નુબુવ્વત પહેલાં હુઝૂર (સ.અ.વ.) મોટા ભાગે એ'તિકાફ અને બંદગી ફરમાવતા હતા.

**જબલે રહમત :**

અરફાતના મેદાનમાં એક ડુંગર છે, જેની પાસે ઉભા થઈને હુઝૂર (સ.અ.વ.) એ અંતિમ હજનો ખુત્બો આપ્યો હતો.

**જિનાયત :**

એહરામ અને હરમમાં પ્રતિબંધિત વાતોમાંથી કોઇ કાર્ય થઇ જાય.

**હજરે અસ્વદ :**

કાળો પત્થર. આ જન્નતથી આવેલો પત્થર છે. બયતુલ્લાહની દીવાલના એક ખૂણે ચાંદીની ફ્રેમમાં જડેલો છે, જેનું હાજીઓ ચુંબન લે છે. પુરૂષોએ ચાંદીની ફ્રેમ પર હાથ મૂકવો જોઇએ નહિ. જ્યારે સ્ત્રીઓ મૂકી શકે છે.

**હરમ :**

મક્કા મુકર્રમાની ચારેય દિશાએ વિભિન્ન અંતરે ઘેરાવ વાળો જમીનનો વિસ્તાર, જેની અંદર દાખલ થવા માટે એહરામ બાંધવામાં આવે છે.

**હતીમ :**

કા'બાની ઉત્તર દિશાએ બયતુલ્લાહથી સંલગ્ન અર્ધ ઇંડા આકાર દીવાલમાં ઘેરાવ વાળો જમીનનો ભાગ, જે શરૂઆતમાં કા'બામાં સામેલ હતો, પણ મક્કાના કુરૈશોએ જ્યારે કા'બાની ઇમારતનું નવનિર્માણ કર્યું ત્યારે આ ભાગ નિર્માણ બહાર રહી ગયો, કેમકે કુરૈશોએ નિર્માણ માટે જે હલાલ અને પાક કમાણી જમા કરી હતી તે ખલાસ થઇ ગઇ હતી. અને આ ભાગ પર ઇમારત બની શકી નહિ. આ છૂટી ગયેલી જગ્યાને હતીમ કહે છે. જે ૬ થી ૭ વાર સુધીનો ભાગ છે.

**હિલ :**

મીકાત અને હરમ વચ્ચેનો વિસ્તાર, આફાકી જો હરમ સિવાય આ

વિસ્તારમાં જવા ઇચ્છે તો તેને માટે એહરામ બાંધવો આવશ્યક નથી. જિદ્દા "હિલ" માં છે.

**દમ :**

જાનવરની કુરબાની, તે હજના આભાર (શુક્રાના) તરીકે હોય અથવા કોઇ પ્રતિબંધિત કાર્ય કરવાથી દંડ તરીકે હોય, આમાં બકરો, ઘેંટો વગેરેની કુરબાની તરફ ઇશારો છે.

**ઝૂલ હુલયફા (બીરે અલી) :**

આ બંને નામો એક જ મીકાતના છે. આ જગ્યા મદીના મુનવ્વરહથી લગભગ ૬ માઇલના અંતરે છે. મદીનાથી આવનારા અહીં એહરામ બાંધે છે.

**રૂકને યમાની :**

ખાનએ કા'બાનો એક ખૂણો દક્ષિણ-પશ્ચિમ દિશાનો. યમન દેશ તેની દિશાએ છે.

**રૂકને ઇરાકી :**

બયતુલ્લાહનો ઉત્તર-પૂર્વીય ખૂણો. ઈરાક તે જ દિશામાં છે.

**રૂકને શામી :**

બયતુલ્લાહનો ઉત્તર-પશ્ચિમી ખૂણો, સીરીયા તે જ દિશામાં છે.

**રમી :**

મિનામાં જમરાત (શૈતાન) ને કાંકરીઓ મારવી.

**સઇ :**

સફા અને મરવહ વચ્ચે ખાસ અને નિયત પદ્ધતિથી ફેરા કરવા.

**શૌત :**

બયતુલ્લાહની ચારેય દિશાઓનો એક ચક્કર, સાત શૌતનો એક તવાફ હોય છે.

**તવાફ :**

ખાસ અને નિયત કાયદા હેઠળ કા'બાના સાત ફેરા કરવા.

**ઉમરહ :**

જેમાં મીકાત થી એહરામ બાંધીને તવાફ અને સઈનો અમલ કરવામાં આવે છે.

**અરફાત :**

એક મેદાન છે, જે મક્કા મુકર્રમા થી ૯ માઈલના અંતરે છે. જ્યાં ૯ ઝીલહજના દિવસે દરેક હાજી માટે હાજર થવું આવશ્યક (જરૂરી) છે.

**કિરાન :**

આ હજનો એક પ્રકાર છે. આમાં ઉમરહ અને હજનો એહરામ એક સાથે બાંધવામાં આવે છે.

**કારિન :**

હજ્જે કિરાન કરનાર.

**કસર :**

વાળ કપાવવા.

**મુફરિદ :**

હજ્જે ઈફરાદ (ફક્ત હજ) કરનાર

**મીકાત :**

એ નિયત કરેલો સ્થળ કે જ્યાંથી એહરામ બાંધ્યા વગર પસાર થવાની મનાઈ છે.

**મતાફ :**

તવાફ કરવાની જગ્યા.

**મકામે ઇબ્રાહીમ :**

આ એક જન્નતી પત્થર છે, જેની પર ઉભા રહીને હઝરત ઈબ્રાહીમે (અલૈ.) કા'બા શરીફનું નિર્માણ કર્યું. આ પત્થરમાં આપના પગના ઊંડા ચિહ્નો છે. આ પત્થરને કાંચના એક મજબૂત ગ્લોબની અંદર ખાનએ કા'બાના દરવાજા સામે રાખવામાં આવ્યો છે. તવાફ કર્યા પછી બે રકાત વાજિબ આની પાછળ અથવા આસપાસ અદા કરવી અફઝલ છે.

**મુલતઝમ :**

લપટવાની (ચોંટવાની) જગ્યા. બયતુલ્લાહના દરવાજા અને સંગે અસ્વદ વચ્ચેની કા'બાની દીવાલને મુલતઝમ કહે છે.

**મીઝાબે રહમત :**

પરનાળું (પંડાળ) જે કા'બાની ઉત્તરી દિવાલમાં ઉપરની દિશાએ દેખાય

છે, જેના દ્વારા કા'બાની છતનું વરસાદી પાણી હતીમમાં પડે છે.

**મીકાતી :**

મીકાત બહારનો નિવાસી.

**યૌમે અરફા :**

૯, ઝીલહજનો દિવસ, (હજનો દિવસ)

## હજ અને ઉમરહના કાર્યો

**એહરામ :**

એહરામનો શાબ્દિક અર્થ હરામ કરવાનો થાય છે. જ્યારે હાજી હજ અને ઉમરહની નિય્યત કરીને તલ્બિયહ પઢી લે છે, તો તે પોતાની જાત પર કેટલીક હલાલ અને જાઇઝ વસ્તુઓ હરામ કરી લે છે. એટલા માટે જ આ કામને એહરામ કહે છે. જે રીતે નમાઝની શરૂઆતમાં તકબીરે તહરીમા હોય છે તે જ રીતે હજ અને ઉમરહની શરૂઆત તેમની નિય્યત અને તલ્બિયહથી થાય છે. અને બંનેનો સમૂહ એહરામ છે. હાજી (પુરૂષ) જે બે ચાદરો પહેરે છે તેમને કાલ્પનિક રીતે એહરામ કહે છે, જો વાસ્તવમાં આ જ એહરામ હોય તો પછી સ્ત્રીઓને પણ આવા પ્રકારના વસ્ત્રો પહેરવાનો હુકમ હોત. વાસ્તવિક એહરામ હજ અને ઉમરહની નિય્યત અને તલ્બિયહ છે, જે પુરૂષ અને સ્ત્રી બંને માટે સમાન, આવશ્યક અને જરૂરી છે. એટલા માટે પુરૂષ જો બે ચાદરો પહેરી લે અને હજ તથા ઉમરહની નિય્યત ન કરે, તલ્બિયહ ન પઢે તો તે એહરામમાં દાખલ થશે નહિ.

**એહરામ બાંધવાની રીત :**

આમ તો હાજી ઇચ્છે તો પોતાના ઘરેથી એહરામ બાંધીને નીકળે અને તેનો સવાબ પણ વધારે છે પણ મક્કા મુકર્રમાની દરેક દિશાએ આપણા નબીએ કરીમ (સ.અ.વ.) એ કેટલાક સ્થળો નિયત (નક્કી) કરી દીધા છે કે જ્યાંથી એહરામ વગર કોઇ મક્કામાં ન પ્રવેશે. ભલે તે હજ-ઉમરહના આશયથી જતો હોય કે વેપાર અને પ્રવાસના હેતુ થી. આવા સ્થળોને મીકાત કહેવામાં આવે છે. પોતાના ઘરેથી એહરામ ન બાંધવો હોય તો પોતાની દિશામાં આવતી મીકાત થી અથવા મીકાત પહેલાં અથવા મીકાત પસાર કરતા અગાઉ એહરામ બાંધી લેવું.

- જ્યારે એહરામ બાંધવાની ઇચ્છા હોય તો પહેલાં ગુસલ કરવું, માસિકના દિવસો હોય ત્યારે પણ ગુસલ કરી લે, કેમકે આ ગુસલ પાકી માટે નથી, શરીરનો મેલ દૂર કરવા માટેનો છે. અને શરીરનો મેલ ખૂબ સારી રીતે સાફ કરે. બિનજરૂરી વાળોની સફાઇ કરે. નખ કાપે, ગુસલ ન કરી શકે તો વુઝૂ કરી લે. અને પછી પાક સાફ શીવેલાં વસ્ત્રો પહેરે. નવા હોય તો વધુ સારૂં નહિતર ધોયેલાં વસ્ત્રો પહેરે. કપડાં રંગીન હોય કે સફેદ, પહેરી શકાય. વસ્ત્રો ઠંડા અથવા ગરમ, સૂતરના કે રેશમના, ગમે તેવા હોય કોઇ વાંધો નથી. એટલું ધ્યાન રાખવું જરૂરી છે કે પુરૂષોની જેમ વસ્ત્રો ન પહેરાય, તથા નવી ફેશન અને ડિઝાઇન મુજબના ન હોય. પુરૂષોનો ધ્યાન કેન્દ્રિત થાય તેવા ચમક-ભડક વાળા વસ્ત્રોથી દૂર રહેવું. એવા વસ્ત્રો હોવા જોઇએ કે જેનાથી શરીર ન દેખાય. શરીરના અંગો પણ દેખાવા ન જોઇએ. કપડાં ચુસ્ત અને કસાયેલાં પણ ન હોવાં જોઇએ. એટલું વિચારી લો કે તમે અલ્લાહના ઘરના મહેમાન બનીને જઇ રહ્યાં છો. કોઇ ફેશન શોમાં સામેલ થવા માટે નહિ. એટલા માટે ખાનદાન સ્ત્રીઓના રૂપમાં, આદરણીય સ્ત્રીઓને શોભે તેવો પ્રતિભાશાળી લિબાસ હોવો જોઇએ.
- ગુસલ અને વસ્ત્રોથી ફારેગ થઇને જો મકરૂહ સમય ન હોય તો બે રકાત નમાઝ પઢો. પહેલી રકાતમાં અલહમ્દુ પછી કુલ યા અય્યુહલ કાફિરૂન અને બીજી રકાતમાં કુલ હુવલ્લાહ પઢો. આ સૂરતો યાદ ન હોય, તો જે સૂરત યાદ હોય તે પઢવી. સલામ ફેરવીને બેઠાં-બેઠાં હજ અથવા ઉમરહ જે સ્થિતિ હોય તેની નિય્યત કરો અને તે પછી તરત ધીમી અવાજે તલ્બિયહ પઢો. બસ, એહરામ બંધાઇ ગયો.
- બહેતર એજ છે કે તલ્બિયહના શબ્દો અગાઉથી જ યાદ કરી લો જેથી પઢવામાં સરળતા (આસાની) રહે. જો અરબીમાં પઢવું શક્ય ન હોય તો ઉર્દૂ / ગુજરાતીમાં આ શબ્દોનો અર્થ અદા કરવો પૂરતું છે.
- અરબીમાં પઢો તો તલ્બિયહના શબ્દોમાં કમી ન કરો. વધારો કરી શકાય છે. પરંતુ વધારો તલ્બિયહની સમાપ્તિ પછી હોય, વચ્ચે ન હોવો જોઇએ.
- દરેક ઝિક્ર, જેનાથી અલ્લાહ તઆલાના આદરનો હેતુ હોય તલ્બિયહ પછી પઢી શકાય. જેમકે લાઇલાહ ઇલ્લલ્લાહ, અલહમ્દુ લિલ્લાહ, અલ્લાહુ

અકબર વગેરે.

એહરામ માટે એક વખત તો તલ્બિયહ પઢવી ફર્ઝ છે. પછી જ્યારે પણ પઢે ત્રણ વખત પઢે. એહરામ પછી હરતાં-ફરતાં ઉઠતાં-બેસતાં, દિન-રાત મતલબ કે તલ્બિયહ પઢતાં રહેવું જોઇએ. તલ્બિયહ પઢતા સમયે વાત ન કરે. તે કોઇને સલામ ન કરે તથા સલામનો જવાબ પણ ન આપે.

- પુરૂષો ઊંચા અવાજે તથા સ્ત્રીઓ ધીમા સ્વરે તલ્બિયહ પઢે.
- સ્ત્રીઓ એટલા અવાજથી તલ્બિયહ પઢે કે બિન મહરમ પુરૂષ તેનો અવાજ સાંભળી લે, તે મકરૂહ છે. બિન મહરમ પુરૂષ નજીક ન હોય તો ઊંચા અવાજથી પઢી શકે છે. તલ્બિયહના શબ્દો આ મુજબ છે.

لَبَّيْكَ اَللّٰهُمَّ لَبَّيْكَ ۔ لَبَّيْكَ لَاشَرِيْكَ لَكَ

لَبَّيْكَ اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَكَ وَالْمُلْكَ

لَاشَرِيْكَ لَكَ ۔

**લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક-લબ્બૈક લાશરીક લ-ક લબ્બૈક ઇન્નલ્ હમ્દ.વન્નિઅમત લ-ક વલ્મુલ્ક લાશરીક લ-ક.**

**અનુવાદ :**

હું હાજર છું, અય અલ્લાહ! હું હાજર છું. (હા) હું હાજર છું. તારો કોઇ શરીક (સાથીદાર) નથી, હું હાજર છું. બધી જ પ્રશંસાઓ અને વખાણો બેશક તારા માટે જ છે. અને આખો વિશ્વ તારો જ છે. તેમાં તારો કોઇ શરીક અને ભાગીદાર નથી.

- એહરામ પછી ત્રણવાર ધીમા સ્વરે તલ્બિયહ પઢીને ગમે તે દુરૂદ શરીફ પઢે અને પછી પોતાની મુરાદો પૂરી થવાની દુઆ કરે.
- હજના ત્રણેય પ્રકારો અને ઉમરહના એહરામ સરખાં છે. ફક્ત પ્રકારોનો તફાવત હજની રૂએ નિય્યતના શબ્દોમાં છે. એહરામના મસાઇલ અને હુકમોમાં કોઇ તફાવત નથી.

## એહરામ યોગ્ય હોવાની શરતો

પહેલી શરત ઈસ્લામ છે. અને બીજી શરત એહરામની નિય્યત તથા તલ્બિયહ પઢવી.

માટે ફક્ત નિય્યત કરી લેવાથી અથવા નિય્યત કર્યા વગર તલ્બિયહ પઢવાથી એહરામ બંધાશે નહિ. નિય્યત અને તલ્બિયહ બંને જરૂરી છે. હજ્જે ઈફરાદ, કિરાન અને તમત્તોઅની તલ્બિયહ, ૧૦મી ઝીલહજના દિવસે મોટા જમરાત (શૈતાન) ને કાંકરીઓ મારતાં બંધ થઈ જશે. ઉમરહની તલ્બિયહ, ઉમરહનો તવાફ શરૂ કરતાં સમયે એટલેકે સંગે અસ્વદ પાસે પહોંચતા બંધ થઈ જશે, તે પછી તલ્બિયહ પઢવી નહિ.

**એહરામના વાજિબાત :**

(૧) મીકાતથી એહરામ બાંધવું.
(૨) એહરામમાં જે વાતોની મનાઈ છે, તેમનાથી બચવું.

**એહરામની સુન્નતો :**

(૧) હજના મહીનાઓમાં એહરામ બાંધવો.
(૨) પોતાના વતનથી જે મીકાત પહેલી આવે ત્યાંથી એહરામ બાંધવો જ્યારે તે ત્યાંથી પસાર થાય.
(૩) ગુસલ અથવા વુઝૂ કરવું.
(૪) બે રકાત નફલ પઢવી.
(૫) ત્રણ વાર તલ્બિયહ પઢવી.
(૬) તલ્બિયહ ધીમા સ્વરે પઢવું.

**એહરામના મુસ્તહબ્બાત :**

મુસ્તહબ કામ એટલે, તે કામ કરીએ તો સવાબ મળે, અને ન કરીએ તો કોઈ ગુનોહ નથી.

(૧) એહરામ બાંધતા પહેલાં શરીરથી મેલ દૂર કરવો.
(૨) નખ કાપવા.
(૩) શરીરના બિનજરૂરી વાળ દૂર કરવા.
(૪) એહરામની નિય્યતથી ગુસલ કરવું.

(૫) નવા અથવા ધોયેલાં કપડાં પહેરવાં.
(૬) સ્લીપર પહેરવાં.
(૭) જીભથી એહરામની નિય્યત કરવી.
(૮) નમાઝ પઢ્યા પછી બેસીને નિય્યત કરવી.
(૯) મીકાત આવે તે પહેલાં એહરામ બાંધવો.

**મસાઇલ :**

માસિક દિવસો અથવા બાળકના જન્મ પછીના દિવસોની સ્થિતિએ પણ એહરામ બાંધી શકાય છે. એહરામનો ગુસલ શરીરની સફાઇ માટે હોય છે. માટે આવી હાલતમાં પણ ગુસલ કરી લે અથવા વુઝૂ કરીને કા'બા તરફ મોઢું કરીને નિય્યત કરી તલ્બિયહ પઢી લે. એવી હાલતમાં નમાઝ ન પઢે.

- એહરામની સ્થિતિમાં સ્ત્રીઓ શીવેલા કપડાં પહેરેલાં રાખે. અલબત્ત, એટલી જાગૃતતા રાખવી કે મોઢા પર કોઇ પણ પરિસ્થિતિમાં કાપડ લાગવો જોઇએ નહિ. પડદાદાર અને બુરખો પહેરનારી સ્ત્રી માટે પણ કપાળ, ગાલ કે ચહેરાના કોઇ પણ અંગને કાપડ લાગવો જોઇએ નહિ. પડદો કરનાર સ્ત્રી માથે ક્રિકેટર જેવી કેપ (ટોપી) પહેરીને ઉપરથી કાપડ એવી રીતે લટકાવી શકે, કે મોઢાને કાપડ અડકે નહિ પરંતુ પડદો થઇ જાય અને અન્ય પુરૂષોને તમારો ચહેરો પણ ન દેખાય. આ કરવું મુશ્કેલ લાગતું હોય તો આખો ચહેરો ખુલ્લો રાખો.
- વાળ ન તૂટી જાય માટે માથે રૂમાલ બાંધી લો, ઘણી નાસમજ સ્ત્રીઓ આને જ એહરામ સમજે છે. એ વુઝૂ કરતી વખતે રૂમાલની ઉપરથી મસહ કરી લે છે. આવી સ્થિતિમાં તેમનો વુઝૂ થતો નથી. અને જ્યારે વુઝૂ થયો જ ન હોય તો નમાઝ કેવી રીતે થશે. માટે વુઝૂ કરતી વખતે રૂમાલ માથેથી ઉતારીને મસહ કરવો જોઇએ. અને તેને એહરામ સમજવું જોઇએ નહિ. આ ફક્ત એટલા માટે જ બાંધવામાં આવે છે કે માથાના વાળ દેખાય નહિ. અને અજાણતામાં માથાના વાળ તૂટી ન જાય.
- માસિક દિવસોમાં પણ એહરામ બાંધી શકાય છે. અને આ પરિસ્થિતિમાં પણ હજના અન્ય કાર્યો કરી શકાય, જેમકે વુકૂફે અરફા, (અરફાતનું રોકાણ) વુકૂફે મુઝદલિફા, રમી કરવી (શૈતાનને કાંકરીઓ મારવી) વગેરે કાર્યો કરી શકાય. અલબત્ત, આ હાલતમાં તવાફ કરી ન શકાય અને

નમાઝ પણ ન પઢી શકાય.

## એહરામની સ્થિતિએ પ્રતિબંધો

એહરામ બાંધ્યા પછી નીચેની વાતો પ્રતિબંધિત અને હરામ છે. પતિની "ઇચ્છા"ને સંતોષવી અથવા આવેગ સાથે તેને સ્પર્શ કરવો, ચુંબન લેવો, કોઇ ગુનાહનો કામ કરવો, ગુનાહ તો દરેક સ્થિતિએ ખરાબ છે, એહરામમાં ખૂબ જ ખરાબ છે.

પોતાના સાથેની અથવા અન્ય સ્ત્રીઓ જોડે અથવા પુરૂષો સાથે લડવું, કોઇને ગાળ આપવી. બિભત્સ (ગંદી) વાતો કરવી. પોતાના શરીર પરની કે વાળ પરની જૂ મારવી અથવા પકડીને ફેંકવી કે કોઇ અન્યને મારવાનું કહેવું, તથા જૂ મારવાની કોઇ દવાનો ઉપયોગ કરવો અથવા તેમને મારવા માટે વસ્ત્રો ધોવા કે તડકામાં નાંખવા. હા, કોઇ અન્યના શરીરની જૂ ને તેના કહ્યા વગર મારી શકાય. અથવા જમીન પર ચાલતી જૂ ને પણ મારી શકાય અથવા કોઇ અન્યને એમ કહે કે ફલાણીની જૂ મારી દે તો આ જાઇઝ છે. હાથ કે માથા પર મહેંદી લગાડવી હરામ છે. ખૂશ્બુ (સુગંધ) લગાડવી, નખ કાપવા, વાળ તોડવા, મોઢું થોડું કે બધું ઢાંકવું, ચહેરા પર પટ્ટી બાંધવી એ બધું હરામ છે.

## એહરામના મકરૂહાત

એહરામની હાલતમાં આ વાતો મકરૂહ છે.

માથું અથવા શરીર સાબુથી ધોવું. શરીરનો મેલ દૂર કરવો. માથું ઓઢવું, (કાંસકી કરવી) શણગાર કરવો, એવી રીતે ખંજવાળવું કે વાળ તૂટી જાય કે જૂ પડી જાય. વાળની ચોટલી કે અંબોડો એટલો કડક બાંધવો કે વાળ તૂટવાનો ભય રહે. સુગંધને અડકવું.

## એહરામના મુબાહાત

મુબાહ એટલે છૂટછાટ

જરૂરિયાત મુજબ ટાઢક (ઠંડક) પ્રાપ્ત કરવા નહાવું, ગરમ કે ઠંડા પાણીથી

નહાવું. કપડાંને પાક કરવા, અરીસો જોવો, મિસવાક કરવો. સુગંધ વગરનો સુરમો લગાડવો, માંદગીમાં કે સાવચેતીના પગલે વેકસીન રસી કે ઇંજેકશન લેવો. લવિંગ, ઇલાયચી કે સુગંધ વગરનું પાન ખાવું. ઈજા પહોંચાડનાર જાનવર, સાંપ, વીંછી, માંકડ, ચાંચડ; મચ્છર, માખી, સમડી, કાચિંડો, ગરોળી વગેરેને મારવું. હાથ પગ ફાટી જાય અથવા જખમ હોય તો તેના પર તેલ-મલમ લગાડવો, શરત એટલી છે કે સુગંધવાળો ન હોય. ખાવામાં ઘી, ચરબી, તેલનો ઉપયોગ કરવો. આ બધી વાતો જાઇઝ છે. એહરામની હાલતમાં નિકાહ પણ જાઇઝ છે. હાથથી મોઢું, નાક, ગાલને છુપાવવામાં કોઇ વાંધો નથી.

## એહરામ પૂરો કરવો

કાયદો એ છે કે જે અમલ માટે એહરામ બાંધ્યો છે, જ્યાં સુધી તેને પૂરો ન કરે એહરામ ન ખોલે, અને જે રીતે નમાઝ પૂરી કરવાની શરઇ રીત સલામ ફેરવાની છે, તે જ રીતે એહરામ પૂરો કરવાની રીત વાળ કપાવવાની છે. જ્યાં સુધી વાળ ન કાપે કે કપાવે ત્યાં સુધી એહરામ દ્વારા પ્રતિબંધિત (હરામ) વાતો હલાલ થશે નહિ.

**એહરામ ચાર પ્રકારના હોય છે.**

(૧) ફક્ત ઉમરહનો

(૨) હજ્જે તમત્તોઅનો

(૩) હજ્જે કિરાનનો અને

(૪) ફક્ત હજનો.

- ફક્ત ઉમરહનો એહરામ હોય તો જ્યારે તવાફ અને સઇ કરી લે તો હવે વાળ કાપી લે, એટલે કે ચોટલીના છેડાના એક પોરા જેટલા વાળ. આ અમલ કરતાંની સાથે જ એહરામ પૂરો થઇ જશે અને એહરામના બધા પ્રતિબંધો દૂર થઇ જશે. હવે તમે એહરામથી નીકળી ગયા.
- અને જો હજ્જે તમત્તોઅનો એહરામ હોય તો એમાં પણ પ્રથમ ઉમરહ અદા કરવામાં આવે છે, તો તેનાથી પણ ઉપર લખેલી રીત મુજબ હલાલ થઇ જવું. અને પછી હજ માટે ૮ ઝીલહજના દિવસે અથવા એ પહેલાં નવું એહરામ બાંધવું.
- હજ્જે કિરાનમાં હજ અને ઉમરહ બંનેની નિય્યત એક સાથે કરવામાં

આવે છે માટે ઉમરહ કર્યા બાદ હલાલ થઇ શકતી નથી. એહરામના બધા પ્રતિબંધો હજ સુધી ચાલુ રહેશે. હજ પછી હલાલ થશે. અને ફક્ત હજ કરનારી સ્ત્રીઓ હજના દિવસોમાં એહરામ બાંધશે. તેઓ પણ હજ પહેલાં હલાલ થઇ શકશે નહિ.

- કહેવાનો આશય એ છે કે એહરામ પૂરો કરવાનો વખત આવે તો તેનાથી હલાલ થવાની રીત એ છે કે ફક્ત વાળ કાપે, આ વાતને ભૂલવી નહિ. કારણકે હજથી પરત (પાછા) આવીને તો વાળ કાપવાનો વિચાર પણ આવતો નથી.

(ફક્ત એહસારની સ્થિતિ અપવાદરૂપ છે, તેની સમજ આગળ આપવામાં આવશે.)

## તવાફ અને તેના પ્રકારો

- આમ તો તવાફનો અર્થ ફરવાનો તથા ભ્રમણ કરવાનો થાય છે.પણ શરીઅતમાં બયતુલ્લાહની આસપાસ ચક્કર મારવાનું નામ તવાફ છે. એક તવાફમાં સાત ફેરા અને સંગે અસ્વદના આઠ ઈસ્તેલામ હોય છે.
- તવાફ કેટલાય પ્રકારના છે. ફર્ઝ, વાજિબ, સુન્નત, મુસ્તહબ વગેરે. અહીં બધા પ્રકારના તવાફોને ટૂંકમાં સમજાવવામાં આવશે.

યાદ રાખો કે સઇ ફક્ત ઉમરહના તવાફ અને તવાફે ઝિયારત પછી થાય છે. અન્ય તવાફ કર્યા પછી સઇ કરવાની રહેતી નથી. હા, જો કોઇ તવાફે કુદૂમ કર્યા પછી હજની સઇ કરવા ઇચ્છે તો સઇ કરી શકે છે. પછી તે તવાફે ઝિયારત પછી સઇ ન કરે. આ જ રીતે તવાફે કુદૂમ અને તવાફ ઉમરહ માટે અગાઉથી એહરામમાં હોવું જરૂરી છે. અને અન્ય તવાફો માટે એહરામની આવશ્યકતા નથી. એ જ રીતે હજ્જે ઇફરાદ, કિરાનનો, તવાફે કુદૂમ અથવા તમત્તોઅના તવાફ માટે હજની મોસમ હોવી આવશ્યક (જરૂરી) છે. અન્ય તવાફો માટે હજના મહીનાઓની શરત નથી.

### (૧) તવાફે કુદૂમ

આ તવાફ મીકાત બહારથી આવનાર હાજી માટે સુન્નત છે, જે હજ્જે ઇફરાદ અથવા હજ્જે કિરાનની નિય્યતથી મક્કામાં આવે. મક્કાના નિવાસીઓ, હજ્જે તમત્તોઅ કરનારાઓ અથવા ફક્ત ઉમરહ માટે આવનાર માટે આ તવાફ

સુન્નત નથી. હા, જો કે કોઇ મક્કા વાળો કે ઉમરહ વાળો (ઉમરહ કરીને) મીકાત બહાર જતો રહે અને ફરી મીકાતથી હજ્જે ઈફરાદ અથવા હજ્જે કિરાનનો એહરામ બાંધે તો તેમના માટે પણ આ તવાફ સુન્નત ગણાશે.

- આ તવાફનો શરૂનો સમય મક્કા મુકર્રમામાં પ્રવેશવાનો સમય છે. અને અંતિમ સમય વુકૂફે અરફાતથી પહેલાં. જો કોઇએ અરફાતનો રોકાણ કરી લીધો અને આ તવાફ ન કર્યો, તો હવે તેનો સમય પૂરો થઇ ગયો અને તવાફ માંડવાળ થઇ જશે.
- જો કે આ તવાફ સુન્નત હોવાને કારણે છૂટી જવાથી કોઈ દંડ (દમ) લાગુ નહિ થાય, પણ એવા સમયે અને જગ્યાએ કે જ્યાં એક નેકીનો બદલો એક લાખ ગણો મળે છે, એટલી મોટી સુન્નત છોડી દેવી અને તેના સવાબથી વંચિત થઇ જવું શું ઓછું નુકશાન કહેવાય?

આ તવાફ પછી સઇ નથી. પણ જો કોઇ હજની સઇ આ તવાફ પછી કરવા ઈચ્છે તો કરી શકે છે. પછી તે તવાફે ઝિયારત બાદ સઇ ન કરે. પરંતુ બહેતર એ જ છે કે હજની સઇ તવાફે ઝિયારત પછી જ કરે, અલબત્ત, કિરાનમાં આ તવાફ પછી સઇ કરવી અફઝલ છે.

## (૨) તવાફે ઝિયારત

આ તવાફ ફર્ઝ છે. એમ સમજી લો કે જેનો આ તવાફ છૂટી ગયો તેની હજ થઇ નહિ.

આ તવાફ દરેક પ્રકારના હજમાં ફર્ઝ છે. જ્યાં સુધી આ તવાફ ન કરી લો, પત્ની માટે પતિ હલાલ થશે નહિ. આ જ રીતે પુરૂષ માટે પણ મસઅલો છે, જ્યાં સુધી આ તવાફ ન કરે તેના માટે પત્ની હલાલ થશે નહિ.

- ૧૦, ઝીલહજના દિવસે મોટા શૈતાનને કાંકરી માર્યા પછી કુરબાની કરો. કુરબાની બાદ આ તવાફનો સમય શરૂ થાય છે અને ૧૨ ઝીલહજના દિવસે સૂર્યાસ્ત સુધીનો છે. તે પછી આખી ઉંમર તેની કઝા છે. જ્યારે પણ કરશો ત્યારે જ તેની હજ પૂરી થઇ ગણાશે. અલબત્ત, ૧૨ ઝીલહજ પછી તવાફની સાથે સાથે દંડ તરીકે એક કુરબાની પણ આપવી પડશે.
- આ તવાફ પછી સઇ પણ હોય છે. માટે પુરૂષોએ તવાફમાં રમલ પણ કરવું જોઇએ. પરંતુ સ્ત્રીઓ સામાન્ય ચાલ થી જ ચાલે. અને હજની સઇ તવાફે કુદૂમ કર્યા પછી કરી લીધી હોય તો હવે સઇની જરૂર નથી. આ જ

રીતે તમત્તોઅમાં હજનો એહરામ બાંધ્યા પછી તવાફે કુદૂમ અને સઇ કરી લીધી છે તો હવે તવાફે ઝિયારત પછી સઇ કરવાની જરૂર નથી.

**(૩) તવાફે વિદાઅ**

આ તવાફ મક્કા વાળા પર વાજિબ નથી. ફક્ત ઉમરહ કરનાર પર પણ વાજિબ નથી, જે મીકાત બહારનો નિવાસી આવ્યો હોય તેના પર વાજિબ છે. આ તવાફ પછી સઇ કરવાની રહેતી નથી. આ તવાફ ત્રણેય પ્રકારના હજ કરનાર પર વાજિબ છે.

**(૪) તવાફે ઉમરહ**

આ ઉમરહમાં ફર્ઝ છે. આના વગર ઉમરહ અદા થતો નથી. આ તવાફ પછી સઇ કરવામાં આવે છે. આ તવાફમાં પુરૂષો ઇઝતેબાઅ અને રમલ કરશે પણ સ્ત્રીઓ નહિ કરે.

**(૫) તવાફે મન્નત**

આ મન્નત (નઝર) માનનાર પર વાજિબ થઇ જાય છે. સ્ત્રીએ કોઇ તવાફની મન્નત માની લીધી અને તે પૂરી થઇ ગઇ તો તેની પર તવાફ કરવું વાજિબ થઇ ગયું. અલબત્ત, આવા તવાફ માટે પતિની અનૂમતિ જરૂરી છે.

**(૬) તવાફે તહિય્યતુલ મસ્જિદ**

દરેક મસ્જિદનો એ હક છે કે જ્યારે પણ તેમાં પ્રવેશો બે રકાત નમાઝ તહિય્યતુલ મસ્જિદની નિય્યતથી પઢો. તમે મક્કા-મદીનામાં ઝિયારતો કરવા નીકળો અને મસ્જિદોમાં પ્રવેશો તો દરેક મસ્જિદમાં બે રકાત નમાઝ તહિય્યતુલ મસ્જિદની પઢવી. મક્કાથી નફલ ઉમરહ માટે મસ્જિદે આઇશા કે જઅરાના જાવ તો પહેલાં બે રકાત તહિય્યતુલ મસ્જિદની પઢવી અને પછી ઉમરહના એહરામની બે રકાત નમાઝ પઢવી.

આ જ રીતે મસ્જિદે હરામનો પણ એ હક છે કે જ્યારે તેમાં પ્રવેશો તો બયતુલ્લાહનો તવાફ કરો. આ તવાફ મુસ્તહબ છે. મસ્જિદે હરામમાં પ્રવેશીને કોઇ ફર્ઝ, સુન્નત, વાજિબ તવાફ કરી લો તો તે તવાફ, તવાફે તહિય્યતુલ મસ્જિદની જગ્યાએ કરી લીધેલો ગણાશે. આ તવાફ પણ સાદો (રમલ-ઇઝતેબાઅ વગરનો) છે. જો કે મસ્જિદમાં પ્રવેશતી વખતે ફર્ઝ નમાઝની જમાત થઇ રહી હોય અથવા જનાઝાની નમાઝ થઇ રહી હોય તો તેમાં સામેલ થવું જોઇએ અને પછી તવાફ

કરવો જોઇએ.

**(૭) તવાફે નફલ**

આ રાત દિવસ ૨૪ કલાકમાં જયારે સમય મળે, કરી શકો છો. જે રીતે નમાઝ માટે હુક્મ છે કે મકરૂહ સમયમાં ન પઢો, એવું તવાફ માટે નથી. તવાફ ગમે ત્યારે કરી શકાય છે. (ફર્ઝ નમાઝો સિવાય)

## એક જરૂરી ફાયદો

હદીસ શરીફમાં આવે છે કે અલ્લાહ તઆલા દરરોજ ૧૨૦ રહમતો ખાસ બયતુલ્લાહ પર નાઝિલ ફરમાવે છે. એમાંથી ૬૦ રહમતો તો તેમનો ભાગ છે, જે ખાનએ કા'બાનો તવાફ કરે. અને ૪૦ એમના માટે છે જે બયતુલ્લાહમાં નમાઝ પઢે છે. અને ૨૦ એમને મળે છે, જે બેઠા-બેઠા ખાનએ કા'બાને જોતો રહે. માટે મસ્જિદે હરામમાં દાખલ થઈને ત્રણેય કામમાંથી જે કામની શક્તિ હોય તે કામ જરૂર કરવું જોઇએ. હતીમ, બયતુલ્લાહની અંદરનો જ ભાગ છે. માટે તેમાં નમાઝ પઢવી ખાનએ કા'બામાં જ નમાઝ પઢવા સમાન છે. અલબત્ત, એટલું ધ્યાન રાખો કે હતીમ જે બયતુલ્લાહનો ભાગ છે, પહોળાઈમાં ફક્ત ૬ થી ૭ વાર છે.

- સામાન્ય રીતે જોવામાં આવે છે કે મસ્જિદે હરામમાં સ્ત્રીઓ અંદરો અંદર વાતો કર્યા કરે છે. ઈબાદત તરફ ઓછું ધ્યાન આપે છે, અને તેનું કારણ એ છે કે સ્ત્રીઓ ઓછી ભણેલી હોય છે. એમના માટે અલ્લાહની આ ખૂબ મોટી કદર કરવાને લાયક નેઅમત છે, બસ ચુપચાપ બેસી રહો અને અલ્લાહના ઘરને જોયા કરો અને ૨૦ રહમતો પ્રાપ્ત કરો.
  એટલું યાદ રાખજો કે તવાફ કરો ત્યારે બયતુલ્લાહને જોવું યોગ્ય નથી.

## તવાફના અરકાન, અને વાજિબાત

તવાફના પ્રકારો પછી હવે એ વાત જાણવી જરૂરી છે કે તવાફમાં કઇ વાતો ફર્ઝ,વાજિબ, સુન્નત અને મુસ્તહબ છે. નીચે તેની સમજ આપવામાં આવી છે.

(૧) તવાફના ફેરા પૂરા કરવા.
(૨) બયતુલ્લાહની બહાર, મસ્જિદે હરામની અંદર તવાફ કરવો. અને
(૩) જાતે તવાફ કરવો, ભલે સવારી પર કે વ્હીલ ચેર પર કરો. અલબત્ત; બેભાન વ્યક્તિ માટે અપવાદ છે. તેના તરફથી અન્ય કરી શકે છે. બીમાર, જે ભાનમાં હોય એણે જાતે કરવો જોઈએ. માંદા, કમજોર અને વૃદ્ધો માટે વ્હીલ ચેર પર બેસાડીને તવાફ કરાવનારા હરમ શરીફમાં મળી જાય છે. મહેનતાણું (પૈસા) અગાઉથી નક્કી કરી લેવું, નહિતર હેરાનગતિ થશે.

## તવાફની શરતો

તવાફની ૬ શરતો છે. આમાંથી ત્રણ હજના તવાફને લાગુ પડે છે. અને બાકીની ત્રણ બધા પ્રકારના તવાફો માટે છે.
(૧) તવાફનો સમય હોવો
(૨) તવાફ પહેલાં એહરામ બાંધેલો હોવો.
(૩) અરફાતના વુકૂફ પછી તવાફ હોવો.

- પહેલી શરતનો મતલબ એ છે કે હજ સંબંધિત તવાફ હોય તો તે હજની મોસમમાં હોવાની શરત છે. હજની મોસમ ૧, શવ્વાલ થી ૧૦, ઝીલહજ સુધી ગણવામાં આવે છે.
- બીજી શરતનો મતલબ એ છે કે હજ સંબંધિત જે પણ તવાફ હોય તેના માટે જરૂરી છે કે તે પહેલાં હજ અથવા ઉમરહનો એહરામ બંધાયેલો હોય.
- અને ત્રીજી શરતનો મતલબ તવાફે ઝિયારત માટે એ શરત છે કે તે અરફાતના રોકાણ અગાઉ તવાફે ઝિયારત કરવા ઈચ્છે તો તે થશે જ નહિ.
- બાકી ત્રણ શરતો (૧) ઈસ્લામ (૨) નિય્યત અને (૩) મસ્જિદે હરામની અંદર તવાફ કરવો, દરેક પ્રકારના તવાફો માટે જરૂરી છે.
- જો કોઈ નિય્યત વગર બયતુલ્લાહની ફરતે ચક્કર મારતો રહે તો તે તવાફે શરઈ ગણાશે નહિ. દિલમાં તવાફની નિય્યત કરવી આવશ્યક છે.
- મતાફ, ૧લા માળે અથવા ધાબા પર, મતલબ કે મસ્જિદે હરામની અંદર તવાફ કરવો.

## તવાફના વાજિબાત

(૧) દરેક રીતે પાક હોવું. વુઝૂ કે ગુસલની હાજત (જરૂરિયાત) ન હોવી.
(૨) સતર ઢાંકેલો હોવો.
(૩) કોઇ તકલીફ ન હોય તો ચાલીને તવાફ કરવો.
(૪) જમણી બાજુથી તવાફ કરવો.
(૫) હતીમને તવાફમાં સામેલ કરવો.
(૬) સંગે અસ્વદથી તવાફ શરૂ કરવો.
(૭) પૂરો તવાફ (સાત ફેરા) કરવો.
(૮) તવાફ પછી બે રકાત વાજિબુત્તવાફ પઢવી.

શરતો (ફર્ઝો) છૂટી જવાથી તવાફ બિલકુલ થતો નથી. કોઇ વાજિબ છૂટી જાય તો પુનરાવર્તન (ફરીથી) કરી લેવું જોઇએ. પુનરાવર્તન ન કરવાથી દંડ આપવો પડશે. (દંડની સમજૂતિ આગળ "જિનાયાત"ના શીર્ષક હેઠળ આવશે.)

## તવાફની સુન્નતો

(૧) હજરે અસ્વદનો બોસો (ચુંબન) લેવો. સ્ત્રીઓએ આ સુન્નત એવા સમયે અદા કરવી જ્યારે તે સ્થળે પુરૂષોની ભીડ ન હોય. પુરૂષો સાથે ધક્કા-મુક્કી કરીને આવું કરવામાં સવાબ નહિ પણ ગુનોહ થાય છે.
(૨) તવાફ પછી સઇ કરતા પહેલાં સંગે અસ્વદને ચૂમવું
(૩) તવાફની નિય્યત કરો ત્યારે સંગે અસ્વદ સામે ઉભા રહીને તકબીર વખતે બંને હાથ ઉઠાવવા.
(૪) બધા ચક્કર (ફેરા) સળંગ કરવા.
(૫) શરીર અને વસ્ત્રો પાક હોવા.

## તવાફના મુસ્તહબ્બાત

(૧) તવાફને હજરે અસ્વદની જમણી તરફથી એવી રીતે શરૂ કરવું કે આખું શરીર હજરે અસ્વદ સામેથી પસાર થાય.

(૨) હજરે અસ્વદને ત્રણ વાર ચૂમવું.
(૩) હદીસમાં જણાવેલી દુઆઓ તવાફ કરતી વખતે પઢવી.
(૪) પુરૂષોની ભીડથી બચીને મતાફને કિનારે તવાફ કરવો.
(૫) રાતના સમયે તવાફ કરવો.
(૬) તવાફને વચ્ચે છોડી દીધો અથવા મકરૂહ પદ્ધતિથી કર્યો હોય તો નવેસરથી શરૂ કરવો.
(૭) જાઇઝ વાત-ચીત પણ ન કરવી.
(૮) દુઆ વગેરે ધીમા સ્વરે પઢવી.
(૯) જે કામથી ધ્યાન ભટકે, તે ન કરવું.
(૧૦) રૂકને યમાની પર જમણો હાથ ફેરવવો, શરત એ છે કે પુરૂષોના ધક્કા ન લાગે.
(૧૧) જે વસ્તુ ધ્યાન આકર્ષિત કરે, તે ન જોવી.

## તવાફના મુબાહાત (છૂટછાટ)

(૧) છીંક પર અલહમ્દુ લિલ્લાહ કહેવું.
(૨) કોઇ મસઅલો બતાવવો કે પૂછવો.
(૩) કોઇ જરૂરિયાતથી સલામ કરવું. (બિન મહરમ, અજાણ પુરૂષને નહિ.)
(૪) કંઇક પીવું.
(૫) દુઆઓ છોડી દેવી.
(૬) પાક બૂટ અથવા ચંપલ પહેરીને તવાફ કરવું.
(૭) તકલીફને કારણે સવાર થઇને અથવા વ્હીલ ચેર પર તવાફ કરવો.
(૮) મનમાં કુર્આન પઢવો.

## તવાફમાં હરામ બાબતો

(૧) નાપાકી અથવા હેઝ (માસિક) અને નિફાસ (બાળ જન્મ પછીનો સમયગાળો) ની હાલતમાં તવાફ કરવો.
(૨) વુઝૂ વગર તવાફ કરવો.

(૩) વિના કારણે કોઇની ઉપર ચઢીને તવાફ કરવો.
(૪) વિના કારણે ગૂઠણથી અથવા ઉંધા થઇને તવાફ કરવો.
(૫) તવાફ દરમિયાન હતીમની વચ્ચેથી પસાર થવું.
(૬) તવાફનો પૂરો ચક્કર કે કેટલોક ભાગ છોડી દેવો.
(૭) હજરે અસ્વદ સિવાય અન્ય જગ્યાએથી તવાફ શરૂ કરવો.
(૮) તવાફ કરતાં કા'બા શરીફની તરફ મોઢું કરવું. (ફક્ત તવાફ શરૂ કરતાં સમયે હજરે અસ્વદ તરફ મોઢું કરવુ જાઇઝ છે.)
(૯) તવાફનો કોઇ વાજિબ છોડી દેવો.

## તવાફના મકરૂહાત

(૧) ફાલતુ, બેકાર વાતો કરવી.
(૨) ખરીદ-વેચાણની વાત-ચીત કરવી.
(૩) કુર્આન અથવા દુઆ ઊંચા અવાજે પઢવી.
(૪) સરળતા અને તક હોવા છતાં સંગે અસ્વદનો બોસો (ચુંબન) છોડી દેવો.
(૫) તવાફના ચક્કરોમાં જાણીને વધુ અંતર રાખવું.
(૬) સળંગ બે તવાફ કરવા, વચ્ચે બે રકાત ન પઢવી. (નમાઝનો મકરૂહ સમય હોય તો વાજિબુત્તવાફ નમાઝો ભેગી કરી શકાય)
(૭) તવાફની નિય્યત કરતી વેળા તકબીર કહ્યા વગર બંને હાથ ઉઠાવવા.
(૮) ખુત્બો અથવા ફર્ઝ નમાઝ શરૂ થઇ જાય, તે પછી તવાફ કરવો.
(૯) તવાફ કરતાં કરતાં ખાવું. (કોઇ પણ વસ્તુ ખાવી નહિ.)
(૧૦) પેશાબ વગેરેની સખત હાજત હોય અથવા ખૂબ ભૂખ લાગેલી હોય કે ગુસ્સાની હાલતમાં તવાફ કરવો.

## તવાફના મસાઇલ

- સ્ત્રીઓ માટે બહેતર છે કે તેઓ રાત્રે તવાફ કરે અથવા એવા સમયે કરે જ્યારે પુરૂષો ઓછાં હોય. પુરૂષોની ભીડમાં તવાફ કરવો હોય તો ઇચ્છનીય છે કે મતાફના કિનારે કરે. વચ્ચે ઘુસવાનો પ્રયત્ન ન કરે.

- સ્ત્રીઓને પુરૂષ સાથે હળી-મળીને એવી રીતે તવાફ કરવો કે એક બીજાના શરીર સ્પર્શતા હોય અથવા પુરૂષોની ભીડ હોય તો એથી તવાફમાં તો કોઇ ખામી આવતી નથી, અલબત્ત, બિન મહરમોની સાથે ધક્કા-મુક્કી કરવાનો ગુનોહ જરૂર થાય છે અને એવી પરિસ્થિતિમાં સ્ત્રીઓ માટે કિનારે-કિનારે તવાફ કરવો વાજિબ છે.
- સ્ત્રીઓએ વિચારવું જોઇએ કે દૂરથી તવાફ કરવામાં સવાબમાં કોઇ કમી થતી નથી, તો પછી પુરૂષોની ભીડમાં ઘુસીને ગુનેહગાર થવું નહિ.
- ભીડમાં ઘુસીને સ્ત્રીઓએ સંગે અસ્વદનો બોસો લેવો નહિ. બલકે, દૂરથી જ પોતાના બંને હાથ ઉઠાવીને હજરે અસ્વદ તરફ ઈશારો કરી હથેળીઓને ચૂમી લે. હાથ એવી રીતે ઉઠાવે કે હથેળીઓ સંગે અસ્વદ સામે હોય.
- રૂકને યમાની પર તક હોય તો બંને હાથ અથવા ફક્ત જમણો હાથ ફેરવવો જોઇએ. હાથ ફેરવવાની તક ન હોય તો તેની તરફ ઈશારો કરવો નહિ. ચુપચાપ તવાફ ચાલુ રાખવો, રૂકને યમાની ચૂમવું ન જોઇએ.
- તવાફ કરતા સમયે ઉતાવળમાં આમ તેમ ચાલવું નહિ. બલકે, એક લાઇનમાં ચાલો અને તવાફ દરમિયાન કા'બા તરફ છાતી ન કરે. ડાબો ખભો કા'બા તરફ હોય.
- તવાફ કરતી વેળા ખાનએ કા'બા તરફ જોવું નહિ.
- ઉમરહનો તવાફ શરૂ કર્યા બાદ જો માસિક શરૂ થઇ જાય તો તવાફને તરત જ બંધ કરી મસ્જિદે હરામની બહાર નીકળી જાય અને પછી પાક થયા બાદ આ તવાફ ફરીથી કરવો જોઇએ. જો સમય ન હોય અને હજ શરૂ થઇ જાય તો હજનો એહરામ બાંધીને હજ શરૂ કરી દેવો જોઇએ. અને ઉમરહને તોડી દેવો જોઇએ, શરત એટલી છે કે તવાફ ઉમરહનો હોય, અને જો નફલ તવાફ હોય કે અન્ય તવાફ હોય તો પાક થઇને તેની કઝા કરવી. કેમકે તવાફ શરૂ કર્યા પછી તેને પૂરો કરવો વાજિબ થઇ જાય છે. જે રીતે નફલ નમાઝ કોઇ શરૂ કરીને તોડી નાખે તો તેની કઝા વાજિબ થઇ જાય છે. હજથી ફારેગ થયા બાદ તે ઉમરહની કઝા કરી લે.
- જો તવાફ પૂરો થઇ ગયા બાદ સઇ કરતાં પહેલાં માસિક ચાલુ થઇ ગયો, તો સઇ આ જ હાલતમાં કરી લે.

- તવાફે કુદૂમ બાદ હજની સઇ કરતાં પહેલાં જો માસિક ચાલુ થઇ ગયો તો પછી સઇ તવાફે ઝિયારત પછી જ કરવી બહેતર છે.
- જો ૧૦, ઝીલહજના દિવસે મોટા શૈતાનને કાંકરી માર્યા પછી હૈઝ આવી ગયો અને તેનાથી પાક થઇને ૧૨, ઝીલહજના દિવસે તવાફે ઝિયારત અને સઇ કરે, તો આ જાઇઝ છે. આવી સ્થિતિમાં વિલંબ (ઢીલ) કરવાનો દંડ તેણી ઉપર લાગુ પડશે નહિ. હા, જો તવાફે ઝિયારત પછી માસિક શરૂ થઇ જાય તો, એવી સ્થિતિમાં સઇ કરી લેવી બહેતર છે. જેથી તવાફ સાથે જ સઇ પણ થઇ જાય અને સુન્નત અદા થઇ જાય. આમ તો ૧૨ ઝીલહજની અંદર સઇ કરી લેવી વાજિબ નથી.
- તવાફે ઝિયારત કરી લીધા પછી માસિક શરૂ થઇ જાય અને એટલો સમય નથી કે પાક થવા સુધી રોકાઇ શકે તો તવાફે વિદાઅ કર્યા વગર જવું જાઇઝ છે. આવી પરિસ્થિતિમાં કોઇ દંડ નથી, કેમકે હૈઝ અને નિફાસ વાળી સ્ત્રી પર તવાફે વિદાઅ વાજિબ નથી. એવા સમયે સ્ત્રી મસ્જિદે હરામના બાબુલ વિદાઅ અથવા ગમે તે દરવાજાની બહાર ઉભી થઇને રૂખસદ લઇ લે અને ત્યાંથી જ દુઆ માંગી લે. હવે તે સ્ત્રી મક્કા છોડતાં પહેલાં પાક થઇ ગઇ તો તવાફે વિદાઅ આવશ્યક છે નહિતર દંડ ભોગવવો પડશે.
- જો જાણતી હોય કે તેણીને વહેલી તકે માસિક આવવાનો છે અને એટલો સમય હોય કે તવાફના ચાર ફેરા કરી શકતી હોય અને તો પણ તવાફે ઝિયારત ન કરે અને ૧૨ ઝીલહજ પછી પાક થઇને તવાફે ઝિયારત કરે તો એવી સ્થિતિમાં વિલંબ કરવાને કારણે દંડ ભોગવવો પડશે.
- એ જ રીતે ૧૨ ઝીલહજના દિવસે એવા સમયે પાક થઇ કે સૂર્યાસ્તમાં (સૂરજ આથમવામાં) હજી એટલી વાર છે કે ગુસલ કરીને તવાફના ચાર ફેરા કરી શકે છે અને આવું ન કરે તો પણ તવાફે ઝિયારતમાં વિલંબ (ઢીલ) કરવાના કારણે દંડ ભોગવવો પડશે.
- સમય ન હોય અને સાથવાળા જઇ રહ્યા હોય તો એવી પરિસ્થિતિમાં તવાફે વિદાઅ છોડીને જઇ શકે છે, પણ તવાફે ઝિયારત છોડીને જઇ શકાય નહિ. પાક થવા સુધી રોકાય અને તવાફે ઝિયારત કરીને જ જાય નહિતર સમગ્ર જીવન માટે પતિ માટે હલાલ થશે નહિ,

એહરામમાં જ રહેશે.

- હેઝ અને નિફાસ સિવાય પણ કેટલીક સ્ત્રીઓને લોહી આવે છે, જેને મુસ્તહાઝા કહેવામાં આવે છે. એવી સ્ત્રી લંગોટ બાંધીને વુઝૂ કરી લે, પછી પાક સ્ત્રીઓની જેમ તવાફ વગેરેના બધાં કાર્યો કરે, તે બધું જ યોગ્ય ગણાશે. એવી સ્થિતિમાં નમાઝ પણ પઢે. મુસ્તહાઝાને નમાઝ માફ નથી.
- તવાફે કુદૂમ નાપાકી, હેઝ કે નિફાસની હાલતમાં કર્યો તો એક જાનવર (ઘેંટો, બકરો) ની કુરબાની દંડ તરીકે આપવી પડશે. અને તવાફે ઝિયારત આવી સ્થિતિમાં કર્યો તો ઊંટ અથવા બળદની કુરબાની આવશ્યક છે. હા, જો પાક થઈને ફરીથી તેનો પુનરાવર્તન (તવાફે કુદૂમ અથવા તવાફે ઝિયારત) કરી લે, તો દંડ માફ થઈ જશે.
- દરેક તવાફ પછી બે રકાત વાજિબુત્તવાફની નિય્યતથી પઢવી વાજિબ છે. જો મકરૂહ સમય હોય તો રાહ જુએ. આ નમાઝ મકામે ઈબ્રાહીમ પાછળ પઢવી અફઝલ છે પણ ત્યાં પુરૂષોની ભીડ હોય તો તેની આસપાસ અથવા હતીમમાં અથવા મસ્જિદે હરામમાં ગમે ત્યાં અથવા મક્કામાં ગમે ત્યાં પઢી લો. પુરૂષોની ભીડમાં ઘુસીને નમાઝ ન પઢો. આ નમાઝ માફ થતી નથી. આ નમાઝ માટે મૂળ સ્થળ હરમે મક્કાનો સંપૂર્ણ વિસ્તાર છે. અને જો કોઈ અજાણતાને કારણે આ નમાઝ ન પઢી શકે તો ઘરે આવીને પઢી લે. નિય્યત બે રકાત "વાજિબુત્તવાફ" ની કરે. આ નમાઝની પહેલી રકાતમાં "કુલ યા અય્યુહલ કાફેરૂન" અને બીજી રકાતમાં "કુલ હુવલ્લાહ" પઢે.

દરેક તવાફની સાથે બે રકાત પઢવી આવશ્યક (જરૂરી) છે.

## સઈ

સઈનો અર્થ આમ તો નાસ-ભાગ અને સંઘર્ષ થાય છે. પણ શરીઅતમાં ખાનએ કા'બા નજીક બે પહાડીઓ સફા અને મરવહ વચ્ચે ખાસ પદ્ધતિથી ફેરા કરવાનું નામ સઈ છે.

- ઈસ્લામી પુસ્તકો, ઈતિહાસ વગેરેનો જે સ્ત્રીઓએ વાંચન કર્યો છે, તેઓ

જાણતી હશે કે આ સઇ બીબી હાજરા (માતૃશ્રી હઝરત ઈસ્માઈલ અલૈ.) ની આ નાસ-ભાગની કાયમી યાદગાર છે જે આપે હઝરત ઈસ્માઈલ (અલૈ.) ની તરસ જોઈને પાણીની શોધમાં કરી હતી.

- ઘટના એમ છે, કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અલ્લાહ તઆલાના હુકમથી પોતાની પ્રિય પત્ની બીબી હાજરા અને દૂધ પીનાર સપુત્ર હઝરત ઈસ્માઈલ (અલૈ.) ને બયતુલ્લાહ નજીક નિર્જન અને વેરાન પહાડી જંગલમાં છોડીને પાછા ફર્યા તો બીબીએ પૂછ્યું કે શું અમને અહીં એકલા અને કોઈ સાથી કે સહાયક વગર અલ્લાહના હુકમથી છોડીને જાવ છો કે કોઈ અન્ય બાબત છે? અને જ્યારે એમને ખબર પડી કે અલ્લાહનો જ આ હુકમ છે, તો અલ્લાહની મરજી પર રાજી થઈને બેસી ગયા. ખાવા પીવાના સામાનમાં એક પાણીની મશક, કેટલીક ખજૂરો અથવા અન્ય કેટલીક વસ્તુઓ કે જે ચાર પાંચ દિવસ માટે પણ પૂરતી ન હતી, એમનું ભાથું હતું.
- પાંચ દિવસ સુધી માતા અને પુત્ર બંનેએ આના પર જ કાઢયાં. પાણી ખલાસ થઈ ગયું. આસપાસ કોઈ માનવ કે પાણી મળવાની કોઈ અન્ય સ્થિતિ હતી નહિ. ફૂલ જેવો બાળક તરસને લીધે તરફડિયા મારવા લાગ્યો. તો માતા દોડી અને સફા (પહાડી) પર ચઢી કે જોવું કોઈ આવતો જતો કાફલો દેખાય. ત્યાંથી નિરાશ થઈ, તો ઊતરીને સામે વાળી પહાડી મરવહ પર જઈ ચઢી, ત્યાં પણ કોઈ દેખાયું નહિ તો ફરીથી સફા પર આવી પણ નિરાશા સિવાય કાંઈ ન મળ્યું. એ જ રીતે સફા અને મરવહ પર સાત વાર બીબી હાજરા ચઢ્યાં અને ઊતર્યાં.
- હઝરત ઈસ્માઈલ (અલૈ.) એવી જગ્યાએ હતાં કે જ્યારે બીબી હાજરા સફા કે મરવહ પર રહેતાં તો ઉંચાઈને કારણે નજર સમક્ષ રહેતાં. પણ જ્યારે સફા અને મરવહ વચ્ચે નીચાણથી પસાર થતાં તો આપ દેખાતા નહિ એટલા માટે બીબી હાજરા આ નીચાણ વાળા ભાગને ઝડપથી પસાર કરતાં, જેથી પ્રિય પુત્ર નજર સામે આવી જાય. સાતમી વાર જ્યારે મરવહથી પરત થઈ રહ્યાં હતાં ત્યારે મોઅજિઝો દેખાઈ આવ્યો, જે કયામત સુધી બાકી રહેશે. એમણે જોયું કે પ્રિય પુત્રના પગની પાસે ઝરણું વહે છે. ઉભરાઈ ઉભરાઈને પાણી બહાર આવતું હતું. ખુશીથી

તરત દોડીને આવ્યાં અને રેતી તથા માટીથી પાણીની પાળ બાંધવા લાગ્યાં અને ખુશીની ઉમંગથી ''ઝમ ઝમ'' ના શબ્દો મોઢેથી નીકળવા લાગ્યા. જેનો મતલબ રૂક-રૂક એમ થાય છે.

- કહેવાય છે કે તે સમયે બીબી હાજરાએ પાળ બાંધી ન હોત તો આ ઝરણાના સ્વરૂપમાં આખા વિશ્વમાં ફેલાઇ જતો. આજે વિશ્વના ખૂણે ખૂણાના મુસ્લિમોને આ ઝમઝમ તૃપ્ત કરે છે, પણ ત્યાં હાજર થાય તેને.
- અલ્લાહ તઆલાએ બીબી હાજરા (અલૈ.) ના આ માતૃત્વ સંઘર્ષને એવી પ્રશંસાને પાત્ર ગણ્યો કે દુનિયા રહેશે ત્યાં સુધી તેની યાદગાર કાયમ કરી દીધી. અને પોતાના પવિત્ર અને પાક ઘરના પ્રવાસી માટે ફરજ પાડી કે તે અહીં આવીને એ યાદગારનો અમલી પ્રદર્શન કરે જેને સઇ કહેવામાં આવે છે. સઇ, હજ અને ઉમરહનો એક વાજિબ અમલ છે. જે એને છોડી દે તેના પર દંડ થાય છે. સઇમાં આજે પણ તે નીચાણ વાળા ભાગને ''મીલૈન અખઝરૈન'' કહેવામાં આવે છે. અને જેની નિશાનબંધી બન્ને તરફ લીલાં સ્તંભો અને લીલી લાઇટથી કરી દેવામાં આવી છે. અહીં પુરૂષો માટે ઝડપથી ચાલવાનો હુકમ છે.

અલબત્ત, સ્ત્રીઓ માટે શરીઅતે છૂટછાટ આપી છે કે તેઓ પોતાની સામાન્ય ગતિથી આ અંતર કાપે. પુરૂષોની જેમ ઝડપથી ન ચાલે.

- પુરૂષો માટે આ અંતરને સામાન્ય ગતિથી કાપવાની મનાઇ છે. અને સ્ત્રીઓ માટે શરીઅતે જે છૂટછાટ આપી છે તેને ત્યાગવાની મનાઇ છે. માટે પુરૂષો ઝડપથી આ અંતર કાપશે જ્યારે સ્ત્રીઓ સામાન્ય ગતિથી. ત્યાં નાસ-ભાગ કરવાની પુરૂષોને પણ અનૂમતિ નથી.

## સઇના રૂકન, શરતો અને વાજિબાત

રૂકન, શરત, ફર્ઝ લગભગ સમાનાર્થી છે. સામાન્ય પારિભાષિક અને જ્ઞાન સંબંધી તફાવત હોય છે. એમનામાંથી કોઇ છૂટી જાય તો તે અમલ પૂરો થતો નથી અને કોઇ દંડ વગેરે લાગુ પડી જાય છે. અલબત્ત, વાજિબ છૂટી જાય તો તેની ઊણપ (દંડ વગેરે) ભરપાઇ થઇ શકે છે.

- સઇનો એક જ રૂકન છે. સફા અને મરવહ વચ્ચે સઇ કરવી. જો કોઇએ

આ સિવાય આમ તેમ સઇ કરી હોય તો સઇ થશે નહિ.

## સઇની ૬ શરતો છે

(૧) જાતે ચાલીને સઇ કરવી. (તકલીફ હોય તો સવારી કરીને કરવાની છૂટ છે.) કોઇ અન્યથી કરાવવી જાઇઝ નથી. અલબત્ત કોઇ એહરામ બાંધતાં પહેલા બેભાન થઇ જાય અને સઇના સમય સુધી બેભાન હોય, તો તેના તરફથી કોઇ અન્ય સઇ કરે તો જાઇઝ છે.

(૨) સંપૂર્ણ તવાફ અથવા તવાફના ચાર ફેરા પછી સઇ કરવી. તવાફ પહેલાંની સઇ યોગ્ય નથી.

(૩) હજ કે ઉમરહનો એહરામ બાંધેલો હોવો. એહરામ બાંધ્યા પહેલાંની સઇ યોગ્ય નથી. ભલે તવાફ પછી સઇ કરી હોય.

- સઇથી અગાઉ એહરામ બાંધવો જરૂરી છે. પણ કેટલીક પરિસ્થિતિઓમાં સઇ કરતી વખતે એહરામ હોવો જરૂરી નથી. દા.ત., હજની સઇમાં બે સ્વરૂપો છે: જો તે અરફાતના વુકૂફથી પહેલાં કરે (તવાફે કુદૂમ પછી) તો તેના માટે એહરામ આવશ્યક છે અને જો વુકૂફે અરફાત પછી તવાફે ઝિયારત કરીને સઇ કરે તો તે વખતે એહરામની શરત નથી. તે વખતે એહરામ ન હોવું સુન્નત છે.
- ઉમરહની સઇમાં એહરામમાં રહેવું શરત નથી, વાજિબ છે. જો કોઇ ઉમરહનો તવાફ કરીને એહરામ ખોલી નાખે અને પછી સઇ કરે તો સઇ અદા થઇ જશે પણ વાજિબ છોડી દેવાનો દંડ ભોગવવો પડશે, એટલે કે એક બકરા અથવા ઘેટાની કુરબાની.

(૪) સફાથી સઇ શરૂ કરવી અને મરવહ પર પૂરી કરવી (સફાથી મરવહ સુધી એક ફેરો, મરવહ થી સફા સુધી બીજો ફેરો) આ હિસાબે સાતમો ફેરો મરવહ પર પૂરો થશે. જો કોઇ મરવહ થી સઇ શરૂ કરે તો આ ફેરો ગણવામાં નહિ આવે.

(૫) સઇના અધિકતર ફેરા કરવા (એટલે લઘુત્તમ ચાર) ચારથી ઓછા ફેરા કરવાથી સઇ થતી નથી.

(૬) સઇને તેના સમયે કરવી. આ શરત હજ અને કિરાન તથા તમત્તોઅના

ઉમરહ માટે છે. કેમકે એનો સમય હજના મહીનાઓમાં શરૂ થાય છે. જો કોઇ હજની સઇ આ મોસમ પહેલાં કરી લે તો સઇ થશે નહિ. હજના મહીના ૧, શવ્વાલ થી શરૂ થાય છે. હા, જો કોઇએ સઇના ત્રણ ફેરા રમઝાનમાં કર્યા અને ચાર ફેરા શવ્વાલમાં કર્યા તો તે યોગ્ય ગણાશે.

અને ઉમરહની સઇ માટે સમયની કોઇ શરત નથી. કેમકે ઉમરહ માટે કોઇ ખાસ સમય નિયત (નક્કી) નથી. ૯, ઝીલહજથી ૧૩ ઝીલહજ સિવાય ગમે ત્યારે ઉમરહ કરી શકાય છે.

## સઇનાં વાજિબાત

(૧) એવા તવાફ પછી સઇ કરવી જે પાકીની હાલતમાં કર્યો હોય.
(૨) સફાથી શરૂ કરી મરવહ પર પૂરો કરવો.
(૩) પગપાળા સઇ કરવી. તકલીફ વગર સવાર થઇને સઇ કરવાથી દંડ (દમ) લાગુ થશે.
(૪) સાત ફેરા પૂરા કરવા. (૪ ફર્ઝ છે અને ૩ વાજિબ છે.)
(૫) ઉમરહની સઇમાં અંત સુધી એહરામ બાકી રાખવો.
(૬) સફાથી મરવહ સુધી પૂરો અંતર કાપવો, અધ વચ્ચે ન છોડવો.

## સઇની સુન્નતો

(૧) સઇ કરવા માટે મસ્જિદે હરામથી નીકળતા પહેલાં સંગે અસ્વદનો ચુંબન લેવો.
(૨) તવાફ પછી તરત જ સઇ કરવી.
(૩) સફા અને મરવહની ઉંચાઇ પર ચઢવું (પણ બિલકુલ મૂળ સુધી જવું નહિ.)
(૪) સફા અને મરવહ પર ચઢીને બયતુલ્લાહ તરફ મોઢું કરવું.
(૫) સઇના ફેરા આરામ કર્યા વગર સળંગ કરવા.
(૬) દરેક પ્રકારની નાપાકીથી પાક હોવું.
(૭) સતર ઢંકાયેલો હોવો.

## સઇના મુસ્તહબ્બાત

(૧) નિય્યત કરવી.
(૨) સફા અને મરવહ પર રોકાવવું.
(૩) ધ્યાનં મગ્ન થઇ દિલ લગાડીને દુઆ અને ઝિક્ર કરવો.
(૪) સઈના ફેરા કરવામાં કારણ વગર મોટો વિલંબ થઇ જાય તો નવેસરથી સઇ કરવી. શરત એ છે કે ચાર અથવા વધુ ફેરા થયા ન હોય.

## સઇ સંબંધિત વિભિન્ન મસાઇલ

- જો કોઇ થાક, કમજોરી કે વૃદ્ધત્વ (ઘડપણ) ને કારણે અથવા વગર કારણે સઈના સાત ફેરા સળંગ ન કરે અને સાત દિવસમાં એક-એક કરીને પૂરા કરે તો પણ જાઇઝ છે.
- જોવામાં આવ્યું છે કે કેટલીક સ્ત્રીઓ કોઇ કારણ વગર ફક્ત અજાણતાને કારણે અથવા શોખને લીધે વ્હીલ ચેરમાં બેસીને સઇ કરે છે, તે યોગ્ય નથી. તેનાથી દંડ લાગુ થશે. એનાથી બહેતર છે કે એકદમ સઇ ન થઇ શકતી હોય તો રોકાઇ-રોકાઇને કરી લો, તેમાં કોઇ દંડ ભરવો નહિ પડે.
- પાકીની હાલતમાં સઇ કરવી શરત કે વાજિબ નથી, માટે ખાસ દિવસોમાં (માસિક હાલતમાં) પણ સ્ત્રીઓ સઇ કરી શકે છે. તવાફ ન કરી શકે, નમાઝ ન પઢી શકે, મસ્જિદે હરામમાં પ્રવેશ પણ ન કરી શકે, સઇનું સ્થળ મસ્જિદના હુકમમાં નથી, માટે બારોબાર તેમાં આવ-જા કરી શકે છે. ત્યાં બેસીને દુઆ પઢી શકે છે. ત્યાંથી બેસીને બયતુલ્લાહને પણ જોઇ શકે છે.
- હનફી મસલકની રૂએ તવાફ પછી સઇ વાજિબ તો છે પણ તરત જ કરવી વાજિબ નથી, સુન્નત છે. માટે થાક, ખાવા-પીવા કે કોઇ અન્ય કામથી અથવા એમ જ વગર કારણે વિલંબ (ઢીલ) થાય તો કોઇ વાંધો નથી. તેનાથી કોઇ દંડ ભોગવવો નહિ પડે, અલબત્ત, વગર કારણે આવું કરવું ન જોઇએ.
- સઇ દરમિયાન આમતેમની ફાલતુ વાતો કરવી જોઇએ નહિ. જેને જે

દુઆ યાદ હોય તે પઢતી રહે. દુરૂદ શરીફ યાદ હોય તો તે પઢે. અને કાંઇ પણ યાદ ન હોય તો ''સુબ્હાનલ્લાહ'' બોલતી રહે. અથવા પોતાની ભાષામાં સારી સારી દુઆઓ માંગતી રહે. આ સ્થળ દુઆ કબૂલ થવાનો છે. માટે જે માંગવું હોય માંગી લો. મુંગાની જેમ ફેરા કરવા નહિ.

- સઇ શરૂ કરતાં પહેલાં સફા પર થોડે દૂર ઉપર ચઢીને કિબલા તરફ મોઢું કરી ઉભા થઇને દુઆ માટે હાથ ઉઠાવીને દુઆ માંગો. તે જ રીતે મરવહ પર પહોંચીને પણ દુઆ માંગવી જોઇએ. અને રસ્તે ચાલતાં હાથ ઉઠાવ્યા વિના મોઢેથી દુઆઓ પઢતાં કે માંગતાં રહેવું જોઇએ.
- ભણેલી સ્ત્રીઓ પુસ્તકમાં જોઇને પઢતી રહે. અથવા હદીસ શરીફમાં આવેલી દુઆઓ યાદ કરી લે અને તેનો જ રટણ રાખે.
- હજના દિવસોમાં લાખો માણસોની ભીડ હોય છે. પડદાવાળી સ્ત્રીઓને સઇ કરવી હોય તો રાતનો સમય યોગ્ય છે. અને ભીડના સમયે જ સઇ કરવી પડે તો વચ્ચે ન ઘુસે, કિનારે-કિનારે રહીને સઇ કરી લે. સઇ કરવાની જગ્યા હવે પહોળી અને ડબલ ટ્રેક વાળી થઇ ગઇ છે.

## હજ અને ઉમરહના અરકાન
## ફરાઇઝ, વાજિબાત વગેરેનું સંક્ષિપ્ત ચિત્ર

નીચે ઉમરહ, હજ્જે ઇફરાદ, કિરાન અને તમત્તોઅના સમગ્ર મનાસિકનો એક સંક્ષિપ્ત ચિત્ર વિસ્તાર પૂર્વક આપવામાં આવે છે, જેથી જાણી શકાય કે કયા ક્રમથી કયો અમલ કરવો જોઇએ.

**ઉમરહ**

(૧) એહરામે ઉમરહ - શર્ત

(૨) તવાફ - રૂકન

(૩) સઇ - વાજિબ

(૪) વાળ કપાવવા કે જાતે કાપવા- વાજિબ

**હજ્જે ઇફરાદ**

(૧) એહરામે હજ - શર્ત

(૨) તવાફે કુદૂમ - સુન્નત
(૩) અરફાતનો વુકૂફ (રોકાણ) - રૂકન
(૪) મુઝદલિફાનો વુકૂફ - વાજિબ
(૫) જમરએ ઉકબા (મોટા શૈતાન) ની રમી - વાજિબ
(૬) વાળ કપાવવા - વાજિબ
(૭) તવાફે ઝિયારત - રૂકન
(૮) સઇ - વાજિબ
(૯) જમરાતની રમી (કાંકરીઓ મારવી) - વાજિબ
(૧૦) તવાફે વિદાઅ - વાજિબ

**હજ્જે કિરાન**

(૧) હજ અને ઉમરહનો એક જ એહરામ - શર્ત
(૨) તવાફે ઉમરહ - રૂકન
(૩) ઉમરહની સઇ - વાજિબ
(૪) તવાફે કુદૂમ - સુન્નત
(૫) હજની સઇ (તવાફે કુદૂમ પછી કિરાનમાં અફઝલ છે.) - વાજિબ
(૬) વુકૂફે અરફા - રૂકન
(૭) વુકૂફે મુઝદલિફા - વાજિબ
(૮) મોટા શૈતાનની રમી - વાજિબ
(૯) કુરબાની - વાજિબ
(૧૦) વાળ કપાવવા - વાજિબ
(૧૧) તવાફે ઝિયારત - રૂકન

જો તવાફે કુદૂમ પછી સઇ ન કરી હોય તો હવે કરી લેવી. નહિતર વાજિબ છૂટી જશે અને દંડ ભોગવવો પડશે.

(૧૨) જમરાતની રમી - વાજિબ
(૧૩) તવાફે વિદાઅ - વાજિબ

**હજ્જે તમત્તોઅ**

(૧) ઉમરહનો એહરામ - શર્ત
(૨) ઉમરહનો તવાફ - રૂકન

(૩) ઉમરહની સઇ - વાજિબ
(૪) વાળ કપાવવા - વાજિબ
(૫) ૮, ઝીલહજના દિવસે હજનો એહરામ - શર્ત
(૬) અરફાતનો વુકૂફ - રૂકન
(૭) મુઝદલિફાનો રોકાણ - વાજિબ
(૮) મોટા શૈતાનની રમી - વાજિબ
(૯) કુરબાની - વાજિબ
(૧૦) વાળ કપાવવા - વાજિબ
(૧૧) તવાફે ઝિયારત - વાજિબ
(૧૨) સઈ - વાજિબ
(૧૩) જમરાતની રમી - વાજિબ
(૧૪) તવાફે વિદાઅ - વાજિબ

## જિનાયતનું વર્ણન

- જિનાયત એટલે વાંક, ભૂલ-ચૂક અને કસૂર. હજના સંબંધમાં એહરામ અથવા હરમમાં પ્રતિબંધિત વાતોની અવગણનાને જિનાયત કહે છે.
- હજ કરવાની તક સામાન્ય રીતે જિંદગીમાં એક જ વાર મળે છે. તેને પણ જો બેપરવાઇ અને દરકાર કર્યા વિના અદા કરવામાં આવે અને તેમાં પ્રતિબંધિત (મના કરેલ) વસ્તુઓનું ધ્યાન રાખવામાં ન આવે, તો કમનસીબી અને દુર્ભાગ્યની સાથોસાથ બધી મહેનત અને આટલો બધો ખર્ચ વ્યર્થ થઇ જવાનો ભય પણ છે. કેમકે આમાં ઘણી ખરી ભૂલો એવી છે કે એ થવાથી હજ થતી નથી. અને કેટલીક ભૂલો એવી હોય છે કે એનો દંડ અને કફફારો એટલો વધી જાય છે કે માણસ પોતાના માથે ભાર ગણે છે. દા.ત., અમુક ભૂલોને કારણે આખું બળદ કે ઊંટ જેનો બે-ત્રણ હજાર રિયાલ જેટલો ખર્ચ છે, અને તે દરેકને પોષાય તેમ નથી. અને ન આપો તો હજ ન થાય. હજ માટે લાખ રૂપિયા જેટલો ખર્ચ બરબાદ થઇ જાય અને અલ્લાહની નારાજગી પણ ખરી.
- અન્ય ઈબાદતો નમાઝ, રોઝા વગેરેમાં માણસ ભૂલો ઓછી કરે છે, કેમકે

તેની સાથે કાયમનો સંબંધ છે અને તેની ક્ષતિ પૂર્તિ (બદલો) સરળ અને આસાન પણ હોય છે. અને જો તેમને ફરીથી પણ અદા કરવું પડે તો માનસિક કે આર્થિક ભાર પડતો નથી.

- એટલા માટે હું ઇચ્છું છું કે સ્ત્રીઓ માટે આ પ્રકારના મસાઇલ જરા વિસ્તારથી સમજાવી દઉં, જેથી તેઓ વાંચી અને સમજીને પોતે પણ સાવચેતી રાખે અને અન્ય અભણ તથા અજાણ સ્ત્રીઓને પણ માર્ગદર્શન પુરૂં પાડે.
- કેટલાક નાસમજ લોકો એમ કહે છે કે અમે ખોટું કરી લીધું તો શું થયું? અલ્લાહ માફ કરી દેશે. આ ખૂબ જ નાદાનીની વાત અને ખૂબ જ ખોટી કલ્પના છે. તેઓ ભૂલચૂક અને બેપરવાઇનો તફાવત જાણતા નથી. ભૂલચૂક અલ્લાહ બેશક માફ કરી દે છે પણ બેપરવાઇ અને ગફલત માફ થતી નથી, બલ્કે તેની પર તો પકડ છે. ભૂલચૂક ત્યારે જ માફ થાય છે જ્યારે માણસ પોતાની ક્ષમતા અને શક્તિ મુજબ સંપૂર્ણ જાગૃત અને ધ્યાનથી કામ કરે અને કોઇ ભૂલ થઇ જાય. આપણે ભણેલા થઇને પણ જ્યારે સંબંધિત મસાઇલ યાદ નથી કરતા, તેમને વાંચતા નથી, એમને ધ્યાનથી અદા કરતા નથી તો પછી તે ભૂલ ક્યાં થઇ? આ તો જાણીને ખોટું કામ કર્યું, એમ મનાય. તેની માફીનો પ્રશ્ન જ નથી.
- એક બીજી વાત પણ યાદ રાખવી જોઇએ કે એહરામના પ્રતિબંધોની બાબત અન્ય ઇબાદતોથી બિલકુલ અલગ છે, તેમાં ભૂલ, ચૂક, કારણે વિના કારણે, જાણતા-અજાણતા, પોતાની ખુશીથી કે કોઇની બળજબરીથી, સૂતાં કે જાગતાં, ભાનમાં કે બેભાન અને નશામાં, ગરીબાઇ કે માલદારીમાં, જાતે કરે કે બીજાથી કરાવે, મતલબ કે ગમે તેવી પરિસ્થિતિમાં જઝા, દંડ, કફ્ફારો આવશ્યક અને જરૂરી થાય છે. એટલા માટે આ અધ્યાય (વિષય) ને આપ ખૂબ જ ધ્યાનથી વાંચો અને મસાઇલને યાદ કરી લો, જેથી કોઇ એવો અવસર આવી જાય તો તમે બચી શકો.
- કેટલાક લોકો માલના ઘમંડમાં હોય છે. અને જાણીને એવા કામો કરે છે જેનાથી દમ (કુરબાની) આવી જાય છે. એમને એ વાત સમજી લેવી જોઇએ કે દમ (કુરબાની) આપવાથી કસૂરનો ધબ્બો તો ધોવાઇ જાય છે

પણ દોલત (ધન) ના ગુમાનમાં જાણીને હરકત કરવાનો જે ધબ્બો લાગ્યો છે, તે ગુનાહના રૂપમાં બાકી રહેશે. તે કુરબાની આપવાથી પણ માફ નહિ થાય.

- જો કોઈના મનમાં એવો વિચાર આવે કે જિંદગીમાં એકવાર કરવામાં આવતી ઈબાદતમાં પ્રતિબંધો એટલાં સખત અને કડક કેમ છે? તો તેણે વિચારવું જોઈએ કે આ એક એવી ઈબાદત છે કે જેને કોઈ પૂરા કાયદા અને નિતી નિયમોથી અદા કરે, તો તેનો અજ્ર (સવાબ) પણ કેટલો શાનદાર છે કે તેના પછી માણસ એવો થઈ જાય છે કે કોઈ બાળક હમણાં તેની માતાની કૂખથી જન્મ્યો હોય, નામનો પણ ગુનોહ અને ખરાબી તેનામાં રહેતી નથી.

હા, તો હવે જુઓ **એહરામની જિનાયતો** આ છે.

(૧) સુગંધનો ઉપયોગ.
(૨) ચહેરો ઢાંકવો.
(૩) શરીર, માથાના વાળ દૂર કરવા.
(૪) પોતાના શરીરથી જૂ મારવી કે પકડીને ફેંકવી.
(૫) નખ કાપવા.
(૬) પતિથી સંબંધ બાંધવો અથવા આવેશ સાથે ચોંટવું, સ્પર્શ કરવું.
(૭) હજમાં જે વાતો વાજિબ છે, તેમનામાંથી કોઈ વાજિબ છોડી દેવો.
(૮) જમીનના જાનવરનો શિકાર કરવો.

**નોંધ :** આ પુસ્તક સ્ત્રીઓ માટે સંપાદન કરવામાં આવ્યું છે, માટે પુરૂષો સંબંધી મસાઈલ આમાં સામેલ નથી. એ જ મસાઈલ આમાં લીધાં છે; જે સ્ત્રીઓને લાગુ પડે છે અથવા બંનેના સમંવિત હોય. વિસ્તૃત (વિગતવાર) મસાઈલની જાણકારી માટે મારૂ અનુવાદિત પુસ્તક હજ ગાઈડ (ગુજરાતી) જુઓ.

- ઉપરોક્ત એહરામની જિનાયતો હતી. આ સિવાય હરમની જિનાયતો બે છે.

(૧) હરમના જાનવરોનો શિકાર કરવો કે તેમને વેદના (તકલીફ) આપવી.
(૨) હરમના ઝાડ અને ઘાસ કાપવી.

આ બધાના ક્રમિક વર્ણન પહેલા કેટલાક કાયદા લખવામાં આવે છે. જિનાયતોના વર્ણનમાં એનાથી ઘણી મદદ મળશે.

**કાયદા નં. ૧**

- જિનાયત કોઇ મજબૂરી અને કારણથી થાય અને તે અમલને સંપૂર્ણ રીતે કરવામાં આવ્યો હોય, તો તેનો નિયત દંડ "દમ" નક્કી કરવામાં આવ્યો છે.
- અને જો કારણ વગર થાય, અને તેનો અમલ અપૂર્ણ (અધૂરો) હોય તો તેનો દંડ સદકા નક્કી કરવામાં આવ્યો છે.
- અને જો જિનાયત કોઇ સચોટ કારણે સંપૂર્ણ રીતે થઇ તો દમ, સદકો અથવા રોઝો ત્રણેયમાંથી કોઇ એક દંડ ભોગવવો વાજિબ છે. (ઇચ્છે તો દમ આપે અથવા સદકો આપે.)
- જિનાયત સચોટ કારણને લીધે અપૂર્ણ (અધૂરી) થઇ તો રોઝો અથવા સદકો બંનેમાંથી કોઇ એક દંડ ભોગવવો વાજિબ છે.

**કાયદા નં. ૨**

હરમની જિનાયત અને જમીનના શિકારની જિનાયતમાં તેની ઇચ્છા મુજબ એની કિંમતનો જાનવર ઝબહ (હલાલ) કરે, શરત એટલી છે કે એટલી કિંમતમાં જાનવર ઉપલબ્ધ હોય અથવા તેની કિંમત ખેરાત કરે અથવા તેના બદલે રોઝો રાખે.

**કાયદા નં. 3**

જો કોઇએ હજ્જે કિરાનનો એહરામ બાંધ્યો હોય અને ઉમરહ અદા કરતા પહેલાં એહરામની કોઇ જિનાયત થઇ ગઇ હોય, તો તેના પર બે દંડ થશે. હજ્જે ઇફરાદ કરનાર પર એક દંડ થશે.

**કાયદા નં. ૪**

દંડમાં જ્યાં "દમ" નો શબ્દ આવે છે, ત્યાં એક ઘેંટો, બકરી વગેરે અથવા મોટા જાનવર જેમકે બળદ અથવા ઊંટનો સાતમા ભાગનો આશય હોય છે અને તેના માટે એ બધી જ શરત હોય છે, જે કુરબાનીના જાનવરમાં હોય છે.

- અને જ્યાં "બુદના" શબ્દનો ઉપયોગ થાય છે ત્યાં આખો બળદ અથવા આખું ઊંટ સમજવું. અને "બુદના"ની કુરબાની ફક્ત બે જિનાયતોમાં વાજિબ હોય છે.

(૧) હેઝ, નિફાસ અથવા ગુસલની હાજત હોવા છતાં તવાફે ઝિયારત કરી લે.

(૨) વુકૂફે અરફા પછી વાળ કપાવ્યા વગર હમબિસ્તર (પતિ-પત્નીનો સંબંધ) થઇ જાય.

- અને જ્યાં ફક્ત "સદકા" ના શબ્દનો ઉપયોગ થાય છે ત્યાં પૂરે પૂરો સદકએ ફિત્ર એટલે કે પોણા બે સેર ઘઉં અથવા તેની કિંમત.
- અને કેટલાક સ્થળોએ "કાંઇક સદકો" શબ્દનો ઉપયોગ થાય છે, ત્યાં એક મુઠ્ઠી અનાજ અથવા તેની કિંમત કે એક રોટલી.
- અલબત્ત, સુગંધ લગાડવા, નખ કાપવા અને વાળ દૂર કરવાનો દંડ સદકાથી ૬ ગરીબ-મિસકીનોને ૩ સાઅ ઘઉં આપવાનો થાય છે. (૧ સાઅ = ૨૩૪ તોલા) જ્યારે જિનાયત સંપૂર્ણ થઇ હોય અને સચોટ કારણે હોય. (સાઅ અનાજ માપવાનો એક માપિયો છે જે ૮૦ તોલાના સેર થી સાડા ત્રણ સેરનો હોય છે.)

**કાયદા નં. ૫**

એહરામના પ્રતિબંધોની બાબત અન્ય ઇબાદતોથી જુદી છે. આમાં ભૂલ-ચૂક પણ માફ નથી. કારણ વગર કે સચોટ કારણે હોય, કોઇ તફાવત નથી. એહરામના પ્રતિબંધનો ઉલ્લંઘન ગમે તે હાલ અને ગમે તેવી પરિસ્થિતિમાં કરવામાં આવે, ખુશીથી કરે કે કોઇ બળજબરીથી કરાવે, દરેક સ્થિતિએ દંડ આપવો પડશે અને આમાં સ્ત્રી પુરૂષ બંને સમાન છે. અલબત્ત, બે તફાવત છે.

(૧) ભૂલ-ચૂક કે સચોટ કારણે ઉલ્લંઘન કરવાથી ગુનોહ થતો નથી પણ ફક્ત દંડ વાજિબ થાય છે, અને કારણ વગર કરવામાં ગુનોહ પણ થાય છે અને દંડ પણ વાજિબ થાય છે.

- કોઇ માલદાર સ્ત્રી ઘમંડમાં ઉલ્લંઘન કરે કે ચાલો શું છે, કુરબાની આપી દઇશ, તો તે સખત ગુનેહગાર થશે. તેની હજ પણ કબૂલ નહિ થાય.

(૨) કારણ વગર ઉલ્લંઘનની સ્થિતિએ જે દંડ નક્કી કરવામાં આવ્યો છે, તે જ વાજિબ થાય છે, તેના બદલે રોઝા રાખી લેવા પૂરતા નથી, અને સચોટ કારણની સ્થિતિમાં આમાં સગવડ અને મરજી છે.

**કાયદા નં. ૬**

હજના વાજિબો કારણ વગર છૂટી જાય તો જઝા (દંડ) વાજિબ થાય છે. અને સચોટ કારણે છૂટી જાય તો દંડ વાજિબ થતો નથી.

## દંડ વાજિબ થવાની શરતો

- દંડ વાજિબ થવાની ત્રણ શરતો છે, જેની સ્પષ્ટતા કરવામાં આવે છે.
  (૧) ઇસ્લામ (૨) બુદ્ધિ (૩) બાલિગ (પુખ્ત)

માટે બિન મુસ્લિમ, પાગલ (અસ્થિર મગજનો) અને નાબાલિગ પર જઝા (દંડ) વાજિબ થતી નથી અને તેના વડીલ કે પાલક પર પણ વાજિબ થતી નથી.

હા, જો કોઇ એહરામ બાંધ્યા પછી પાગલ થઇ ગયો અને પછી સાજો થઇ ગયો, ભલે તે કેટલાય વર્ષો પછી સાજો થયો હોય, સાજા થયા પછી પ્રતિબંધના ઉલ્લંઘનનો દંડ તેની ઉપર વાજિબ થશે.

## શરઇ સચોટ કારણો

- આ અંગે શરીઅતે જે વાતોને સચોટ કારણ ગણાવી છે, તે આ મુજબ છે.

(૧) દરેક પ્રકારનો તાવ.

(૨) સખત ઠંડી (સહન ન થઇ શકે તેવી).

(૩) સખત ગરમી.

(૪) જખમ, ગુમડાં કે ફોલ્લીઓનો હોય અથવા ચોટ વગેરેનો.

(૫) દુઃખાવો માથાનો અથવા અડધા માથાનો.

(૬) માથામાં ખૂબજ જૂ પડી જવી.

(૭) અસ્તરો કે ઇન્જેકશન લગાડવો.

(૮) માંદગી કે ઠંડીથી મરી જવાનો ભય હોવો.

(૯) યુદ્ધ માટે હથિયાર લગાડવા.

- ભૂલ-ચૂક, મસાઇલથી અજાણતા, બેભાનતા, ઉંઘ, નશાની હાલત અને ગરીબાઇને શરીઅતે સચોટ કારણની માન્યતા આપી નથી.
- જિનાયતોનો દંડ અને કફ્ફારો તરત અદા કરવું વાજિબ નથી. અલબત્ત વહેલી તકે અદા કરવું અફઝલ છે. અને છેલ્લી ઉમર કે મોત (મૃત્યુ) નજીક આવી જાય તે સમયે અદા કરવું વાજિબ છે. તે વખતે જો વિલંબ (ઢીલ) કર્યો તો ગુનોહ થશે.

- જો મૃત્યુ સુધી કોઇ કારણે અદા ન કરી શકે તો અદા કરવાની વસિયત કરવી વાજિબ છે.
- જો વારસદાર વસિયત વગર દંડ અદા કરી દે તો પણ અદા થઇ જાય છે, પણ વારસદાર દંડ તરીકે તેના બદલે રોઝા ન રાખી શકે.
- હવે ક્રમબદ્ધ એહરામની જિનાયતો વર્ણન કરવામાં આવે છે અને કઇ જિનાયત સંપૂર્ણ અને કઇ અધૂરી (અપૂર્ણ) છે. તેની સવિસ્તાર માહિતી પણ જિનાયત હેઠળ તેના સ્થળે વર્ણન થશે.

## (૧) સુગંધ ઉપયોગ કરવી

- દરેક એવી સુગંધ જેની વાસ મનમોહક અને સારી હોય અને તેનો સુગંધ તરીકે ઉપયોગ થતો હોય, અથવા તેનાથી સુગંધ તૈયાર થતી હોય અને બુદ્ધિશાળી લોકો તેને સુગંધ ગણતા હોય, જેમકે મુશ્ક, કપુર, ગુલાબ, ચંદન, કુસુમ, કેસર, મહેંદી, લોબાન, ચંપા, નરગિસ, ચમેલી, તલનું તેલ, ઝેતૂનનું તેલ, ઊદ, અગર, અંબર અને અન્ય અત્તરો અને સુગંધો વગેરે.
- ફૂલ અને સુગંધિત ફળો સુંઘવાથી દંડ તો વાજિબ થતો નથી પણ એમ કરવું મકરૂહ છે. એજ રીતે અત્તરની દુકાનમાં જવાનો વાંધો નથી પણ સુગંધ સુંઘવા માટે જવું મકરૂહ છે.
- કોઇ એવી જગ્યાએ જાય કે જ્યાં ધૂણી (લોબાન) કરવામાં આવી હોય, અને તેના કારણે વસ્ત્રોમાં સુગંધ આવી જાય તો પણ કોઇ વાંધો નથી. શરત એટલી છે કે સુગંધનો કોઇ ભાગ વસ્ત્રોમાં ચોંટી ન જાય.
- એહરામ બાંધતા પહેલાં એહરામના વસ્ત્રોમાં સુગંધ લગાડેલી હોય અને તે સુગંધ વસ્ત્રોમાં વસેલી હોય તો કોઇ વાંધો નથી.
- જે રીતે એહરામની હાલતમાં શરીર પર અને વસ્ત્રોમાં સુગંધ લગાડવાની મનાઇ છે, એ જ રીતે સુગંધ ખાવી પણ મના છે. હા, ખાવામાં ખુશ્બૂ નાખીને રાંધ્યુ હોય તો રાંધેલો ખોરાક ખાવામાં વાંધો નથી. પરંતુ પીવાની વસ્તુઓમાં સુગંધ ન હોવી જોઇએ. પીવાની વસ્તુ સુગંધ નાખીને રાંધી હોય તો પણ યોગ્ય નથી.
- સુગંધ નાખેલો ખોરાક રાંધવામાં આવ્યો ન હોય અને સુગંધ વાળી

વસ્તુ વધારે હોય, ભલે સુગંધ આવતી ન હોય તો પણ તે ખાવાથી "દમ" આવી જશે. અને તે વસ્તુ થોડી હોય તો દમ અથવા સદકો વાજિબ થશે નહિ.

- પીવાની વસ્તુ જેમકે ચા, કાવો વગેરે, તેમાં સુગંધ વધારે હશે તો "દમ" આવી જશે, અને સુગંધ ઓછા પ્રમાણમાં હશે તો સદકો. એક જ જગ્યાએ બેસીને ઓછી સુગંધ વાળી વસ્તુ ઘણી વખત પીધી તો "દમ" આવી જશે.
- લેમન, સોડા, શરબત કે જ્યુસ વગેરેમાં સુગંધ ભળેલી ન હોય તો પીવું જાઇઝ છે. અને જો સુગંધ કે એસેન્સ બિલકુલ થોડા પ્રમાણમાં હોય તો સદકો વાજિબ થશે. બહેતર તો એ જ છે આ બધી જ પીવાની ચીજ વસ્તુઓનો એહરામની હાલતમાં ઉપયોગ કરવો જ નહિ, કારણકે આજના યુગમાં પીવાની બધી જ વસ્તુઓમાં એસેન્સ (સુગંધ) નાખેલી જ હોય છે.
- ગરમ મસાલો, તજ વગેરે ખોરાકમાં નાખવાથી કે ઉપરથી નાખીને ખાવામાં પણ કોઇ વાંધો નથી.
- ચરબી, ઘી, બદામનું તેલ, સરસિયું ખાવું અને લગાડવું જાઇઝ છે.
- સુગંધ વગરનો સુરમો લગાડવો જાઇઝ છે. સુગંધિત હોય તો સદકો આપવો પડશે. બે થી વધુ વખત લગાડ્યો તો દમ વાજિબ થઇ જશે.
- સુગંધિત તેલ (ફૂલનો તેલ હોય કે સેન્ટ બંને સમાન છે.) નાના અંગ પર લગાડવાથી સદકો અને મોટા અંગ પર લગાડવાથી દમ વાજિબ થઇ જશે.
- જે વસ્તુઓ સુગંધિત હોય, દા.ત., ચંદન, તેને દવા તરીકે લગાડવાથી પણ દંડ વાજિબ થાય છે.
- પાનમાં લવિંગ, ઇલાયચી, સુગંધિત તંબાકુ ખાઇ શકાય, પણ ન ખાવું વધારે સારૂં છે.
- જો એક વખત સુગંધિત સાબુનો ઉપયોગ કર્યો તો સદકો, અને વધુ વખત ઉપયોગ કર્યો તો દમ આવી જશે.
- પહેરવાના વસ્ત્રો, પથારી વગેરે દરેક કાપડ પર સુગંધનો ઉપયોગ કરવાની મનાઇ છે.
- સુગંધિત ખિઝાબ (ડાઇ, મેકઅપ વગેરે) અને દવાની પણ મનાઇ છે.

સુગંધિત વસ્તુથી માથું કે શરીર ધોવું પણ યોગ્ય નથી.

- એહરામની હાલતમાં સુગંધના ઉપયોગમાં પુરૂષ અને સ્ત્રી બંને સમાન છે.
- હોશિયાર, બાલિગ (પુખ્ત) મહરમે (એહરામમાં હોય તે) મોટા સંપૂર્ણ અંગ પર દા.ત., માથું, ચહેરો, ગુઠણ, હાથ, હથેળી, રાન વગેરે આખા અંગ પર સુગંધ લગાડી હોય તો દમ વાજિબ થશે, ભલે લગાડતાંની સાથે જ સુગંધ દૂર કરી નાખી હોય. અને કોઇ મોટા અંગનો કેટલોક ભાગ અથવા નાના અંગ પર દા.ત., નાક, કાન, આંખ, આંગળી વગેરે પર લગાડી હોય તો સદકો વાજિબ થશે. અને મોટા અંગનો તફાવત એ સમયે છે કે જ્યારે સુગંધ ઓછી હોય, અને જો સુગંધ વધારે હોય તો નાના અંગ પર લાગડવાથી પણ "દમ" વાજિબ થશે.
- જો એક જગ્યાએ બેસીને આખા શરીર પર સુગંધ લગાડી, તો એક "દમ" વાજિબ થશે.
- શરીરના વિભિન્ન (જુદાજુદા) અંગો પર જો સુગંધ લગાડી અને તેનો પ્રમાણ મોટા અંગ જેટલો થાય તો "દમ" વાજિબ થશે નહિતર સદકો.
- આખી હથેળી પર જો મહેંદી લગાડી હોય તો "દમ" વાજિબ થઇ જશે.
- ચતુર્થ (ચોથા) ભાગમાં કે આખા માથા પર પાતળી-પાતળી મહેંદીનો લેપ કર્યો તો એક "દમ" વાજિબ થશે, અને જો ઘાટ્ટી મહેંદી લગાડી હોય તો બે "દમ" વાજિબ થશે, જ્યારે આખો દિવસ અથવા આખી રાત લગાડી રાખી હોય. અને જો દિવસ કે રાતથી ઓછી મુદત સુધી લગાડી રાખી હોય તો એક "દમ" અને એક "સદકો" વાજિબ થશે.
- વસ્ત્રો (કપડાં) પર સુગંધ લગાડે અથવા એહરામની હાલતમાં સુગંધ લગાડેલા વસ્ત્રો પહેરે અને પહેરવાની મુદત એક આખો દિવસ કે એક આખી રાત હોય અને તે સુગંધ એક ચોરસ બિલ્લસ કે તેથી વધારે જગ્યા પર લાગી હોય તો "દમ" વાજિબ થશે, અને જગ્યા ૧ ચોરસ બિલ્લસથી ઓછી હોય અથવા મુદત આખા દિવસ કે રાતથી ઓછી હોય તો સદકો વાજિબ થશે.
- અડધી રાતથી અડધા દિવસ સુધી અથવા અડધા દિવસથી અડધી રાત સુધીનો સમય આખો દિવસ કે આખી રાત જેટલો ગણવામાં આવશે.

- જો ઉપરોક્ત લખેલી મુદત સુધી સુગંધિત વસ્ત્રો પહેરવાને કારણે દમ આપી દીધો, પણ વસ્ત્રો ઉતાર્યા નહિ તો બીજો દમ આપવો પડશે. અને જો દમ નથી આપ્યો અને કેટલાય દિવસો સુધી પહેરીને ઉતાર્યા તો એક જ દમ આપવો પડશે.
- સુગંધિત મલમ કે બામ વગેરે જેમાં સુગંધ વધારે હોય અને તે રાંધેલી ન હોય, તો જખમ પર લગાડવાથી સદકો વાજિબ થશે, અને જો જખમ મોટા અંગ સમાન હોય તો દમ વાજિબ થશે.

## (૨) ચહેરો ઢાંકવો

- સ્ત્રી અને પુરૂષ બંને માટે એહરામમાં પોતાનો ચહેરો ઢાંકવો મના છે. બુરખા વગેરેનો નકાબ કે પડદો જો નાખવામાં આવે તો એ વાતની સખત સાવચેતી રાખવી પડશે કે નકાબ અથવા પડદો ચહેરાને અડકવો જોઈએ નહિ. નહિતર દંડ ભોગવવો પડશે. માટે, જો કોઈ આ સાવચેતી ન રાખી શકે તો તેને પોતાનો ચહેરો ખુલ્લો રાખવાની છૂટ-છાટ છે. અલબત્ત, અજાણ અને બિનમહરમ પુરૂષોનો સામનો થાય તો ઘૂંઘટની જેમ કપડું મોઢા પર નાખી દે પણ મોઢાને કપડું અડકવું જોઈએ નહિ.
- જો એહરામની હાલતમાં સંપૂર્ણ (આખો) ચહેરો અથવા ચતુર્થ (ચોથો) ભાગ કોઈ વસ્તુથી ઢાંકી લીધો (સામાન્ય રીતે રૂમાલ, દુપટ્ટો, ચાદર, કાપડ, વસ્ત્રો વગેરે) જેનાથી દંડ વાજિબ થશે. આમાં ભૂલ ચૂક, જાણતાં, અજાણતાં, સચોટ કારણે, વિના કારણે, ખુશીથી, બળજબરીથી દરેક સ્થિતિમાં દંડ છે.
- જો એક દિવસ અથવા એક રાત સંપૂર્ણ (પૂરો) કે ચતુર્થ (ચોથો) ભાગ કાપડથી ઢાંક્યો તો "દમ" વાજિબ થશે, અને ચતુર્થ ભાગથી ઓછો અને દિવસ-રાતથી ઓછી મુદત માટે ઢાંક્યો હોય તો સદકો વાજિબ થશે.
- સૂતાં સૂતાં કોઈએ ચહેરો ઢાંકી દીધો અને સચોટ કારણ વિના આવું કર્યું તો "દમ" વાજિબ થશે, અને શરઈ સચોટ કારણથી આવું કર્યું તો મરજીનો દંડ ભોગવવો પડશે. આ દંડ એહરામ વાળી પર થશે, ઢાંકનાર પર નહિ.

## (૩) વાળ કાપવા

- વાળ મુંડવા, કાપવા, ઉખેડવા, દવાથી સાફ કરવા અને બાળવા, બધાનો એક જ હુકમ છે. દંડમાં કોઇ તફાવત નથી, અને આવું જાતે કરે કે કોઇ અન્યથી કરાવે, ખુશીથી હોય કે બળજબરીથી હોય, ભૂલથી થાય કે જાણીને કરે, બધી જ પરિસ્થિતિમાં દંડ વાજિબ થશે.
- જો કોઇ સ્ત્રી (અથવા પુરૂષ) એ સંપૂર્ણ (પૂરા) અથવા ચોથા ભાગના માથાના વાળ એક પોર આંગળી સમાન કપાવ્યા તો તેણી પર "દમ" આવશે. અને તેનાથી ઓછા હોય તો સદકો.
- એક આખી બગલ અથવા નાભિ (દૂંટી) નીચેના વાળ કાપવાથી "દમ" વાજિબ થશે. ઓછામાં સદકો.
- ખોરાક રાંધતા વાળ બળી જાય તો સદકો આપે, અને કોઇ બીમારીને કારણે અથવા ઊંઘમાં વાળ ખરે તો દંડ વાજિબ નહિ થાય.
- વુઝૂ કરવામાં અથવા માથું ખંજવાળવામાં માથાના ત્રણ વાળ પડી જાય તો એક મુઠ્ઠી ઘઉં સદકો આપે અને જાતે ઉખેડે તો એક વાળનો એક મુઠ્ઠી ઘઉં આપે. અને ત્રણથી વધારે ઉખેડે તો સદકો આપવો પડશે.
- કોઇ એહરામ વાળી સ્ત્રીએ અન્ય એહરામવાળી સ્ત્રીના ચોથા ભાગના અથવા સંપૂર્ણ (પૂરા) માથાના વાળને એક પોર આંગળી જેટલા કાપ્યા તો કાપવા વાળી સદકો આપે, કપાવનાર પર દમ વાજિબ થશે, એહરામથી નીકળી ગયા બાદ આવું કરવું જાઇઝ છે.
- અને એહરામ વાળીએ એહરામ વગરની સ્ત્રીના એટલા વાળ કાપ્યા તો વગર એહરામ વાળીને કોઇ દંડ નથી, એહરામ વાળી થોડો સદકો આપી દે. જો કોઇ વગર એહરામવાળી, એહરામવાળી સ્ત્રીના વાળ કાપે તો વગર એહરામ વાળી પર સદકો છે અને એહરામ વાળી પર "દમ" આવી જશે. પણ એહરામથી નીકળવા માટે હોય તો વાંધો નથી. એહરામથી નીકળવા માટે સ્ત્રી જાતે પણ પોતાના વાળ કાપી શકે છે અને અન્ય કોઇ સ્ત્રી જે પોતે પણ એહરામથી નીકળવાની હોય અથવા એહરામ વગરની સ્ત્રીથી પણ કપાવી શકે છે.
- આંખો પર પડેલા વાળને દૂર કરી શકાય, તેનાથી કોઇ દંડ થશે નહિ.

## (૪) નખ કાપવા

- એક હાથ અથવા એક પગ અથવા બંને હાથ અથવા બંને પગ અથવા ચારેય હાથ પગના નખ એક જ જગ્યાએ બેસીને કાપ્યા તો એક "દમ" આપવો પડશે. અને ચારેય અંગોના ચાર અલગ અલગ સમયમાં કાપ્યા, તો ચાર "દમ" આપવા પડશે.
- પાંચ નખથી ઓછા કાપ્યા અથવા પાંચ નખ અલગ અલગ કાપ્યા તો દરેક સ્થિતિએ દરેક નખના બદલે પૂરો સદકો વાજિબ થશે.
- તૂટેલા નખને જો કાપી નાખે તો કોઈ દંડ નથી.

## (૫) પતિ-પત્નીનો સંબંધ બાંધવો

- એહરામની હાલતમાં અરફાતના વુકૂફ પહેલાં સોહબત કરવાથી હજ ફાસિદ થઈ જાય છે. ભલે આ સોહબત સંપૂર્ણ કરી હોય કે અધૂરી. ખુશીથી કરી હોય કે બળજબરીથી, ઊંઘમાં હોય કે જાગતાં, ઈરાદા પૂર્વક હોય કે ભૂલમાં, કોઈ કારણે હોય કે વિના કારણે, દરેક સ્થિતિમાં હજ ફાસિદ થઈ જશે. બંને એહરામમાં હોય તો દરેક પર અને એક એહરામમાં હોય તો એક પર દમ વાજિબ થઈ જશે. હજના બધા કાર્યો કરવા પડશે. આ દરમિયાન પ્રતિબંધો પણ ચાલુ રહેશે, નહિતર તેનો પણ કફફારો આપવો પડશે. અને આવતા વર્ષે હજની કઝા વાજિબ થશે. આ ફાસિદ થયેલી હજ ફર્ઝ હોય કે નફલ, જ્યાં સુધી હજના બાકીના કાર્યો પૂરા ન કરે ત્યાં સુધી એહરામથી નીકળશે નહિ.
- અને જો વુકૂફે અરફાત પછી વાળ કપાવ્યા અને તવાફે ઝિયારતથી પહેલાં આ કામ કર્યું તો હજ તો ફાસિદ નહિ થાય, પરંતુ "બુદના" (બળદ કે ઊંટ) નો દમ આપવો પડશે. બકરો નહિ ચાલે.
- પુરુષ અથવા પુખ્ત ઉંમરની નજીકના છોકરાને આવેશ સાથે ચોંટાળી લેવાથી અને ચુંબનથી પણ દમ વાજિબ થશે. હજ ફાસિદ થશે નહિ.
- વાળ કપાવ્યા બાદ અને તવાફે ઝિયારત પહેલાં આ કામ કર્યું તો દમ વાજિબ થશે.

- હજ્જે કિરાન વાળીએ તવાફે ઉમરહ અને વુકૂફે અરફા વચ્ચે આવું કૃત્ય કર્યું તો હજ અને ઉમરહ બંને ખરાબ થઇ ગયા. કિરાનના આભાર (શુક્રાના) ની કુરબાની પણ જતી રહી. હજ અને ઉમરહની કઝા પણ આવશ્યક (જરૂરી) બની ગઇ. અને સજાના બે "દમ" પણ વાજિબ થશે, અને આ હજ અને ઉમરહના બાકી કાર્યો પણ પૂરા કરવા જરૂરી છે.
- અને કિરાન વાળીએ ઉમરહના તવાફ અને વુકૂફે અરફા બાદ વાળ કપાવ્યા અને તવાફે ઝિયારત પહેલાં આ કૃત્ય કર્યું તો હજ અને ઉમરહ ફાસિદ તો નહિ થાય પણ એક "બુદના" અને એક "દમ" આપવો પડશે. અને કિરાનના આભાર (શુક્રાના) ની કુરબાની પણ વાજિબ થશે.
- અને કિરાન વાળીએ વાળ કપાવ્યા પછી અને તવાફે ઝિયારત પહેલાં આ કૃત્ય કર્યું તો બે "દમ" આપવા પડશે.
- અને કિરાન વાળીએ ઉમરહના તવાફ પછી વુકૂફે અરફાથી પહેલાં પતિ સાથે સંબંધ બાંધ્યો તો ઉમરહ તો યોગ્ય (સહીહ) થઇ ગયો પણ હજ ખરાબ થઇ ગઇ. હજની કઝા વાજિબ થશે અને બે "દમ" પણ વાજિબ થશે. હજના બાકી કાર્યો પૂરાં કરવા પડશે.
- ફક્ત ઉમરહ કરનારી સ્ત્રીએ તવાફના ચાર ફેરા પૂરા કરતાં પહેલાં, આ કામ કર્યું તો ઉમરહ ફાસિદ થઇ ગયો. એક "દમ" આપે, ઉમરહના બાકી કાર્યો પૂરા કરીને હલાલ થાય અને ઉમરહની કઝા કરે, અને જો ચાર ફેરા પછી આવું કર્યું, તો ઉમરહ ફાસિદ થશે નહિ પણ એક "દમ" વાજિબ થઇ ગયો.
- એવી જ રીતે ઉમરહ વાળી સ્ત્રીએ તવાફ કર્યા પછી અને સઇથી પહેલાં અથવા તવાફ અને સઇ કર્યા પછી વાળ કાપ્યા વગર આ કામ કર્યું તો ઉમરહ યોગ્ય થશે પણ એક "દમ" વાજિબ થશે.

## (૬) હજના વાજિબાતમાંથી કોઇ વાજિબ છોડી દેવો

- પૂરો તવાફ અથવા અધિકતર ફેરા તવાફે ઝિયારતના વુઝૂ વગર કર્યા તો "દમ" વાજિબ થશે.

- તવાફે ઝિયારત, તવાફે કુદૂમ, તવાફે વિદાઅ અને નફલ તવાફ અડધાથી ઓછો વુઝૂ વગર કર્યો તો દરેક ફેરાના બદલે ૧૧૭ તોલા ઘઉંનો સદકો વાજિબ થશે. અને જો આ બધીજ પરિસ્થિતિઓમાં વુઝૂ કરીને ફરીથી તવાફ કરી લીધો તો "દમ" અને "કફફારો" રદ થઇ જશે.
- શરીર અથવા વસ્ત્રો પર નાપાકી લાગી હોય અને તેજ સ્થિતિમાં કોઇ તવાફ કરી લે તો કંઇ દંડ થશે નહિ પણ આવું કરવું બહુ ખરાબ છે.
- પૂરો તવાફ અથવા અધિકતર ફેરા તવાફે ઝિયારતના ગુસલની હાજત હોવા છતાં કરી લીધા તો એક "બુદના" આપવો પડશે. અને તવાફે ઝિયારત સિવાય કોઇ અન્ય તવાફ આવી હાલતમાં કર્યો તો દરેક તવાફ માટે એક "દમ" આવી જશે. અને આવી પરિસ્થિતિમાં પાક થઇને તે ફરીથી તવાફ કરી લે તો કફફારો ભોગવવો નહિ પડે. (કફફારો રદ થઇ જશે.)
- જે તવાફ હૈઝ અને નિફાસ અથવા ગુસલની હાજતની હાલતમાં કરવામાં આવે તો તેનું પુનરાવર્તન (ફરીથી તવાફ કરવું) વાજિબ છે. અને વુઝૂ વગરની હાલતમાં તવાફ કર્યો તો ફરીથી તવાફ કરવો મુસ્તહબ છે. જો આવા તવાફ સાથે સઇ પણ કરી હોય તો સઇ ફરીથી કરવાની જરૂર નથી.
- તવાફે ઝિયારતનો વાજિબ સમય ૧૦ થી ૧૨ ઝીલહજ સુધીનો છે. હૈઝ અને નિફાસને કારણે આ તવાફ સમય વીત્યા પછી કર્યો હોય તો વાંધો નથી. અને હા, જો ૧૨ તારીખે એવા સમયે પાક થઇ ગઇ કે સૂર્યાસ્ત (ગુરૂબ) પહેલાં ગુસલ કરીને ચાર ફેરા કરી લેવાનો સમય હતો પણ કર્યા નહિ, તો "દમ" વાજિબ થશે.
- તવાફે ઝિયારત નાપાકીની હાલતમાં કરી લીધો, પછી પાક થઇને ૧૨ ઝીલહજ સૂર્યાસ્ત પહેલાં તવાફે વિદાઅ કર્યો, તો આ તવાફને તવાફે ઝિયારત ગણાશે અને દંડ થશે નહિ. હવે તવાફે વિદાઅ બીજો કરી લેવો.
- તવાફે ઝિયારત વઝૂ વગર કર્યો હતો. પછી ૧૨ ઝીલહજ સુધી તવાફે વિદાઅ વુઝૂ કરીને કર્યો તો આ તવાફે ઝિયારત થઇ જશે. પણ જો ૧૨ તારીખ પછી કર્યો તો તવાફે ઝિયારત અદા થશે નહિ અને "દમ"

આપવો પડશે.

- ઉમરહનો તવાફ હૈઝ અને નિફાસ, ગુસલની હાજતની સ્થિતિએ અથવા વુઝૂ વગર કર્યો, ભલે એકજ ફેરો કર્યો, તો દમ વાજિબ છે.
- ઉમરહના તવાફમાં ભૂલને કારણે "બુદના" કે "સદકો" વાજિબ થતો નથી. ફક્ત "દમ" વાજિબ થાય છે. અને નાપાકીની દરેક સ્થિતિમાં, થોડી કે ઘણી આમાં બરાબર છે.
- ઉમરહનો કોઇ વાજિબ છૂટી જાય તો પણ બુદના કે સદકો વાજિબ થતો નથી. ફક્ત "દમ" વાજિબ થાય છે. પણ ઉમરહના એહરામમાં પ્રતિબંધોનો ઉલ્લંઘન કરે તો હજના એહરામની જેમ સદકો વાજિબ થાય છે.
- તવાફે ઝિયારત આખો અથવા ચાર ફેરા છોડી દે, તો જીવનભર પતિ માટે હલાલ થશે નહિ. એહરામ બાંધીને આવે, અને તવાફ કરીને જાય, નહિતર આખું જીવન પતિથી બચવું પડશે અને જો ન બચી તો દરેક વખતના બદલે એક-એક દમ વાજિબ થશે.
- તવાફે કુદૂમ અથવા તવાફે વિદાઅના એક કે બે ફેરા છોડી દીધા, તો દરેક ફેરાને બદલે પૂરો સદકો વાજિબ થશે. અને ચાર કે તેથી વધુ ફેરા છોડી દીધા તો દમ વાજિબ થશે. અને તવાફે કુદૂમ બિલકુલ છોડી દે તો કોઇ દંડ નથી, પણ એવું કરવું સારૂં નથી. કારણ એ છે કે તવાફે કુદૂમ સુન્નત છે, એટલે બિલકુલ છોડી દેવાથી દંડ થશે નહિ, પણ શરૂ કરી લીધો તો હવે પૂરો કરવો વાજિબ છે. એટલે ચાર કે વધુ ફેરા છોડી દેવા પર "દમ" અને ઓછા છોડવા પર સદકો, અન્ય વાજિબ તવાફની જેમ આવશ્યક (જરૂરી) થઇ જાય છે.
- આખી સઇ અથવા તેના અધિકતર ફેરા વિના કારણે છોડી દીધા અથવા વિના કારણે સવાર થઇને સઇ કરી તો દમ વાજિબ થશે. અને એક-બે અથવા ત્રણ ફેરા છોડી દીધા અથવા વિના કારણે સવાર થઇને સઇ કરી તો દરેક ફેરા માટે સદકો વાજિબ થશે. અને જો સચોટ કારણે છોડી દીધા કે સવાર થઇને સઇ કરી તો કાંઇ દંડ થશે નહિ. અને જો પગપાળા ફરીથી સઇ કરી લીધી તો દમ રદ થઇ જશે.
- અરફાતના મેદાનમાંથી સૂર્યાસ્ત પહેલાં બહાર નીકળી જવાથી દમ વાજિબ થઇ જશે. પણ સૂર્યાસ્ત પહેલાં પરત ફરવાથી "દમ" રદ થઇ જશે.

સૂર્યાસ્ત પછી પરત ફરવાથી "દમ" રદ થશે નહિ.

- વુકૂફે મુઝદલિફા કારણ વિના છોડી દીધો તો દમ વાજિબ થશે. સચોટ કારણે છૂટી ગયો તો કોઇ દંડ થશે નહિ.
- ત્રણેય દિવસની રમી છોડી દે, અથવા એક દિવસની બધી રમી છોડી દે અથવા દરેક રમીની અધિકતર કાંકરીઓ છોડી દે, તો દરેક સ્થિતિમાં દમ વાજિબ થશે. અને દરરોજની રમીથી ઓછી કાંકરીઓ છોડી દીધી તો દરેક કાંકરીના બદલે પૂરો સદકો વાજિબ થશે.
- ઉમરહથી હલાલ થવા માટે જો હરમની સીમાઓ બહાર જઇને વાળ કપાવ્યા, અથવા હજના એહરામથી નીકળવા માટે ઐયામે નહર (કુરબાનીના દિવસે એટલે કે ૧૦ થી ૧૨ ઝીલહજ) માં હરમની સીમાઓ બહાર જઇને વાળ કપાવ્યા તો એક "દમ" વાજિબ થશે, અને ઐયામે નહર બાદ કપાવ્યા તો બે "દમ" થશે. એક વિલંબ કરવાનો અને બીજો હરમથી બહાર કપાવવાનો.
- હજ્જે ઇફરાદ અથવા કિરાન કે તમત્તોઅ વાળી સ્ત્રી મોટા શૈતાનને ૧૦ ઝીલહજના દિવસે કાંકરીઓ મારતાં પહેલાં વાળ કપાવશે તો દમ વાજિબ થશે, એવી જ રીતે કિરાન અને તમત્તોઅ વાળીએ જાનવરની કુરબાની પહેલાં વાળ કપાવ્યા, અથવા કાંકરીઓ મારવાથી પહેલાં કુરબાની કરાવી નાખી તો દમ વાજિબ થશે, કેમકે કિરાન અને તમત્તોઅ વાળી સ્ત્રી (અથવા પુરૂષ) માટે આ ત્રણેય કાર્યો ક્રમબદ્ધ રીતે કરવા વાજિબ છે. પ્રથમ મોટા શૈતાનને સાત કાંકરીઓ મારવી, પછી કુરબાની અને તે પછી વાળ કાપવા, આને આગળ-પાછળ કરવાથી દમ વાજિબ થઇ જાય છે.

**નોંધ :** આ શીર્ષક હેઠળ જે મસાઇલ ઉપર વર્ણવ્યા છે, એમને સારી રીતે વાંચીને યાદ કરી લો. અને વારંવાર વાંચતા રહો. જ્યારે પણ કોઇ હજનો કાર્ય કરવો હોય તે પહેલાં આ મસાઇલ શરૂથી અંત સુધી જોઇ લો, જેથી અમલ યોગ્ય (સહીહ) રીતે કરી શકાય અને જિનાયતથી બચી શકાય. જાતે વાંચન કરવાની સાથોસાથ ક્યારેક ક્યારેક આસપાસની અભણ સ્ત્રીઓને પણ ભેગી કરીને આ પુસ્તક વાંચીને સંભળાવવું જોઇએ.

## (૭) જમીનના જાનવરનો શિકાર

- સ્ત્રીઓનો શિકારથી શો સંબંધ, એટલા માટે આ શીર્ષક હેઠળ મસાઈલની વિસ્તૃત જાણકારીને બદલે અમુક મસાઈલ કે જે સ્ત્રીઓ સમક્ષ આવી શકે છે, અહીં સંક્ષિપ્તમાં વર્ણન કરવામાં આવે છે.
- એહરામની હાલતમાં શિકાર કરવો, અથવા શિકારમાં કોઈ જાતની મદદ કરવી અથવા કોઈને શિકાર કરવા કહેવું અથવા શિકાર તરફ હાથ, જીભ, આંખ વગેરેથી ઈશારો કરવો, ભૂલથી કે જાણી સમજીને આવું કરવું બિલકુલ હરામ છે. અને તેના કારણે દંડ લાગુ થશે.
- જો કોઈ હલાલ વ્યક્તિએ (જે એહરામમાં નથી) હરમની સીમાઓ બહાર જઈને કોઈ મહરમ (જે એહરામમાં હોય) ની મદદ અથવા ઈશારો કે હુકમ વિના શિકાર કર્યો અને ઝબહ પણ હલાલ વ્યક્તિએ કર્યો તો તે શિકારનો માંસ (ગોશ્ત) એહરામ વાળી માટે પણ ખાવો જાઈઝ છે.
- એહરામ વાળો શિકાર કરે અથવા શિકારને ઝબહ કરે તો તે જાનવર મહરમ અને હલાલ બધા માટે હરામ છે.
- એહરામ વાળા માટે ગાય, ભેંસ, બકરી, ઘેંટો, મરઘી વગેરે જાનવરો ઝબહ કરવા અને તેમનો માંસ રાંધવા-ખાવા જાઈઝ છે.
- પાણીના જાનવરનો શિકાર હરમની સીમાઓમાં એહરામ વાળા માટે પણ જાઈઝ છે.
- જો કોઈ હલાલ વ્યક્તિએ શિકાર કર્યો અને એહરામવાળાએ ઝબહ કર્યો, અથવા તેનાથી ઊંધુ થયું હોય ત્યારે તે જાનવર બધા માટે હરામ છે.
- શિકારના ઈંડા ખાવા, તોડવા અથવા શિકારના વાળ અને પર (પાંખો) કાઢવાથી પણ દંડ થશે. હરમની સીમાઓમાં પાળેલા જાનવર, પોપટ, કબૂતર, મરઘી વગેરેને ઘરમાં બંધ કરીને હજ કરવા જતાં રહેવાથી તે ભૂખ-તરસથી મરી જાય તો પણ દંડ વાજિબ થશે.
- નીચે જણાવેલા જાનવરોને મારવાથી કોઈ દંડ થતો નથી. ભલે "હિલ"માં મારે કે "હરમ"માં મારે. મહરમ મારે કે એહરામ વગરનો મારે. વરૂ, કાગડો, સમડી, વીંછી, સાંપ, ઉંદર, કૂતરો, બિલાડી, ગરોળી, ઘો, કાચિંડો,

નેવલો (નોળિયો), કીડી, માખી, મચ્છર, ચાંચડ, માંકડ, ચામાચીડી, ઊડતા કીડા અન્ય જીવાણુઓ તથા ઝેરી જાનવરો.

## (૮) જૂ અને ટિડ્ડી (તીડ) મારવી

- એહરામની હાલતમાં આ બંનેને મારવા પર દંડ લાગુ પડશે.
- જૂ પોતાના શરીરથી પકડીને મારવી અથવા એ નિય્યતથી તડકામાં કપડાં નાખવા અથવા ધોવા કે જૂ મરી જાય, દંડને પાત્ર છે. એક જૂ ના બદલે રોટલીનો ટુકડો કે એક ખજૂર સદકો આપે. બે-ત્રણના બદલે એક મુઠ્ઠી ઘઉં અને ત્રણ થી વધુ હોય તો અડધો સાઅ (પોણા બે સેર) હા, જો કોઈએ જૂ મારવાના આશય વગર કપડાં ધોયાં હોય તો કોઇ દંડ થશે નહિ.
- પોતાના શરીર અથવા વસ્ત્રોની જૂ અન્યથી મરાવવી, પકડીને બીજાને મારવા માટે આપવી અથવા પકડીને જમીન પર નાખી દેવી, બધાનો એક હુકમ છે. દરેક સ્થિતિમાં દંડ થશે. એ જ રીતે જૂ તરફ ઈશારો કરવો અથવા જીભથી કહેવું પણ દંડને પાત્ર છે, કે જ્યારે તે જૂ મારી નાખવામાં આવે.
- એહરામ વાળી જો કોઇ અન્ય બિન મહરમ સ્ત્રીની જૂ મારે, જમીન પર ફરતી જૂ ને મારે તો કોઇ દંડ નથી.
- હલાલ વ્યક્તિ જો હરમમાં પણ જૂ મારી નાખે તો પણ કોઈ દંડ નથી.
- ટિડ્ડી (તીડ) નો હુકમ પણ શિકાર જેવો છે. એહરામ અને હરમમાં મારે તો દંડ વાજિબ થશે. તીડનો દંડ જૂ ને મારવા સમાન છે. તીડને જાણીને મારી હોય કે ભૂલથી પગ હેઠળ આવી ગઇ હોય, બંનેમાં દંડ લાગુ પડશે. હા, સમગ્ર રસ્તો તીડથી ભરાયેલો હોય અને બચીને નીકળવાની કોઇ સ્થિતિ ન હોય અને તીડ પગની નીચે મસળાઇ જાય તો કોઇ દંડ નથી.
- એહરામની હાલતમાં તીડ અથવા શિકારનું ઈંડું ફ્રાય કરે કે રાંધે તો પણ દંડ થશે.

## હરમની જિનાયતો

- હરમની સીમાઓમાં જાનવરને મારવા હરામ છે, વ્યક્તિ મહરમ હોય કે

હલાલ, બંને માટે. અલબત્ત, જે જાનવરોને શરીઅતે મારવાની છૂટ આપી છે. તેમને મારવા જાઇઝ છે. તેમની માહિતી ઉપર વર્ણવેલી છે.

- હરમનો જાનવર જાતે નીકળીને "હિલ"માં આવી જાય તો તેને પકડવું જાઇઝ છે. પણ જો તેને હરમથી ભગાડીને હિલમાં દાખલ કર્યો તો જાઇઝ નથી.
- હિલનો જાનવર જ્યારે હરમની સીમાઓમાં આવી જાય તો તેને પકડવો જાઇઝ નથી. હવે તે હરમનો જાનવર થઇ ગયો.
- હરમની જમીનની જેમ હરમનો વાતાવરણ (પર્યાવરણ) પણ હરમ છે.
- હરમની સીમાઓમાં એવા વૃક્ષો (ઝાડ) કે ઘાસ વગેરે જે જાતે ઉગી ગયા હોય અને જેને સામાન્ય લોકો રોપતા ન હોય, જેમકે બાવળ, જાલ (મિસવાકનો ઝાડ) વગેરે. એવા વૃક્ષોથી મિસ્વાક કાપવો પણ જાઇઝ નથી. હા, જો આં વૃક્ષો સુકાઇ જાય અને હવે ફરી સજીવ થવાની કોઇ આશા ન હોય તો કાપવું જાઇઝ છે.
- તંબુ લગાડવા, તંદુર બનાવવા અથવા હરવા-ફરવાથી લાકડી કે ઘાસ તૂટી જાય તો કોઇ દંડ થશે નહિ.
- વૃક્ષ વગેરેના દંડ માટે રોઝો રાખવો જાઇઝ નથી.

## કફ્ફારાની શરતો

હવે આપને ખબર પડી ગઇ કે જિનાયતનો દંડ કફ્ફારાની વસ્તુઓ એટલે કે બુદના, દમ, સદકો અને રોઝા વાજિબ થાય છે. પણ દરેક માટે કેટલીક શરતો છે, જ્યારે તે પૂરી થશે, તો અદા કરવું યોગ્ય થશે. નીચે દરેક માટે શરતોને અલગ અલગ લખવામાં આવી છે.

(૧) દમનો પ્રાણી, દમ આપનારની મિલ્કત હોય, કોઇ અન્યનો જાનવર ઝબહ કરી નાખ્યો અને પછી માલિકને કિંમત ચૂકવી દીધી અથવા માલિકે પરવાનગી આપી, તો પણ દમ અદા થશે નહિ.

(૨) દમ માટે પ્રાણી એ જ હોય જેની કુરબાની કરવામાં આવે છે, કોઇ અન્ય જાનવર ન હોય અને તે બધી જ ખામીઓથી પાક હોય જે કુરબાનીમાં મના છે.

(૩) ઊંટ પુરા પાંચ વર્ષનો, ગાય-ભેંસ બે વર્ષની, બકરો કે બકરી એક વર્ષની. અલબત્ત, ઘેંટો છ માસનો પણ એટલો તંદુરસ્ત હોય કે વર્ષ ભરનો લાગતો હોય તો જાઇઝ છે.

(૪) ઝબહ કરતાં સમયે બિસ્મિલ્લાહ પઢવી.

(૫) ઝબહ કરવું, જીવતા પ્રાણીનો સદકો કર્યો તો જાઇઝ નહિ થાય. હા, કોઇ ફકીરને એમ કહીને જાનવર આપ્યો કે એને ઝબહ કરી નાખજો અને ઝબહ કર્યા પછી તમે માલિક થશો, તો જાઇઝ છે.

(૬) જિનાયત થઇ ગયા પછી ઝબહ કરવું, અગાઉથી જાઇઝ નથી.

(૭) હરમની સીમાઓમાં ઝબહ કરવું. પોતાના ઘરે પરત ફરીને કરે, તો જાઇઝ નથી.

(૮) ઝબહ કરનાર મુસ્લિમ હોવો જોઇએ.

(૯) તેનો માંસ જાતે ઉપયોગ ન કરવો. પોતાના કુટુંબીઓને પણ ન આપવો. હાશમી અને બિનમુસ્લિમોને ન આપવો. ફકીરને આપવો. ફકીર ન હોય તો ઝબહ કરીને કે કરાવીને એમ જ છોડી દેવું.

(૧૦) હકદારો હોય છતાં અન્યોને આપવાથી કફફારો અદા થશે નહિ.

(૧૧) ઝબહ કરતાં પહેલાં જાનવર ખોવાઇ જાય તો બીજો જાનવર વાજિબ છે.

(૧૨) દમ ની નિય્યતથી ઝબહ કરવું.

(૧૩) દમ ના જાનવરમાં કોઇ એવો માણસ સામેલ ન થઇ જાય જેનો હેતુ ફક્ત માંસ ખાવાનો હોય.

(૧૪) કિરાન અને તમત્તોઅ ના દમે શુક્ર (કુરબાની) માટે ઐયામે નહર (૧૦ થી ૧૨ ઝીલહજ) પણ શરત છે અને અન્ય ''દમો''માં શરત નથી.

- દમનો બધો જ માંસ એક ફકીરને પણ આપી દેવો જાઇઝ છે.
- હરમના હકદારોને આપવો બહેતર છે. હા, અન્ય ફકીરો વધુ મોહતાજ (જરૂરતમંદ) હોય, તો તેમને આપવો અફઝલ છે.
- દમ ના બદલે કિંમત આપવી જાઇઝ નથી. હા, દમ નો માંસ જાતે ખાઇ લીધો હોય કે જે ખાવો જાઇઝ નથી અથવા માંસને જાતે વ્યર્થ કરી દીધો હોય તો, એટલી કિંમતનો સદકો વાજિબ છે.

## સદકો જાઇઝ થવાની શરતો

(૧) પ્રમાણ પૂરો હોય. ઘઉં, તેનો લોટ અથવા સત્તુ, (ભૂનેલા અનાજનો લોટ) પોણા બે સેર જુવાર, તેનો લોટ, તેનો સત્તુ અથવા ખજૂર અને કિસમિસ સાડા ત્રણ સેર, એનાથી ઓછું હશે તો સદકો અદા થશે નહિ.

(૨) વસ્તુઓ એટલે ઘંઉ, જુવાર, ખજૂર, ખારેક, કિસમિસ (સૂકી દ્રાક્ષ) આ ચાર પદાર્થોમાં વજનનો પ્રમાણ છે, બાકીના પદાર્થોમાં વજનનો પ્રમાણ નથી, કિંમતનો પ્રમાણ છે. દા.ત., ચોખા વજનમાં એટલા આપવામાં આવે કે જેટલા પોણા બે સેર ઘઉંની કિંમતમાં આવે અથવા સાડા ત્રણ સેર જુવારની કિંમતમાં. એ જ હુકમ બાજરી, મકાઇ, ચણા વગેરેનો છે.

- રોટલી ઘઉંની હોય, તેમાં પણ કિંમતનો પ્રમાણ રહેશે. કિંમત આંકીને રૂપિયા, પૈસા પણ આપવા જાઇઝ બલ્કે અફઝલ છે.

(૩) દરેક મિસ્કીન (ફકીર) ને પૂરા સદકા સમાન વસ્તુ કે તેની પૂરી કિંમત આપે. એનાથી ઓછી ન આપે. હા, સદકો ઓછો વાજિબ થયો હોય તો એક ફકીરને આપવો જાઇઝ છે.

(૪) હકદારને સદકો આપવો. પોતાના માતા-પિતા, દાદા-દાદી, નાના-નાની, પુત્ર-પુત્રી, પૌત્ર-પૌત્રી, નવાસો-નવાસી (નાતિ) અને પત્ની, પતિ તથા હાશમીને સદકો આપવો જાઇઝ નથી. કાકા, ફોઇ, ભાઇ, બહેન, માસી, ફુવા, કાકી, મામા, મામી, જમાઇ વગેરે હકદાર હોય તો જાઇઝ છે.

(૫) સદકાના બદલે ભોજન ખવડાવે તો દરેક અડધા સાઅ માટે એક ફકીરને બે ટંક પેટ ભરીને ખવડાવવું શરત છે. જો તે પોણા બે સેરથી વધુ ખાઇ જાય તો ખવડાવવું પડશે. અને તેનાથી ઓછું બે ટંકમાં પેટ ભરીને ખાય તો વધેલા ભોજનનો સદકો આપવો જરૂરી નથી.

- એક ટંક પેટ ભરીને ભોજન ખવડાવી દે અને ૭૦ તોલા ઘઉંની કિંમત તેને આપી દે, તો જાઇઝ છે.

(૬) સદકો આપતા અથવા ખવડાવતા સમયે કફ્ફારાની નિય્યત કરવી. અગાઉથી અથવા પાછળથી નિય્યત કરી તો કફ્ફારો અદા થશે નહિ.

- ઘઉંની રોટલી સાથે લાવણ (સાલન) ની શરત તો નથી. પણ હા, મુસ્તહબ છે. અને જુવાર વગેરેની રોટલી સાથે લાવણની શરત છે.
- જે જિનાયતમાં, ૩ સાઅ છ ફકીરોને આપવાના છે, તેમાં છ ફકીરો હોવાની શરત નથી. ૬ દિવસ સુધી આપવું જરૂરી છે. માટે, એક જ ફકીરને દરરોજ પોણા બે સેર ઘઉં આપતા રહો તો જાઈઝ છે. અલબત્ત, ૩ સાઅ એક જ વખતમાં આપી દીધા, તો કફફારાનો એક જ દિવસ અદા થયો, પાંચ દિવસ હજી આપવા પડશે.

## રોઝા જાઇઝ થવાની શરતો

(૧) દંડની ખાસ કરીને નિય્યત કરવી.
(૨) એવા રોઝાની નિય્યત રાતથી કરવી. સુબહ સાદિક પછી કરી તો દંડનો રોઝો અદા થશે નહિ.
(૩) નિય્યત કરતાં સમયે ખાસ કરીને કફફારો નક્કી કરવો.
(૪) જે વસ્તુના બદલે રોઝો રાખે છે તે નક્કી કરવી.
(૫) રમઝાન, ૧ લી શવ્વાલ, ૧૦ થી ૧૨ ઝીલહજ સિવાયના દિવસોમાં રોઝો રાખવો. દંડના રોઝાને સતત રાખવાની શરત નથી, અફઝલ છે. એ જ રીતે હરમ અને એહરામની હાલતમાં રાખવાની પણ શરત નથી.

- અલબત્ત, કિરાન અને તમત્તોઅની કુરબાનીની આર્થિક શક્તિના અભાવે જે રોઝા રાખવાના હોય છે, એમનામાંથી કિરાનના ત્રણ રોઝા હજના મહીનામાં એહરામે હજ અને ઉમરહ પછી રાખવાની શરત છે.

## સ્ત્રીઓ હજ અને ઉમરહ કેવી રીતે કરે

- હજ અને ઉમરહ સંબંધિત જરૂરી જાણકારી અને મસાઈલના ટૂંકા વર્ણન બાદ હવે સ્ત્રીઓના મનાસિકની અમલી સમજૂતિ (સ્પષ્ટીકરણ) ની માહિતી આપું છુ. જેથી આપ તેને યાદ કરી લો. આમાં એ વાતનો પ્રયત્ન કરવામાં આવશે કે બધાં જરૂરી કાર્યો, મસાઈલ, દુઆઓ, ઝિક્ર અઝકારનો સાથો સાથ વર્ણન કરતાં જઈએ, જેથી અવસર અને સમય સંબંધિત આપ એમને વાંચી શકો.

- હજ અને ઉમરહના તવાફ અને સઈની દુઆઓ જુદી છે, માટે એમને અમે હજની માહિતી હેઠળ લખીશું.
- પ્રયત્નો તો એવા છે કે સ્ત્રી સંબંધિત બધા આવશ્યક (જરૂરી) મસાઈલ અને કાર્યો આ નાનકડા પુસ્તકમાં ભેગા કરી દેવામાં આવે. જો કોઈ ખાસ વાત કે કામ એવું આવી જાય અને આ પુસ્તકમાં તે વાતનું વર્ણન ન હોય તો કોઈ જાણકારથી પૂછી લો.
- આ પુસ્તકમાં હજ અને ઉમરહથી રોકી દેવાના મસાઈલ (જેને "એહસાર" કહેવામાં આવે છે.) અને હજ્જે બદલના મસાઈલ આગળ સંક્ષેપમાં વર્ણવ્યા છે.

## ઉમરહ (નાની હજ)

- જો કોઈ શરઈ અડચણ ન હોય તો સ્ત્રી માટે પણ પુરૂષની જેમ જીવનમાં એક વાર ઉમરહ સુન્નતે મોઅક્કદહ છે. રમઝાનના ઉમરહની મોટી ફઝીલત છે. આપણા પ્રેમાળ નબી (સ.અ.વ.) એ ફરમાવ્યું છે કે રમઝાનમાં ઉમરહ કરનાર એવો છે કે જાણે તેણે મારી સાથે હજ કરી.
- જ્યારે આપ ઉમરહ માટે જવા ઈચ્છો તો ભારતમાં વિમાનમાં સવાર થતાં પહેલાં એહરામ બાંધી લો.

પહેલાં ગુસલ કરી લેવું, ગુસલ કરવું યોગ્ય ન હોય તો વુઝૂ કરી લો. પછી બે રકાત નફલ એહરામની નિય્યતથી પઢો. સલામ ફેરવીને ત્યાં જ એમ નિય્યત કરવી.

اَللّٰهُمَّ اِنِّىْ اُرِيْدُ الْعُمْرَةَ فَيَسِّرْهَا لِىْ

وَتَقَبَّلْهَا مِنِّىْ ـ

**અલ્લાહુમ્મ ઇન્ની ઉરીદુલ્ ઉમ્રત ફયસ્સિર્હા લી વ તકબ્બલ્હા મિન્ની.**

**અનુવાદ**

અય અલ્લાહ! મારી નિય્યત ઉમરહ અદા કરવાની છે, તું એને મારા માટે

સરળ ફરમાવ અને મારા તરફથી કબૂલ ફરમાવ.

મૂળ અરબી ન વાંચી શકો તો ગુજરાતી અનુવાદ પણ ચાલશે, અથવા ગમે તે ભાષામાં નિય્યત કરી શકાય.

ઉપરોક્ત નિય્યત કરીને ત્રણવાર તલ્બિયહ (લબ્બૈક.....) પઢો. તલ્બિયહ પઢીને દુરૂદ શરીફ પઢો અને દુઆ માંગો. આસપાસ કોઇ અજાણ પુરૂષ હોય તો ધીમા સ્વરે નહિતર જોરથી પઢો.

لَبَّيْكَ اَللّٰهُمَّ لَبَّيْكَ . لَبَّيْكَ لَاشَرِيْكَ لَكَ
لَبَّيْكَ اِنَّ الْحَمْدَ وَالنِّعْمَةَ لَكَ وَالْمُلْكَ
لَاشَرِيْكَ لَكَ

**લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક. લબ્બૈક લાશરીક લ-ક લબ્બૈક ઇન્નલ્ હમ્દ વન્નિઅ્મત લક વલ્ મુલ્ક લા શરીક લ-ક.**

**અનુવાદ**

હું હાજર છું. અય મારા રબ! હું હાજર છું. (હા) હું હાજર છું. તારો કોઇ શરીક (ભાગીદાર) નથી. હું હાજર છું. બેશક, બધી પ્રશંસાઓ અને નેઅમતો તારા માટે જ છે અને બધી બાદશાહી (આખી દુનિયા) તારી જ છે. તારો કોઇ શરીક નથી.

તલ્બિયહ પઢ્યા બાદ દુનિયા અને આખેરતની ભલાઇ માટે દુઆ કરો.

- બસ, હવે એહરામ બંધાઇ ગયો. હવે જ્યાં સુધી એહરામ ન ખુલે એ વાતોથી બચવું કે જે કરવું એહરામમાં પ્રતિબંધ (મના) છે.
- મક્કા મુઅઝ્ઝમા પહોંચીને તવાફ કરો. (તવાફની નિય્યત અને દુઆઓ હજના વર્ણનમાં આગળ જુઓ.) તવાફ પછી બે રકાત વાજિબુત્તવાફની નિય્યતથી મકામે ઇબ્રાહીમ પાછળ અથવા આસપાસ પઢો. પુરૂષોની ભીડ હોય તો હતીમમાં અથવા જ્યાં સરળતા (સવલત) હોય ત્યાં પઢો અને દુઆ કરો. પછી મુલતઝમ પર આવીને દુઆ કરો. પછી જઇને ઝમઝમ પીવો. ત્યાંથી ફારેગ થઇને બાબુસ સફાથી

અથવા કોઇપણ દરવાજાથી નીકળીને સઇ કરવાની જગ્યાએ જાવ. ત્યાં સફાથી સઇ શરૂ કરીને મરવહ પેર પૂરી કરો. પછી પોતાની ચોટલીના છેડેથી એક આંગળીના પોર જેટલા વાળ કાતરથી જાતે કાપો અથવા કોઇ મહરમ સાથે હોય તો કપાવી લો. અજાણ પુરૂષ (બિનમહરમ) થી ન કપાવો.

- વાળ કપાવ્યા પછી ઉમરહનો એહરામ પૂરો થઇ ગયો. ઉમરહ થઇ ગયો, હવે ઇચ્છો તો ઘરે પરત આવી જાવ અથવા મદીના મુનવ્વરહ જતાં રહો અથવા મક્કા મુકર્રમામાં રોકાઇ જાવ.
- મક્કા મુકર્રમામાં જ્યાં સુધી રહો બધી જ નમાઝો પ્રયત્ન કરીને મસ્જિદે હરામમાં પઢો અને શક્તિ અનુસાર તવાફ કરતા રહો, યાદ રાખો મસ્જિદે હરામમાં એક નમાઝનો સવાબ એક લાખ નમાઝો સમાન હોય છે.
- ઉમરહમાં મિના, અરફાત કે મુઝદલિફા જવાની જરૂર હોતી નથી. આમાં કુરબાની કરવાની કે શૈતાનને કાંકરીઓ મારવાની પણ જરૂર નથી. આ કાર્યો ફક્ત હજ સાથે જોડાયેલાં છે.
- મદીના મુનવ્વરહ જવા માટે એહરામ બાંધવાની જરૂર નથી. મદીના મુનવ્વરહની હાજરી, ત્યાંના આદાબ (શિષ્ટાચાર) વગેરે ઇન્શાઅલ્લાહ ખાસ શીર્ષક હેઠળ આગળ વર્ણન આવશે.

## હજ

- એ તો આપે જાણી લીધું કે હજના ત્રણ પ્રકારો છે હનફીઓના મતે કિરાન અફઝલ છે, માટે હિંમત હોય અને એહરામના પ્રતિબંધો નિભાવવામાં સગવડ હોય તો કિરાનની જ નિય્યત કરો, નહિતર તમત્તોઅની, જે ફઝીલતમાં કિરાન પછી છે. અને જો મક્કા મુકર્રમામાં એવા સમયે પહોંચવાનું થાય કે હજમાં બે-ચાર દિવસ કે અઠવાડિયું બાકી હોય તો પછી કિરાનની નિય્યત કરવી જ બહેતર છે. અહીં ટૂંકમાં ત્રણેય પ્રકારોનો તફાવત સમજી લો. પછી પોતાની સ્થિતિઓ અને અવસર જોઇ, જે હજ કરવા ઇચ્છો તેની નિય્યત કરો.

- હજ્જે ઈફરાદ (જે ફઝીલતમાં ત્રીજા નંબરે છે) અને હજ્જે કિરાનમાં એહરામ બાંધ્યા પછી હજ પૂરી થાય, તે પહેલાં એહરામ ખોલી ન શકાય. આ બંનેમાં નિય્યતના તફાવત સિવાય એક તફાવત એ પણ છે કે હજ પછી ઈફરાદ વાળા પર આભાર (શુક્રાના) ની કુરબાની વાજિબ નથી. કિરાન કરનાર પર આભાર તરીકે કુરબાની વાજિબ છે.
- હજ્જે તમત્તોઅમાં પહેલાં ઉમરહનો એહરામ બાંધવામાં આવે છે. ઉમરહ કરીને એહરામ ખુલી જાય છે. (આ ઉમરહ હજની મોસમમાં હોવો શરત છે.) એ પહેલાં ઉમરહ કરી લીધો, તો હજ્જે તમત્તોઅનો ઉમરહ નહિ થાય. પછી ૮ ઝીલહજના દિવસે હજ માટે અલગ એહરામ બાંધવો પડે છે. હજની આ સ્થિતિમાં હજથી ઘણા દિવસો પહેલાં પહોંચનારાઓ માટે સરળતા અને સવલત છે. હજ્જે તમત્તોઅમાં પણ આભારની કુરબાની વાજિબ છે.
- હજ્જે તમત્તોઅમાં ઉમરહની નિય્યત તો સામાન્ય ઉમરહની જેમ હોય છે. અને હજની નિય્યત હજ્જે ઈફરાદની જેમ.
- ઘણા અભણ અને મસાઈલથી અજાણ પુરૂષો અને સ્ત્રીઓ ફક્ત હજનો એહરામ બાંધી લે છે, જે ઘણા સમય પહેલાં પહોંચી જાય છે. અને પછી એહરામના પ્રતિબંધો નિભાવતા નથી.

જો હજ્જે ઈફરાદ કરવી હોય અને લાંબો સમય એહરામના પ્રતિબંધોથી બચવું હોય, તો તેનો એક રસ્તો એ છે કે અન્ય કોઈ તરફથી ઉમરહની નિય્યત કરો. તે ઉમરહ અદા કરીને એહરામથી નીકળી જાવ. અને પછી ૮ તારીખે પોતાના તરફથી હજનો એહરામ બાંધો. કેમકે, પોતાના તરફથી ઉમરહની નિય્યત કરવાથી તે તમત્તોઅ થઈ જશે. અને આભારની કુરબાની આપવી પડશે. વધુ દિવસો પહેલાં જનારાઓ માટે બહેતર એ જ છે, તમત્તોઅની નિય્યત કરે.

- આ ત્રણેય પ્રકારના હજમાં આ રીતે તફાવત સિવાય અમલો, કાર્યો અને મનાસિકમાં કોઈ તફાવત નથી. એટલા માટે હું અહીં સામાન્ય હજની પદ્ધતિનો જ વર્ણન કરીશ. તમત્તોઅ અને કિરાનના વિશિષ્ટ (ખાસ) મસાઈલ હજ ગાઈડ (ગુજરાતી) માં જરૂરિયાત મુજબ જોઈ લો.

**હજ્જે કિરાનની નિય્યત**

اَللّٰهُمَّ اِنِّیْ اُرِيْدُ الْعُمْرَةَ وَالْحَجَّ فَتَقَبَّلْهُمَا

مِنِّیْ وَيَسِّرْهُمَا لِیْ

**અલ્લાહુમ્મ ઇન્ની ઉરીદુલ્ ઉમ્રત વલ્ હજ્જ ફતકબ્બલ્ હુમા મિન્ની વ યસ્સિરહુમા લી.**

**અનુવાદ**

અય અલ્લાહ! હું ઉમરહ અને હજ બંને અદા કરવાનો ઈરાદો રાખુ છું. તું બંનેને મારા તરફથી કબૂલ ફરમાવ અને બંનેની અદાયગી મારા માટે સરળ (આસાન) બનાવ.

**હજ્જે ઇફરાદની નિય્યત**

اَللّٰهُمَّ اِنِّیْ اُرِيْدُ الْحَجَّ فَتَقَبَّلْهُ مِنِّیْ

وَيَسِّرْهُ لِیْ.

**અલ્લાહુમ્મ ઇન્ની ઉરીદુલ્ હજ્જ ફતકબ્બલહુ મિન્ની વ યસ્સિરહુ લી.**

**અનુવાદ**

અય અલ્લાહ ! હું હજ કરવાનો ઈરાદો રાખું છું. તું એને મારા તરફથી કબૂલ ફરમાવ અને તેની અદાયગી મારા તરફથી સરળ (આસાન) બનાવ.

અને હજ્જે તમત્તોઅનો ૮ તારીખે જ્યારે એહરામ બાંધો તો હજ્જે ઈફરાદ મુજબ નિય્યતના શબ્દો કહો. આ શબ્દો કહીને તલ્બિયહ પઢો, હવે એહરામ બંધાઇ ગયો.

જિદ્દાથી લગભગ ૪૦ માઇલે હરમની સીમા શરૂ થઇ જાય છે. જ્યારે ત્યાં પહોંચો અને ખબર પડે કે હવે હરમની હદ આવી ગઇ તો ખૂબ જ કાકલુદી અને આજીઝીથી આદર સાથે તૌબા, ઈસ્તિગફાર કરતાં હદમાં દાખલ થાવ અને

આ દુઆ પઢો.

اَللّٰهُمَّ اِنَّ هٰذَا حَرَمُكَ وَحَرَمُ رَسُوْلِكَ،
فَحَرِّمْ لَحْمِیْ وَدَمِیْ وَعَظْمِیْ وَبَشَرِیْ
عَلَی النَّارِ اَللّٰهُمَّ اٰمِنِّیْ مِنْ عَذَابِكَ يَوْمَ
تُبْعَثُ عِبَادَكَ وَاجْعَلْنِیْ مِنْ اَوْلِيَآءِكَ
وَاَهْلِ طَاعَتِكَ وَتُبْ عَلَیَّ اِنَّكَ اَنْتَ
التَّوَّابُ الرَّحِيْمُ.

**અલ્લાહુમ્મ ઇન્ન હાઝા હરમુક વ હરમુ રસૂલિક, ફહર્રિમ્ લહ્મી વ દમી વ અઝ્મી વ બશરી અલન્નારિ અલ્લાહુમ્મ આમિન્ની મિન્ અઝાબિક યૌમ તુબ્અષુ ઇબાદક વજ્અલ્ની મિન્ ઔલિયાઇક વ અહ્લિ તાઅતિક વ તુબ્ અલૈય ઇન્નક અન્ત તવ્વાબુ ર્રહીમ.**

**અનુવાદ**

અય અલ્લાહ ! આ તારો અને તારા રસૂલ (સ.અ.વ.) નો આદરણીય હરમ છે. આના વસીલાથી મારૂં માંસ, મારૂં લોહી, હાડકાં, મારૂં આખું અસ્તિત્વ દોઝખ માટે હરામ ફરમાવી દે. અય અલ્લાહ! હિસાબ-કિતાબ માટે ઊઠાડવા વાળા દિવસ (કયામત) ના અઝાબથી મને બચાવી લે. મને તારા મિત્રો અને આજ્ઞાકારીઓમાં સામેલ કરી દે. અને મારી તૌબાને કબૂલ ફરમાવ. બેશક (નિ:સંકોચ) તૌબા કબૂલ કરનાર મહાન, મહેરબાન તું જ છે.

આ દુઆ પછી દુરૂદ શરીફ અને તલ્બિયહ પઢો, અલ્લાહની હમ્દ (પ્રશંસા) કરો. અને તેનો આભાર માનો કે તેણે ફક્ત તેના ફઝલો કરમથી એટલી મોટી સઆદત (સૌભાગ્ય) અતા ફરમાવી.

- મક્કા મુઅઝ્ઝમામાં દાખલ થઇને સામાન વગેરે ઠેકાણે મૂકીને મસ્જિદે હરામમાં આવો, જ્યારે બયતુલ્લાહ પર નજર પડે તો,

"સુબ્હાનલ્લાહ, લાઈલાહ ઈલ્લલ્લાહુ અલ્લાહુ અકબર" કહીને આ દુઆ પઢો.

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَمِنْكَ السَّلَامُ وَاِلَيْكَ يَرْجِعُ السَّلَامُ فَحَيِّنَا رَبَّنَا بِالسَّلَامِ وَاَدْخِلْنَا دَارَ السَّلَامِ تَبَارَكْتَ رَبَّنَا وَتَعَالَيْتَ يَا ذَا الْجَلَالِ وَالْاِكْرَامِ اَللّٰهُمَّ زِدْ بَيْتَكَ هٰذَا تَعْظِيْمًا وَّتَشْرِيْفًا وَّزِدْ تَعْظِيْمَهٗ وَتَشْرِيْفَهٗ مِمَّنْ حَجَّهٗ وَعُمْرَتَهٗ.

**અલ્લાહુમ્મ અન્તસ્સલામુ વ મિન્કસ્સલામુ વ ઈલૈક યર્જિઉસ્સલામુ ફહૈયિના રબ્બના બિસ્સલામિ વ અદ્ખિલ્ના દારસ્સલામિ તબારક્ત રબ્બના વ તઆલૈત યા ઝલ્જલાલિ વલ્ ઇક્રામ, અલ્લાહુમ્મ ઝિદ્ બૈત-ક હાઝા તઅ્ઝીમન વ તશ્રીફન વ ઝિદ્ તઅ્ઝીમહૂ વ તશ્રીફહૂ મિમ્મન્ હજ્જહૂ વ ઉમ્રતહૂ.**

**અનુવાદ**

અય અલ્લાહ ! સલામતીનો કેન્દ્ર તું જ છે. તારા જ તરફથી સલામતી મળે છે. અને તારા તરફ જ પાછી ફરે છે. બસ, અય અમારા રબ ! અમને સલામતી સાથે જીવતાં રાખ અને સલામતીના ઘર (જન્નત) માં અમને પ્રવેશ આપ. ઈઝઝત અને જલાલ વાળા રબ! તું ખૂબ જ બરકત અને ઉચ્ચ સ્થાન વાળો છે. અય અલ્લાહ! તારા આ ઘરની મહાનતા અને આદરમાં ખૂબ ખૂબ વધારો ફરમાવ. અને હજ તથા ઉમરહ કરનારાઓને પણ આની મહાનતા અને આદરને વધારવાનો માધ્યમ બનાવી દે.

- આ દુઆ અથવા ગમે તે દુઆ માંગો. કા'બા પર પહેલી નજર પડે તે સમયે માંગેલી દુઆઓ કબૂલ થાય છે. મસ્જિદે હરામમાં બાબુસ સલામ

થી દાખલ થવાની સવલત હોય તો તેમાંથી જ આવો. નહિતર ગમે તે દરવાજાથી દાખલ થઇ જાવ. મસ્જિદે હરામમાં આવીને, જો નમાઝ ન થઇ રહી હોય અથવા તરત થવાની ન હોય, તો સંગે અસ્વદ સામે આવી જાવ જેથી તવાફ કરી શકો.

ફક્ત ઉમરહનો કે કિરાન અથવા હજ્જે તમત્તોઅના ઉમરહનો એહરામ હોય તો આ તવાફ ઉમરહનો હશે અને હજ્જે ઈફરાદ વાળીનો આ તવાફે કુદૂમ હશે.

- અહીં એક મસઅલો યાદ રાખો કે આ તવાફ ફક્ત ઉમરહનો કે હજ્જે તમત્તોઅના ઉમરહનો હોય તો તવાફની નિય્યત કરીને તવાફ શરૂ કરશો તો તલ્બિયહ મોકૂફ થઇ જશે. એટલે હવે તલ્બિયહ ન પઢો. જ્યારે હજ્જે તમત્તોઅનો એહરામ બાંધશો તે વખતે ફરીથી તલ્બિયહ શરૂ થશે અને જો આ તવાફ હજ્જે કિરાનના ઉમરહનો કે તવાફે કુદૂમનો છે તો તલ્બિયહ મોકૂફ નહિ થાય. દર વખતે અને જ્યારે યાદ આવે પહેલાંની જેમ તલ્બિયહ પઢતા રહો. એમની તલ્બિયહ ૧૦ ઝીલહજના રોજ મોટા શૈતાનને પ્રથમ કાંકરી મારતાં જ મોકૂફ થઇ જશે.
- બીજો મસઅલો એ યાદ રાખો કે તવાફે કુદૂમ હજ્જે કિરાન અથવા હજ્જે ઈફરાદ કરનાર માટે સુન્નત છે, માટે ઈફરાદ વાળી તો તવાફે કુદૂમની નિય્યત કરે અને કિરાન વાળી ઉમરહ કિરાનના તવાફની નિય્યત કરે. અને આ તવાફથી ફારેગ થઈને પછી તવાફે કુદૂમ કરે. અને તે પછી હજની સઈ તે જ સમયે મસનૂન (સુન્નત) છે.

## તવાફની પદ્ધતિ અને તેની દુઆઓ

- બયતુલ્લાહના જે ખૂણે હજરે અસ્વદ છે, તેની સામે આવીને એવી રીતે ઉભી રહે કે હજરે અસ્વદ તમારા જમણા ખભા સામે હોય અને આખું શરીર હજરે અસ્વદની ડાબી તરફ હોય. એ રીતે ઉભા થઈને નિય્યત કરો, કેમકે તવાફની નિય્યત વાજિબ છે. નિય્યત કર્યા વગર ફેરા ફરી લીધા તો તવાફ થશે નહિ. અલબત્ત, એ નિય્યત કરવી કે કયો તવાફ કરી રહી છે. વાજિબ નથી, સુન્નત છે.

નિય્યતના શબ્દો

اَللّٰهُمَّ اِنِّیْ اُرِیْدُ طَوَافَ بَیْتِكَ الْحَرَامِ
فَیَسِّرْهُ لِیْ وَتَقَبَّلْهُ مِنِّیْ.

**અલ્લાહુમ્મ ઇન્ની ઉરીદુ તવાફ બૈતિકલ્ હરામિ ફ-યસ્સિરહુ લી વ તકબ્બલ્હુ મિન્ની.**

**અનુવાદ**

અય અલ્લાહ! હું તારા આદરણીય ઘરના તવાફનો ઈરાદો કરૂં છું. તું આને મારા માટે સરળ બનાવ અને મારા તરફથી કબૂલ ફરમાવ.

આ નિય્યત કરીને જરા જમણી બાજુ ખસો, જેથી હજરે અસ્વદની બિલકુલ સામે આવી જાવ. પછી નમાઝમાં હાથ ઉઠાવીએ છીએ તેમ બંને હાથ ખભા સુધી ઉઠાવો, હથેળીઓ હજરે અસ્વદ તરફ રાખીને આ પઢો.

بِسْمِ اللهِ . اَللّٰهُ اَكْبَرُ. لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ
وَلِلّٰهِ الْحَمْدُ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى
رَسُوْلِ اللهِ . اَللّٰهُمَّ اِيْمَانًا بِكَ وَوَفَآءً
بِعَهْدِكَ . وَاتِّبَاعًا لِسُنَّةِ نَبِيِّكَ
صَلَّى اللهُ عَلَيْهِ وَسَلَّمَ .

**બિસ્મિલ્લાહ. અલ્લાહુ અક્બર. લા ઇલાહ ઇલ્લલ્લાહુ વં લિલ્લાહિલ્ હમ્દુ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહ. અલ્લાહુમ્મ ઇમાનમ્ બિક વ વફાઅમ્ બિઅહ્દિક. વત્તિબાઅન્ લિસુન્નતિ નબિય્યિક સલ્લલ્લાહુ અલેહિ વ સલ્લમ.**

**અનુવાદ**

અલ્લાહના નામથી શરૂ કરૂં છું. અલ્લાહ જ મોટો છે. અલ્લાહ સિવાય

કોઇ ઇબાદતને લાયક નથી. દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે. અલ્લાહના રસૂલ (સ.અ.વ.) પર સલામ. અય અલ્લાહ! મારો ઇમાન તારા પર જ છે. તારો વચન પૂરો કરૂં છું અને તારા મહબૂબ નબી (સ.અ.વ.) ની પદ્ધતિનું અનુકરણ કરૂં છું.

- અને જો પુરૂષો હોય અને હજરે અસ્વદ સુધી ધક્કા-મુક્કી વગર અને પુરૂષોમાં ઘુસ્યા વગર ન પહોંચી શકો, તો ત્યાં જ ઉભા ઉભા પોતાની બંને હથેળીઓ હજરે અસ્વદ તરફ ઇશારો કરીને તેમને ચૂમી લો. અને ત્યાંથી તવાફ શરૂ કરી દો. જ્યારે બયતુલ્લાહની ચારેય બાજુ ફરીને હજરે અસ્વદ સામે પહોંચશો તો એક ફેરો પૂરો થશે. અને આ રીતના સાત ફેરા પૂરા કર્યા પછી તવાફ પૂર્ણ (પૂરો) થઇ જશે.
- નિય્યત શરૂમાં કરવાની હોય છે, દરેક ફેરામાં નિય્યતની જેમ ઉભા થવાની જરૂર નથી. જ્યારે ચક્કર પૂરો કરીને હજરે અસ્વદ સામે આવો તો તેની તરફ મોઢું કરીને બન્ને હથેળીઓથી તેની તરફ ઇશારો કરીને હથેળીઓને ચુંબન આપો અને ''બિસ્મિલ્લાહ અલ્લાહુ અકબર વલિલ્લાહિલ હમ્દ'' પઢીને બીજો, ત્રીજો ફેરો શરૂ કરી દો.
- નિય્યત કરતાં સમયે અને હથેળીઓથી ઇશારો કરતી વેળા તો કા'બા તરફ મોઢું કરો, પણ તવાફ દરમિયાન કા'બા તરફ જોવું નહિ. આમ કરવું મકરૂહ છે.
- બહેતર તો એ જ છે કે તમે રાતના સમયે અથવા પુરૂષોની ભીડ ઓછી હોય તે સમયે તવાફ કરો, અને જો દિવસે કે ભીડમાં જ તવાફ કરો તો કિનારે કિનારે કરો. અથવા સ્ત્રીઓની કોઇ જમાત તવાફ કરી રહી હોય, તો તેમાં ભળી જાવ. પુરૂષોમાં હળી મળીને તવાફ કરવાથી તવાફ તો થઇ જશે, પણ આવું કરવું યોગ્ય નથી. અને ભીડમાં ધક્કો લાગે તો પડી જવાનો કે પગ તળે ચગદાઇ જવાનો ભય પણ રહે છે. ખાસ કરીને હજ નજીકના દિવસોમાં એટલી બધી ભીડ હોય છે, કે તેમાં ઘુસીને તવાફ કરવો સારા એવા પુરૂષોનો પણ બસ નથી, પુરૂષો શક્ય હોય એટલો પ્રયત્ન કરતા હોય છે કે આસપાસની સ્ત્રીઓને ધક્કો ન લાગે, તેમ છતાં પાછળથી આવનારા રેલાને રોકવો એમના બસમાં નથી હોતો.
- અને જો કોઇ સમયે એવી સ્થિતિ હોય કે મતાફ પુરૂષોથી ભરચક હોય અને કિનારે-કિનારે પણ જગ્યા ન હોય તો મસ્જિદે હરમમાં પહેલા માળે

અથવા ધાબા પર જઇને તવાફ કરો, તેમાં અંતર તો વધી જશે પણ શાંતિથી તવાફ કરી લેશો.

## તવાફના ફેરાની દુઆઓ

## પહેલા ફેરાની દુઆ

- આમ તો તવાફ માટે કોઇ ખાસ દુઆઓ નક્કી નથી, અને અરબી ભાષામાં દુઆ કરવી જરૂરી પણ નથી. જે ભાષામાં આવડતી હોય અને મનમાં જે દુઆ ઇચ્છો તે દુઆ જીભથી પઢી શકાય. પણ કેટલીક દુઆઓ એવી છે કે તવાફ દરમિયાન આપણા પ્રેમાળ નબી (સ.અ.વ.) એ અને એમના સહાબીઓએ માંગેલી છે. અને વિદ્વાનો (ઉલમાઓ) એ પણ એવી દુઆઓ માંગી છે અને અલ્લાહના નેક બંદાઓની માંગેલી દુઆઓને પુસ્તકોમાં લખવામાં આવી છે. જે સ્ત્રી અરબી વાંચી શકતી હોય તેને માટે વધુ બરકત અરબી દુઆઓ પઢવામાં છે. અને જો કોઇ અરબી વાંચી શકતું ન હોય તેમના માટે અમે ગુજરાતીમાં પણ નીચે દુઆઓ લખેલી છે તે પઢે. જે એનો અનુવાદ વાંચી શકતી હોય, તે અનુવાદ વાંચી લે, અને જે કંઇ ન વાંચી શકે એ મનમાં જે દુઆ આવે, માંગે. પણ એટલું ધ્યાન જરૂર રાખવું કે એવી પાક અને પવિત્ર જગ્યાએ દુનિયા અને આખેરત માટે સારી સારી દુઆઓ માંગે, એમ જ ઉટપટાંગ અને નિમ્ન કક્ષાની દુઆઓ ન માંગે.

سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَ لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ ۔ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ ﷺ اَللّٰهُمَّ اِيْمَاناً بِكَ وَتَصْدِيْقاً بِكِتَابِكَ وَوَفَاءً بِعَهْدِكَ وَ اِتِّبَاعاً لِسُنَّةِ نَبِيِّكَ و حَبِيْبِكَ مُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ۔ اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ الْعَفْوَ وَالْعَافِيَةَ وَالْمُعَافَاةَ الدَّائِمَةَ فِى الدِّيْنِ وَالدُّنْيَا وَالْاٰخِرَةِ وَالْفَوْزَ بِالْجَنَّةِ وَالنَّجَاةَ مِنَ النَّارِ۔

**સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઇલાહ ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર વલા હૌલ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ. વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ) અલ્લાહુમ્મ ઇમાનમ્ બિ-ક વ તસ્દીકમ્ બિકિતાબિક વ વફાઅમ્ બિઅહ્દિક વ ઇત્તિબાઅન્ લિસુન્નતિ નબિય્યિક વ હબીબિક મુહમ્મદિન્ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ. અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુકલ્ અફ્વ વલ આફિયત વલ મુઆફાતદ્ દાઇમત ફીદ્દીનિ વદ્દુન્યા વલ્ આખિરતિ વલ્ ફૌઝ બિલ્ જિન્નતિ વન્નજાત મિનન્નાર.**

### અનુવાદ

અલ્લાહ તઆલા પાક છે અને બધી પ્રશંસાઓ અલ્લાહ માટે જ છે. અને અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. અલ્લાહ તઆલા સૌથી મહાન છે. અને ગુનાહથી બચવાની શકિત અને ઈબાદત તરફ આકર્ષિત થવાની શકિત અલ્લાહ તરફથી જ મળે છે, જે મહાનતા અને અઝમતવાળો છે. અને અલ્લાહ તઆલાની રહમત અને સલામ થાય અલ્લાહના રસૂલ (સ.અ.વ.) પર, અય અલ્લાહ ! તારા પર ઈમાન લઈ આવીને અને તારા ફરમાનોને માનીને અને તારાથી કરેલા વચનને પાળીને અને તારા નબી (સ.અ.વ.) ની સુન્નતનું અનુકરણ કરીને હું તવાફ શરૂ કરૂ છું. અય અલ્લાહ ! હું તારાથી માંગુ છું, ગુનાહોથી માફી અને દરેક બલાથી સુરક્ષા અને દરેક તકલીફથી રક્ષણ. દીન, દુનિયા અને આખેરતની રાહત ઈચ્છું છું અને સફળતા સાથે જન્નતમાં પ્રવેશની માંગ કરૂં છું અને દોઝખથી મુકિત મેળવવા યાચના કરૂં છું.

રૂકને યમાની સુધી પહોંચતાં પહોંચતાં આ દુઆ પૂરી કરી લો, પછી જો તક હોય તો રૂકને યમાની પર જમણો હાથ ફેરવીને ત્યાંથી પસાર થઈને આ દુઆ પઢતાં પઢતાં હજરે અસ્વદ સુધી પહોંચો.

رَبَّنَا اٰتِنَا فِی الدُّنْيَا حَسَنَةً وَّ فِی الْاٰخِرَةِ
حَسَنَةً وَّ قِنَا عَذَابَ النَّارِ وَاَدْخِلْنَا الْجَنَّةَ
مَعَ الْاَبْرَارِ يَا عَزِيْزُ يَا غَفَّارُ يَا رَبَّ الْعَالَمِيْنَ

**રબ્બના આતિના ફીદુન્યા હસનતંવ્ વફીલ્ આખિરતિ હસનતંવ્ વકિના અઝાબન્નાર, વ અદ્ખિલ્નલ્ જન્નત મઅલ્ અબ્રાર. યા અઝીઝુ યા ગફ્ફારુ યા રબ્બલ આલમીન.**

**અનુવાદ**

"અય મારા રબ! અમને દુનિયામાં પણ અને આખેરતમાં પણ ભલાઇ અને ખૈરથી નવાજી દે. અને તારા નેક બંદાઓ સાથે જન્નતમાં પ્રવેશ આપ. અય જબરદસ્ત શક્તિશાળી ! અય બખ્શનાર અને અય બંને વિશ્વના પરવરદિગાર."

- જ્યારે હજરે અસ્વદ પર પહોંચો અને તક હોય તો તેનો ચુંબન કરો, નહિતર પોતાની બંને હથેળીઓ હજરે અસ્વદ સામે કરી, તેની તરફ ઈશારો કરીને પોતાની બંને હથેળીઓને ચૂમો અને બિસ્મિલ્લાહ, અલ્લાહુ અકબર વલિલ્લાહિલ હમ્દ કહીને બીજો ફેરો શરૂ કરી દો.

## બીજા ફેરાની દુઆ

اَللّٰهُمَّ اِنَّ هٰذَا الْبَيْتَ بَيْتُكَ وَالْحَرَمَ حَرَمُكَ وَالْاَمْنَ اَمْنُكَ وَالْعَبْدَ عَبْدُكَ وَاَنَا عَبْدُكَ وَابْنُ عَبْدِكَ وَهٰذَا مُقَامُ الْعَائِذِبِكَ مِنَ النَّارِ ۔ فَحَرِّمْ لُحُوْمَنَا وَبَشْرَتَنَاعَلَى النَّارِ اَللّٰهُمَّ حَبِّبْ اِلَيْنَا الْاِيْمَانَ وَزَيِّنْهُ فِيْ قُلُوْبِنَا وَ كَرِّهْ اِلَيْنَا الْكُفْرَ وَالْفُسُوْقَ وَالْعِصْيَانَ وَاجْعَلْنَا مِنَ الرَّاشِدِيْنَ اَللّٰهُمَّ قِنِيْ عَذَابَكَ يَوْمَ تَبْعَثُ عِبَادَكَ اَللّٰهُمَّ ارْزُقْنِيَ الْجَنَّةَ بِغَيْرِ حِسَابٍ ۔

**અલ્લાહુમ્મ ઇન્ન હાઝલ્ બૈત બૈતુક વલ્ હરમ હરમુક વલ્ અમ્ન અમ્નુક વલ્ અબ્દ અબ્દુક વ અ-ન અબ્દુક વબ્નુ અબ્દિક વ હાઝા મુકામુલ આઇઝબિક મિનન્નાર. ફહર્રિમ્ લુહૂમના વ બિશ્રતના અલન્નાર, અલ્લાહુમ્મ હબ્બિબ્ ઇલૈનલ્ ઇમાન વ ઝય્યિન્હુ ફી કુલૂબિના વ કર્રિહ્**

**ઇલૈનલ્ કુફ્ર વલ્ ફુસૂક વલ્ ઇસ્યાન વજ્અલ્ના મિનર્રાશિદીન, અલ્લાહુમ્મ કિની અઝાબક યૌમ તબ્અષ્ ઇબાદક અલ્લાહુમ્મર્ ઝુક્નીલ્ જન્નત બિગૈરિ હિસાબ.**

**અનુવાદ**

અય અલ્લાહ ! બેશક આ ઘર તારું ઘર છે અને આ હરમ તારું હરમ છે અને અહીંની સુખ શાંતિ તારી જ આપેલી છે. અને દરેક બંદા તારા જ બંદા છે અને હું પણ તારો જ બંદો છું અને તારા જ બંદાનો પુત્ર છું. અને આ સ્થળ દોઝખથી રક્ષણ ચાહનારાઓનું સ્થળ છે, એટલે તું અમારા માંસ અને ચામડીને દોઝખ પર હરામ કરી દે. અય અલ્લાહ ! અમારા માટે ઈમાનને પ્રિય બનાવી દે અને અમારા દિલોને એનાથી શણગારી દે અને અમારા માટે કુફ્ર, બદકારી, નાફરમાની (અવગણના) પ્રત્યે અણગમો બનાવી દે અને અમને હિદાયત પામનારાઓમાં સામેલ કરી દે. અય અલ્લાહ ! તું પોતાના બંદાઓને જે દિવસે ફરીથી જીવંત કરીને ઉઠાવે, મને તારા અઝાબથી બચાવજે, અય અલ્લાહ ! મને હિસાબ વગર જન્નત અતા ફરમાવ.

આ દુઆ પણ રૂકને યમાની સુધી પૂરી કરી લો, અને ત્યાંથી હજરે અસ્વદ સુધી આ દુઆ પઢો.

رَبَّنَا اٰتِنَا فِى الدُّنْيَا حَسَنَةً وَّفِى الْاٰخِرَةِ
حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ وَاَدْخِلْنَا الْجَنَّةَ
مَعَ الْاَبْرَارِ يَا عَزِيْزُ يَا غَفَّارُ يَا رَبَّ الْعَالَمِيْنَ

**રબ્બના આતિના ફીદુન્યા હસનતંવ્ વફીલ્ આખિરતિ હસનતંવ્ વકિના અઝાબન્નાર, વ અદ્ખિલ્નલ્ જન્નત મઅલ્ અબ્રાર. યા અઝીઝુ યા ગફ્ફારુ યા રબ્બલ્ આલમીન.**

(અનુવાદ ઉપર જોઈ લો.)

- હજરે અસ્વદ પાસે આવીને બીજા ફેરાની જેમ જેવી તક હોય અને "બિસ્મિલ્લાહ, અલ્લાહુ અકબર વલિલ્લાહિલ હમ્દ" કહીને ઈસ્તેલામ કરો અને ત્રીજો ફેરો શરૂ કરી દો.

# ત્રીજા ફેરાની દુઆ

اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِكَ مِنَ الشَّكِّ وَالشِّرْكِ وَالشِّقَاقِ وَالنِّفَاقِ
وَسُوْءِ الْاَخْلَاقِ وَسُوْءِ الْمَنْظَرِ وَالْمُنْقَلَبِ فِی الْمَالِ وَالْاَهْلِ وَالْوَلَدِ
اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُكَ رِضَاكَ وَالْجَنَّةَ وَاَعُوْذُبِكَ مِنْ سَخَطِكَ وَالنَّارَ۔
اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُبِكَ مِنْ فِتْنَةِ الْقَبْرِ وَاَعُوْذُبِكَ مِنْ فِتْنَةِ الْمَحْيَا
وَالْمَمَاتِ۔

**અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુબિક મિનશ્શકિ વશ્શિર્કિ વશ્શિકાકિ વન્નિફાકિ વ સૂઇલ્ અખ્લાકિ વ સૂઇલ્ મન્ઝરિ વલ્ મુન્કલબિ ફીલ્ માલિ વલ્ અહ્લિ વલ્ વલદિ, અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક રિઝાક વલ્ જન્નત વ અઊઝુબિક મિન્ સખતિક વન્નાર, અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુબિક મિન્ ફિત્નતિલ્ કબ્રિ વ અઊઝુબિક મિન્ ફિત્નતિલ્ મહ્યા વલ્ મમાતિ.**

**અનુવાદ**

અય અલ્લાહ ! હું તારી પનાહ (આશ્રય) ઈચ્છુ છું, તારા અહકામમાં શંકાથી અને તારા અસ્તિત્વ (ઝાત) અને ખાસિયતો (સિફાત) માં શિર્કથી, અને વિરોધ તથા મુનાફિકતથી અને ખરાબ અખલાક (દુરવ્યવહાર) થી. ખરાબ હાલત અને ખરાબ અંજામથી, માલ અને બાલ બચ્ચાઓમાં. અય અલ્લાહ ! હું તારાથી તારી (રઝામંદી) ખુશનુદી (રાજીપો) અને જન્નતની ભીખ માંગુ છું અને તારી પનાહમાં આવું છું, તારા પ્રકોપથી અને દોઝખથી. અય અલ્લાહ ! હું તારી પનાહમાં આવું છું જીવન અને મરણની દરેક મુસીબતથી.

- આ દુઆ રૂકને યમાની સુધી પૂરી કરી લો, અને ત્યાંથી હજરે અસ્વદ સુધી આ દુઆ પઢો.

رَبَّنَا اٰتِنَا فِی الدُّنْيَا حَسَنَةً وَّفِی الْاٰخِرَةِ
حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ وَاَدْخِلْنَا الْجَنَّةَ
مَعَ الْاَبْرَارِ يَا عَزِيْزُ يَا غَفَّارُ يَا رَبَّ الْعَالَمِيْنَ

**રબ્બના આતિના ફીદુન્યા હસનતંવ્ વફીલ્ આખિરતિ હસનતંવ્ વકિના અઝાબન્નારિ વ અદ્ ખિલ્નલ્ જન્નત મઅલ્ અબ્રાર. યા અઝીઝુ યા ગફ્ફારુ યા રબ્બલ્ આલમીન.**

- હજરે અસ્વદ પાસે આવીને ત્રીજા ફેરાની જેમ "બિસ્મિલ્લાહ, અલ્લાહુ અકબર વલિલ્લાહિલ હમ્દ" કહીને ઈસ્તેલામ કરો અને ચોથો ફેરો શરૂ કરો.

## ચોથા ફેરાની દુઆ

اَللّٰهُمَّ اجْعَلْهُ حَجًّا مَّبْرُوْرًا وَّسَعْيًا مَّشْكُوْرًا وَّ ذَنْبًا مَّغْفُوْرًا وَّعَمَلًا صَالِحًا مَّقْبُوْلًا وَّتِجَارَةً لَّنْ تَبُوْرَ يَا عَالِمَ مَا فِى الصُّدُوْرِ اَخْرِجْنِىْ يَا اللّٰهُ مِنَ الظُّلُمَاتِ اِلَى النُّوْرِ . اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ مُوْجِبَاتِ رَحْمَتِكَ وَعَزَائِمَ مَغْفِرَتِكَ وَالسَّلَامَةَ مِنْ كُلِّ اِثْمٍ وَالْغَنِيْمَةَ مِنْ كُلِّ بِرٍّ وَالْفَوْزَ بِالْجَنَّةِ وَالنَّجَاةَ مِنَ النَّارِ رَبِّ قَنِّعْنِىْ بِمَا رَزَقْتَنِىْ وَبَارِكْ لِىْ فِيْمَا اَعْطَيْتَنِىْ وَاحْفَظْ عَلٰى كُلِّ غَائِبَةٍ لِّىْ مِنْكَ بِخَيْرٍ.

**અલ્લાહુમ્મજ્ અલ્હૂ હજ્જમ્ મબ્રૂરા વ સઅ્યમ્ મશ્કૂરા વ ઝમ્બમ્ મગ્ફૂરા વ અમલન્ સાલિહમ્ મક્બૂલા વ તિજારતન્ લન્ તબૂર યા આલિમ મા ફીસ્સુદૂર, અખ્રિજ્ની યા અલ્લાહુ મિનઝ્ઝુલુમાતિ ઇલન્નૂર. અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક મૂજિબાતિ રહ્મતિક વ અઝાઇમ મગ્ફિરતિક વસ્સલામત મિન્ કુલ્લિ ઇષ્મિંવ્ વલ્ ગનીમત મિન્ કુલ્લિ બિર્રિંવ્ વલ્ ફૌઝ બિલ્ જન્નતિ વ ન્નજાત મિનન્નાર, રબ્બિ કન્નિઅ્ની બિમા રઝક્તની વ બારિક્ લી ફીમા અઅ્તૈતની વહ્ફઝ્ અલા કુલ્લિ ગાઇબતિન્ લી મિન્ક બિખૈર.**

**અનુવાદ**

અય અલ્લાહ ! મારી આ હજને મકબૂલ હજ બનાવી દે. અને સફળ પ્રયત્ન અને ગુનાહોથી મગફેરતનું કારણ અને સ્વીકાર્ય નેક અમલ અને લાભદાયક કારોબાર આપ, અને અય દિલોના હાલ જાણનાર! અય અલ્લાહ ! મને ગુનાહોના અંધકારમાંથી બહાર કાઢ, અને ઈમાન તથા નેક અમલના પ્રકાશ તરફ માર્ગદર્શન આપ. અય અલ્લાહ ! હું તારાથી માગું છું, તારી

રહમતને પ્રાપ્ત કરવાના જરૂરી સાધનોને અને એ વસ્તુઓને જે તારી મગફેરતને મારા માટે અચૂક બનાવી દે. અને દરેક ગુનાહથી બચવાનો અને દરેક નેકીથી લાભ ઉઠાવવાનો, જન્નતમાં પ્રવેશ અને દોઝખથી મુકિત પામવાનો, અય મારા પરવરદિગાર ! તેં જે કાંઈ મને રોજી આપી છે, તેના પર કનાઅત (સંતોષ) પણ આપ, અને જે નેઅમતો મને આપી, તેમાં બરકત આપ. અને મારી દરેક ગેબી વસ્તુ પર તું મારી સુરક્ષા કરનાર બની જા.

આ દુઆ પણ રૂકને યમાની સુધી પૂરી કરી લો, અને ત્યાંથી હજરે અસ્વદ સુધી આ દુઆ પઢો.

رَبَّنَآ اٰتِنَا فِی الدُّنْیَا حَسَنَةً وَّفِی الْاٰخِرَةِ
حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ وَاَدْخِلْنَا الْجَنَّةَ
مَعَ الْاَبْرَارِ یَا عَزِیْزُ یَا غَفَّارُ یَا رَبَّ الْعَالَمِیْنَ

**રબ્બના આતિના ફીદુન્યા હસનતંવ્ વ ફીલ આખિરતિ હસનતંવ્ વકિના અઝાબન્નાર, વ અદ્ખિલ્નલ્ જન્નત મઅલ્ અબ્રાર. યા અઝીઝુ યા ગફ્ફારુ યા રબ્બલ્ આલમીન.**

## પાંચમા ફેરાની દુઆ:

اَللّٰهُمَّ اَظِلَّنِی یَا اَللّٰهُ تَحْتَ ظِلِّ عَرْشِكَ یَوْمَ لَا ظِلَّ اِلَّا ظِلُّ
عَرْشِكَ وَلَا بَاقِیَ اِلَّا وَجْهُكَ وَاسْقِنِی مِنْ حَوْضِ نَبِیِّكَ سَیِّدِنَا
مُحَمَّدٍ ﷺ شَرْبَةً هَنِیْئَةً مَّرِیْئَةً لَّا نَظْمَأُ بَعْدَهَا اَبَدًا. اَللّٰهُمَّ اِنِّی
اَسْئَلُكَ مِنْ خَیْرِ مَا سَاَلَكَ مِنْهُ نَبِیُّكَ سَیِّدُنَا مُحَمَّدٌ ﷺ اَللّٰهُمَّ اِنِّی
اَسْئَلُكَ الْجَنَّةَ وَنَعِیْمَهَا وَمَا یُقَرِّبُنِی اِلَیْهَا مِنْ قَوْلٍ اَوْ فِعْلٍ اَوْ عَمَلٍ.
وَاَعُوْذُبِكَ مِنَ النَّارِ وَمَا یُقَرِّبُنِی اِلَیْهَا مِنْ قَوْلٍ اَوْ فِعْلٍ اَوْ عَمَلٍ.

**અલ્લાહુમ્મ અઝિલ્લિની યા અલ્લાહુ તહ્‌ત ઝિલ્લિ અર્‌શિક યૌમ લા ઝિલ્લ ઇલ્લા ઝિલ્લુ અર્‌શિક વલા બાકિય ઇલ્લા વજહુક વસ્કિની મિન્ હોઝિ નબિય્યિક સય્યિદિના મુહમ્મદિન્ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ શરબતન્ હનીઅતમ્ મરીઅતલ્ લા નઝ્‌મઅ્ બઅ્‌દહા અબદા. અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક મિન્ ખૈરિ મા સઅલક મિન્હુ નબિય્યુક સૈયિદુના મુહમ્મદ, સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ, અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુકલ્ જન્નત વ નઇમહા વમા યુકર્રિબુની ઇલૈહા મિન્ કૌલિન્ ઔ ફિઅ્‌લિન્ ઔ અમલિન. વ અઊઝુબિક મિનન્નારિ વમા યુકર્રિબુની ઇલૈહા મિન્ કૌલિન્ ઔ ફિઅ્‌લિન્ ઔ અમલિન્.**

**અનુવાદ**

અય અલ્લાહ ! જે દિવસ તારા સિંહાસનની છાયા સિવાય અન્ય છાંયડો નહિ હોય અને તારી પાક ઝાત (પવિત્ર અસ્તિત્વ) સિવાય કોઈ બાકી રહેશે નહિં, મને તારા તખતની છાયા હેઠળ જગ્યા આપજે. અને તારા નબી મોહંમદ (સ.અ.વ.) ના હૌઝે કૌસરથી રોચક અને સ્વાદિષ્ટ ઘૂંટડા પીવડાવજે, કે તેના પછી મને કયારેય તરસ ન લાગે. અય અલ્લાહ ! હું તારાથી એ વસ્તુઓની ભલાઈ ચાહું છું જેમને તારા નબી મોહંમદ (સ.અ.વ.) એ તારાથી મેળવી અને એ વસ્તુઓની બદીથી તારી પનાહ માંગવા ઈચ્છુ છું, જેનાથી તારા નબી મોહંમદ (સ.અ.વ.) એ પનાહ માંગી. અય અલ્લાહ ! હું તારાથી જન્નત અને તેની નેઅમતનો સવાલ કરૂં છું અને દરેક તે કામ અને અમલની તૌફીક (હિદાયત) જે મને જન્નતથી નજીક કરી આપે. અને દરેક એવી વાત, કામ અને અમલથી જે દોઝખમાં લઈ જાય, હું તારી પનાહ (શરણ) ઈચ્છું છું.

આ દુઆ પણ રૂકને યમાની સુધી પૂરી કરી લો, અને ત્યાંથી હજરે અસ્વદ સુધી આ દુઆ પઢો.

رَبَّنَا اٰتِنَا فِي الدُّنْيَا حَسَنَةً وَّ فِي الْاٰخِرَةِ
حَسَنَةً وَّ قِنَا عَذَابَ النَّارِ وَ اَدْخِلْنَا الْجَنَّةَ
مَعَ الْاَبْرَارِ يَا عَزِيْزُ يَا غَفَّارُ يَا رَبَّ الْعٰلَمِيْنَ

**રબ્બના આતિના ફીદુન્યા હસનતંવ્ વ ફીલ આખિરતિ હસનતંવ્ વકિના અઝાબન્નાર, વ અદ્ખિલ્નલ્ જન્નત મઅલ્ અબ્રાર. યા અઝીઝુ યા ગફ્ફારુ યા રબ્બલ્ આલમીન.**

## છઠ્ઠા ફેરાની દુઆ

اَللّٰهُمَّ اِنَّ لَكَ عَلَىَّ حُقُوقًا كَثِيْرَةً فِيْمَا بَيْنِى وَبَيْنَكَ وَحُقُوْقًا
كَثِيْرَةً فِيْمَا بَيْنِىْ وَبَيْنَ خَلْقِكَ. اَللّٰهُمَّ مَاكَانَ لَكَ مِنْهَا فَاغْفِرْلِىْ
وَمَاكَانَ لِخَلْقِكَ فَتَحَمَّلْهُ عَنِّى وأَغْنِنِىْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ
وَبِطَاعَتِكَ عَنْ مَّعْصِيَتِكَ وَبِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ يَا وَاسِعَ الْمَغْفِرَةِ
اَللّٰهُمَّ اِنَّ بَيْتَكَ عَظِيْمٌ وَوَجْهَكَ كَرِيْمٌ وَاَنْتَ يَا اَللّٰهُ حَلِيْمٌ كَرِيْمٌ عَظِيْمٌ
تُحِبُّ الْعَفْوَفَاعْفُ عَنِّىْ.

**અલ્લાહુમ્મ ઇન્ન લ્રક અલૈય હુકૂકન્ કષીરતન્ ફીમા બૈની વ બૈનક વ હુકૂકન્ કષીરતન્ ફીમા બૈની વ બૈન ખલ્કિક. અલ્લાહુમ્મ મા કાન લક મિન્હા ફગ્ફિર્લી વમા કાન લિખલ્કિક ફતહમ્મલ્હુ અન્ની વ અગ્નિની બિહલાલિક અન્ હરામિક વ બિતાઅતિક અમ્ મઅ્સિયતિક વ બિફઝ્લિક અમ્મન્ સિવાક યા વાસિઅલ્ મગ્ફિરતિ અલ્લાહુમ્મ ઇન્ન બૈતક અઝીમુન વ વજ્હક કરીમુન વ અન્ત યા અલ્લાહુ હલીમુન કરીમુન અઝીમુન તુહિબ્બુલ્ અફ્વ ફઅફુ અન્ની.**

**અનુવાદ**

અય અલ્લાહ ! મારા પર તારા ઘણા અધિકારો છે, એ વ્યવહારોમાં જે મારી અને તારી વચ્ચે છે. અને ઘણા હક્કો છે, એ વ્યવહારોમાં જે મારી અને તારી મખલૂક (સર્જન) ની વચ્ચે છે. અય અલ્લાહ ! એમનામાંથી જેમનો સંબંધ તારી સાથે હોય તેમાં તૃટિ (ગફલત અને ભૂલ) ની મને માફી આપ. અને જેમનો સંબંધ તારી મખલૂકથી હોય એમનો જવાબદાર બની જા. અય

અલ્લાહ ! મને હલાલ રોઝી આપીને હરામથી બચાવી લે અને આજ્ઞાંકિત બનવાની તૌફીક આપીને નાફરમાનીથી બચાવી લે. અને તારા ફઝલથી મને નવાઝી દે. તારા સિવાય અન્યોથી મને બેપરવા કરી દે, અય વિશાળ મગફેરત વાળા ! અય અલ્લાહ! નિ:સંદેહ તારું ઘર મહાન અઝમત વાળું છે અને મહાન આદરણીય છે. અને તું અય અલ્લાહ ! મહાન રૂઆબવાળો, મહાન કૃપાળુ અને મહાન આદરવાળો છે, માફીને પસંદ કરે છે, જેથી મારી ભૂલોને માફ કરી દે.

આ દુઆ પણ રૂકને યમાની સુધી પૂરી કરી લો, અને ત્યાંથી હજરે અસ્વદ સુધી આ દુઆ પઢો.

رَبَّنَآ اٰتِنَا فِى الدُّنْيَا حَسَنَةً وَّفِى الْاٰخِرَةِ
حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ وَاَدْخِلْنَا الْجَنَّةَ
مَعَ الْاَبْرَارِ يَا عَزِيْزُ يَا غَفَّارُ يَا رَبَّ الْعَالَمِيْنَ

**રબ્બના આતિના ફીદુન્યા હસનતંવ્ વ ફીલ આખિરતિ હસનતંવ્ વકિના અઝાબન્નાર, વ અદ્ખિલ્નલ્ જન્નત મઅલ્ અબ્રાર. યા અઝીઝુ યા ગફ્ફારુ યા રબ્બલ્ આલમીન.**

## સાતમા ફેરાની દુઆ

اَللّٰهُمَّ اِنِّى اَسْئَلُكَ اِيْمَانًا كَامِلًا وَيَقِيْنًا صَادِقًا وَرِزْقًا وَاسِعًا
وَقَلْبًا خَاشِعًا وَ لِسَانًا ذَاكِرًا ،وَرِزْقًا حَلَالًا طَيِّبًا وَتَوْبَةً نَصُوحًا
وَتَوْبَةً قَبْلَ الْمَوْتِ وَرَاحَةً عِنْدَ الْمَوْتِ وَمَغْفِرَةً وَرَاحَةً بَعْدَ الْمَوْتِ
وَالْعَفْوَ عِنْدَ الْحِسَابِ وَالْفَوْزَ بِالْجَنَّةِ وَالنَّجَاةَ مِنَ النَّارِ. بِرَحْمَتِكَ
يَاعَزِيْزُ يَاغَفَّارُ رَبِّ زِدْنِى عِلْمًا وَّ اَلْحِقْنِى بِالصَّالِحِيْنَ.

**અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક ઇમાનન્ કામિલન વ યકીનન્ સાદિકન વ રિઝ્કન્ વાસિઅન વ કલ્બન્ ખાશિઅન વ લિસાનન્ ઝાકિરા, વ રિઝ્કન્ હલાલન્ તૈયિબન્ વ તૌબતન્ નસૂહન વ તૌબતન્ કબ્લલ્ મૌતિ વ રાહતન્ ઇન્દલ્ મૌતિ વ મગ્ફિરતન્ વ રાહતમ્ બઅ્દલ્ મૌતિ વલ્ અફ્વ ઇન્દલ્ હિસાબિ વલ્ ફૌઝ બિલ્જન્નાતિ વન્નજાત મિનન્નાર. બિરહ્મતિક યા અઝીઝુ યા ગફ્ફારુ રબ્બિ ઝિદ્ની ઇલ્મંવ્ વ અલ્હિક્ની બિસ્સાલિહીન.**

**અનુવાદ**

અય અલ્લાહ ! હું તારાથી માફી માંગુ છું. પૂર્ણ ઈમાન અને સાચો વિશ્વાસ અને વિશાળ રોજી અને આજીઝી કરનાર દિલ અને તારો ઝિક્ર કરનાર જીભ અને હલાલ તથા પવિત્ર રોજી અને સાચા દિલથી કરેલી તૌબા અને મૃત્યુ પહેલાંની તૌબા અને મૃત્યુ વખતની રાહત અને મૃત્યુ પછી મગફેરત અને રહમત અને હિસાબ-કિતાબ વખતે માફી અને જન્નતમાં પ્રવેશ અને દોઝખથી મુકિત આ બધું માગું છું, તારી રહમતના વસીલાથી. અય મહાન આદર વાળો, અય મગફેરતવાળો, અય પરવરદિગાર ! મારા જ્ઞાન (ઇલ્મ) માં વધારો કર અને નેક લોકોમાં મારો સમાવેશ કર.

આ દુઆ પણ રૂકને યમાની સુધી પૂરી કરી લો, અને ત્યાંથી હજરે અસ્વદ સુધી આ દુઆ પઢો.

رَبَّنَآ اٰتِنَا فِى الدُّنْيَا حَسَنَةً وَّفِى الْاٰخِرَةِ
حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ وَاَدْخِلْنَا الْجَنَّةَ
مَعَ الْاَبْرَارِ يَا عَزِيْزُ يَا غَفَّارُ يَا رَبَّ الْعَالَمِيْنَ

**રબ્બના આતિના ફીદુન્યા હસનતંવ્ વફીલ્ આખિરતિ હસનતંવ્ વકિના અઝાબન્નાર, વ અદ્ખિલનલ્ જન્નત મઅલ્ અબ્રાર. યા અઝીઝુ યા ગફ્ફારુ યા રબ્બલ્ આલમીન.**

તવાફ પૂરો કરીને મકામે ઇબ્રાહીમ પાસે આવીને બે રકાત વાજિબુત્તવાફની નિય્યતથી પઢો. અને ત્યાં ન પઢી શકો તો મસ્જિદે હરામમાં ગમે ત્યાં પઢી શકો છો. નમાઝનો મકરૂહ સમય હોય તો નમાઝ પઢવી નહિ.

જ્યારે મકરૂહ સમય પસાર થઇ જાય ત્યારે પઢો. નમાઝના મકરૂહ સમયો નીચે મુજબ છે.

(૧) અસરની ફર્ઝ પઢી લીધા પછી મગરીબની ફર્ઝ પઢવી, (અસરની ફર્ઝ અને મગરિબની ફર્ઝ વચ્ચે કોઇ નમાઝ પઢવી નહિ.) ત્યાર બાદ અન્ય નમાઝો પઢી શકાય.

(૨) ફજરની ફર્ઝ પઢી લીધા પછી સૂર્યોદય (સૂરજ ઉગવા) સુધી.

(૩) ઝવાલથી થોડાક સમય પહેલાંથી થોડાક સમય પછી સુધી.

- વાજિબુત્તવાફ નમાઝની પહેલી રકાતમાં ''અલહમ્દુ'' પછી ''કુલ યા અય્યુહલ કાફેરૂન'' અને બીજી રકાતમાં ''અલહમ્દુ'' પછી ''કુલ હુવલ્લાહ'' પઢો. નમાઝ પઢીને ખૂબ કાકલૂદી અને આજીઝીથી જે મન થાય તે દુઆ માંગો, ઇન્શા અલ્લાહ જરૂર કબૂલ થશે.

## મકામે ઇબ્રાહીમની દુઆ

اَللّٰهُمَّ اِنَّكَ تَعْلَمُ سِرِّىْ وَعَلَانِيَتِىْ فَاقْبَلْ مَعْذِرَتِىْ وَتَعْلَمُ حَاجَتِىْ فَاعْطِنِىْ سُؤْلِىْ وَتَعْلَمُ مَافِىْ نَفْسِىْ فَاغْفِرْلِىْ ذُنُوْبِىْ اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ اِيْمَاناً يُبَاشِرُ قَلْبِىْ وَيَقِيْناً صَادِقاً حَتّٰى اَعْلَمَ اَنَّهٗ لَا يُصِيْبُنِىْ اِلَّا مَا كَتَبْتَ لِىْ وَرِضَامِّنْكَ بِمَاقَسَمْتَ لِىْ اَنْتَ وَلِيِّ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ تَوَفَّنِىْ مُسْلِماً وَّاَلْحِقْنِىْ بِالصَّالِحِيْنَ اَللّٰهُمَّ لَا تَدَعْ لَنَا فِىْ مَقَامِنَا هٰذَا ذَنْباً اِلَّا غَفَرْتَهٗ وَلَاهَمّاً اِلَّا فَرَّجْتَهٗ وَلَاحَاجَةً اِلَّا قَضَيْتَهَا وَيَسَّرْتَهَا، فَيَسِّرْ اُمُوْرَنَا وَاشْرَحْ صُدُوْرَنَا وَنَوِّرْ قُلُوْبَنَا وَاخْتِمْ بِالصَّالِحَاتِ اَعْمَالَنَا، اَللّٰهُمَّ تَوَفَّنَا مُسْلِمِيْنَ وَاَلْحِقْنَا بِالصَّالِحِيْنَ غَيْرَ خَزَايَا وَلَامَفْتُوْنِيْنَ .آمين يَا رَبَّ الْعَالَمِيْنَ.

**અલ્લાહુમ્મ ઇન્નક તઅ્લમુ સિર્રી વ અલાનિયતી ફકબલ્ મઅ્ઝિરતી વ તઅ્લમુ હાજતી ફઅ્તિની સુઅ્લી વ તઅ્લમુ માફી નફ્સી ફગ્ફિર્લી ઝુનૂબી અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક ઇમાનંય્ યુબાશિરુ કલ્બી વ યકીનન્ સાદિકન્ હત્તા અઅ્લમુ અન્નહુ લા યુસીબુની ઇલ્લા મા કતબ્ત લી વ રિઝામ્ મિન્ક બિમા કસમ્ત લી અન્ત વલિય્યિ ફીદુન્યા વલ્ આખિરતિ તવફ્ફની મુસ્લિમંવ્ વ અલ્હિક્ની બિસ્સાલિહીન, અલ્લાહુમ્મ લા તદઅ્ લના ફી મકામિના હાઝા ઝમ્બન્ ઇલ્લા ગફર્તહૂ વલા હમ્મન્ ઇલ્લા ફર્રજ્તહૂ વલા હાજતન્ ઇલ્લા કઝૈતહા વ યસ્સર્તહા. ફયસ્સિર્ ઉમૂરના વશરહ્ સુદૂરના વ નવ્વિર્ કુલૂબના વખ્તિમ્ બિસ્સાલિહાતિ અઅ્માલના, અલ્લાહુમ્મ તવફ્ફના મુસ્લિમીન વ અલ્હિક્ના બિસ્સાલિહીન ગૈર ખઝાયા વલા મફ્તૂનીન. આમીન યા રબ્બલ્ આલમીન.**

**અનુવાદ**

અય અલ્લાહ ! તું મારી બધી ગુપ્ત (છુપી) અને જાહેર વાતો જાણે છે, માટે મારી ક્ષમા યાચના કબૂલ કર. અને તું મારી જરૂરિયાતને જાણે છે, માટે તું મારી ઈચ્છાઓને પૂરી કર. અને તું મારા દિલને જાણે છે, માટે મારા ગુનાહોને માફ કરી દે. અય અલ્લાહ! હું તારાથી માફી માંગુ છું. એવું ઈમાન, જે મારા દિલમાં સમાઇ જાય અને એવો સાચો વિશ્વાસ કે હું જાણી લઉં કે જે કાંઈ તેં મારા ભાગ્યમાં લખી દીધું છે, તે જ મારા સુધી પહોંચશે અને તારા તરફથી મારી કિસ્મત પર રાજીપો, તું જ મારો મદદગાર છે. દુનિયા અને આખેરતમાં મને ઈસ્લામની હાલતમાં મૌત આપ. અને નેક લોકોના સમૂહમાં સમાવેશ કર, અય અલ્લાહ ! આ પવિત્ર સ્થળની હાજરીના અવસર પર કોઈ અમારો ગુનોહ માફ કર્યા વગર ન જવા દે. અને કોઈ હેરાનગતિ દૂર કર્યા વિના ન જવા દે, તું અમારા બધાં કામ સરળ કરી દે અને અમારી છાતીઓને ખોલી આપ અને અમારા દિલોને રોશન કરી દે અને અમારા આમાલને નેકીઓ પર પૂર્ણ કરી દે. અય અલ્લાહ ! અમને ઈસ્લામની હાલતમાં મૌત આપ અને નેક લોકોમાં સામેલ કર. ન અમે બદનામ થઈએ, ન અજમાયશમાં પડીએ. અય સઘળા વિશ્વોના પરવરદિગાર! અમારી દુઆઓને કબૂલ કર. (આમીન)

# મુલતઝમ શરીફની દુઆ

જ્યારે મકામે ઈબ્રાહીમ પર બે રકાત નમાઝ અને દુઆથી ફારેગ થઇ જાવ, તો મુલતઝમ શરીફ પર આવો. આ સ્થળ કા'બા શરીફના દરવાજા અને હજરે અસ્વદ વચ્ચેનો છે. જો અહીં પુરૂષો ન હોય તો દીવાલથી ચોંટીને અને તક ન હોય તો તેની સામે ઉભા થઈને જે મનમાં આવે, દુઆ માંગો. આપણા પ્રેમાળ નબી (સ.અ.વ.) નો ઈરશાદ છે કે મુલતઝમ પર માંગેલી દુઆઓ રદ થતી નથી.

પઢી શકતા હોવ તો અરબીની આ દુઆ અથવા તેનો અનુવાદ (તરજુમો) પોતાના મોઢે અદા કરો. વાંચી શકતા ન હોવ તો પોતાની ભાષામાં જે દુઆ મનમાં આવે માંગો.

اَللّٰهُمَّ يَارَبَّ الْبَيْتِ الْعَتِيْقِ اَعْتِقْ رِقَابَنَا وَرِقَابَ آبَائِنَا وَاُمَّهَاتِنَا
وَاِخْوَانِنَاوَاَزْوَاجِنَا وَاَوْلَادِنَا مِنَ النَّارِ يَاذَا الْجُوْدِ وَالْكَرَمِ وَالْفَضْلِ
وَالْمَنِّ وَالْعَطَاءِ وَالْاِحْسَانِ اَللّٰهُمَّ اَحْسِنْ عَاقِبَتَنَا فِى الْاُمُوْرِ كُلِّهَا
وَاَجِرْنَا مِنْ خِزْيِ الدُّنْيَا وَعَذَابِ الْاٰخِرَةِ اَللّٰهُمَّ اِنِّى عَبْدُكَ وَاقِفٌ
تَحْتَ بَابِكَ مُلْتَزِمٌ بِاَعْتَابِكَ مُتَذَلِّلٌ بَيْنَ يَدَيْكَ اَرْجُوْ رَحْمَتَكَ وَاَخْشٰى
عَذَابَكَ مِنَ النَّارِ يَا قَدِيْمَ الْاِحْسَانِ اَللّٰهُمَّ اِنِّى اَسْئَلُكَ اَنْ تَرْفَعَ ذِكْرِىْ
وَتَضَعَ وِزْرِىْ وَتُصْلِحَ اَمْرِىْ وَتُطَهِّرَ قَلْبِىْ وَتُنَوِّرَ لِىْ فِىْ قَبْرِىْ
وَتَغْفِرَلِىْ ذَنْبِىْ وَاَسْئَلُكَ الدَّرَجَاتِ الْعُلٰى مِنَ الْجَنَّةِ.(آمين)

**અલ્લાહુમ્મ યા રબ્બિલ્ બૈતિલ્ અતીકિ અઅ્તિક રિકાબના વ રિકાબ આબાઇના વ ઉમ્મહાતિના વ ઇખ્વાનિના વ અઝ્વાજિના વ ઔલાદિના મિનન્નાર, યા ઝલ્જૂદિ વલ્ કરમિ વલ ફઝલિ વલ્ મન્નિ વલ્ અતાઇ વલ્ ઇહ્સાન, અલ્લાહુમ્મ અહ્સિન્ આકિબતના ફીલ્ ઉમૂરિ કુલ્લિહા વ અજિર્ના**

**મિન્ ખિઝયિદ્ દુન્યા વ અઝાબિલ્ આખિરતિ, અલ્લાહુમ્મ ઇન્ની અબ્દુક વાકિફુન્ તહ્ત બાબિક મુલ્તઝિમુન્ બિઅઅ્તા બિક મુતઝલ્લિલુન્ બૈન યદૈક અર્જૂ રહ્મતક વ અખ્શા અઝાબક મિનન્નારિ યા કદીમલ્ ઇહ્સાનિ અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક અન્ તર્ફઅ્ ઝિક્રી વ તઝઅ વિઝ્રી વ તુસ્લિહ અમ્રી વ તુતહ્હિર કલ્બી વ તુનવ્વિર લી ફી કબ્રી વ તગ્ફિરલી ઝમ્બી વ અસ્અલુક દરજાતિલ્ ઉલા મિનલ્ જન્નતિ. (આમીન)**

**અનુવાદ**

અય અલ્લાહ, અર્વાચીન ઘરના માલિક ! અમારી ગરદનોને, અમારા બાપ, દાદાઓ, માતાઓ, ભાઈઓ અને સંતાનોની ગરદનોને જહન્નમથી મુક્ત કરી દે, અય માફી આપનાર, કૃપાળુ, ફઝલવાળો, ઉપકારવાળો ! આપવા વાળો! અય અલ્લાહ! બધી બાંબતોમાં અમારો અંજામ સારો કર અને અમને દુનિયાની બદનામી અને આખેરતના અઝાબથી સુરક્ષિત રાખ. અય અલ્લાહ ! હું તારો બંદો છું અને તારા પવિત્ર ઘરના દરવાજા હેઠળ ઉભો છું અને તારા દરવાજાની ચોખટથી વીંટળાયેલ છું, તારી સામે આજીઝી પ્રગટ કરૂં છું. અને તારી રહમતનો ઈચ્છુક છું તારા અઝાબથી ડરી રહ્યો છું. મારા ઝિક્રને બુલંદ કરી દે અને મારા દિલને પાક કર અને મારા માટે કબરને મુનવ્વર (પ્રકાશિત) કર અને મારા ગુનાહ માફ કરી દે અને હું તારી પાસેથી જન્નતના બુલંદ (ઉચ્ચ કોટીના) દરવાજાઓની ભીખ માંગુ છું. (આમીન)

## ઝમઝમની દુઆ

જ્યારે મુલતઝમ પર દુઆ માંગી લો, તો પછી ઝમઝમ પીવા માટે જાવ. ''બિસ્મિલ્લાહ'' પઢીને કા'બા તરફ મોઢું કરીને ઉભા ઉભા ત્રણ શ્વાસમાં ખૂબ પેટ ભરીને ઝમઝમ પીવો.

- ઝમઝમ પીધાં પછી નીચે લખેલી દુઆ કે તેનો અનુવાદ પઢો. અથવા પોતાની ભાષામાં જે દુઆ માંગવી હોય માંગો. હુઝૂર (સ.અ.વ.) ના ફરમાન મુજબ આ સમયે માંગેલી દુઆ પણ કબૂલ થાય છે.
- હુઝૂર (સ.અ.વ.) એ ફરમાવ્યું છે કે ''ઝમઝમ'' જે આશય માટે પીવાય, તે પૂરૂં થાય છે. દા.ત., ભૂખ્યો-તરસ્યો, ભૂખ-તરસ મટાડવા માટે અથવા

માંદું શિફા (સ્વાસ્થ્ય) પ્રાપ્ત કરવા માટે ઝમઝમ પીવે તો દરેક હેતુ માટે લાભકર્તા છે.

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُكَ عِلْمًا نَافِعًا وَّرِزْقًا وَّاسِعًا وَّشِفَآءً مِّنْ كُلِّ دَآءٍ

**અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક ઇલ્મન્ નાફિઆ, વરિઝ્કંવ્ વાસિઆ, વ શિફાઅમ્ મિન્ કુલ્લિ દાઇન.**

**અનુવાદ**

(અય અલ્લાહ ! મને લાભકારક જ્ઞાન નસીબ ફરમાવ. અને વિસ્તાર અને ફરાખ દિલીથી રોજી અતા ફરમાવ અને દરેક બીમારીમાં સ્વાસ્થ્ય અતા ફરમાવ.)

- ઝમઝમ પીધા પછી અલ્લાહનો આભાર માનો, તેની પ્રશંસા કરો, માથે અને મોઢે પાણી મસળો, અને શરીર પર નાખો પણ બે પડદા ન થાવ.
- વુઝૂ વગરની હાલતમાં કે ગુસલની હાજત હોય ત્યારે ઝમઝમથી ગુસલ કરવું જાઇઝ નથી. હા, કોઇ અન્ય પાણી ઉપલબ્ધ ન હોય અને મળવાની આશા પણ ન હોય અને નમાઝનો સમય વિતવા લાગે તો ઇજાઝત (અનુમતિ) છે.
- એવી જ રીતે ઝમઝમથી ઈસ્તિન્જો કરવું પણ જાઇઝ નથી. નાપાક વસ્ત્રો કે નાપાક વસ્તુ પણ ઝમઝમથી ધોઇ શકાય નહિ.

## સઇ અને તેની દુઆઓ

જો હજ્જે ઇફરાદનો એહરામ બાંધ્યો છે, અને તવાફે કુદૂમ કર્યો છે, અને હજની સઇ હમણાં કરવાનો ઇરાદો નથી, તો ઝમઝમ પી ને ઘરે આવી જાવ અથવા હરમમાં જ બેસીને ઇબાદત કરો, દુઆઓ માંગો.

- અને ઉમરહનો કે કિરાનનો અથવા તમત્તોઅના ઉમરહનો એહરામ છે તો ઝમઝમ પીધા પછી હજરે અસ્વદ પર આવો. અને તક હોય તો તેને ચુંબન આપો અથવા બંને હથેળીઓથી ઇશારો કરી તેને ચૂમી (ઈસ્તેલામ) કરીને મસ્જિદે હરામના બાબુસ સફાથી અથવા ગમે તે દરવાજાથી નીકળી સઇ કરવા સફા પર આવી જાવ. જ્યારે સફા પાસે પહોંચો તો

આ દુઆ પઢો.

اَبْدَءُ بِمَا بَدَءَ اللّٰهُ بِهٖ اِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَائِرِاللّٰهِ فَمَنْ حَجَّ الْبَيْتَ اَوِاعْتَمَرَ فَلَاجُنَاحَ عَلَيْهِ اَنْ يَّطَّوَّفَ بِهِمَا وَمَنْ تَطَوَّعَ خَيْرًا فَاِنَّ اللّٰهَ شَاكِرٌ عَلِيْمٌ۔

**અબ્દઉ બિમા બદઅલ્લાહુ બિહી ઇન્નસ્સફા વલ્ મર્વત મિન્ શઆઇરિલ્લાહિ ફમન્ હજ્જલ્ બૈત અવિઅ્ તમર ફલા જુનાહ અલૈહિ અંય્યત્તવ્વફ બિહિમા વ મન્ તતવ્વઅ ખૈરન્ ફઇન્નલ્લાહ શાકિરુન્ અલીમ.**

**અનુવાદ**

જેનાથી અલ્લાહે શરૂઆત કરી, હું પણ એનાથી જ આરંભ (શરૂ) કરૂં છું. બેશક સફા અને મરવહ અલ્લાહની નિશાનીઓમાંથી જ છે. જે હજ અથવા ઉમરહ કરે તે સફા અને મરવહની સઈ કરે એના પર કોઈ વાંધો નથી. અલ્લાહ કદરદાન અને જાણનાર છે.

- પછી સફાની ઊંચાઇએ થોડુંક ચઢીને કા'બા તરફ મોઢું કરીને ઉભી થઇ જાય અને આ રીતે નિય્યત કરે.

اَللّٰهُمَّ اِنِّیْ اُرِيْدُ السَّعْىَ بَيْنَ الصَّفَا وَالْمَرْوَةِ سَبْعَةَ اَشْوَاطٍ لِوَجْهِكَ الْكَرِيْمِ فَيَسِّرْهُ لِیْ وَتَقَبَّلْهُ مِنِّیْ

**અલ્લાહુમ્મ ઇન્ની ઉરીદુસ્સઅ્ય બૈનસ્સફા વલ્ મર્વતિ સબ્અત અશ્વાતિન્ લિવજ્હિકલ્ કરીમિ ફયસ્સિર્હુ લી વ તકબ્બલ્હૂ મિન્ની.**

**અનુવાદ**

અય અલ્લાહ ! હું સફા અને મરવહની વચ્ચે સાત ચક્કરોની સઈ કરૂં છું. ફકત તારા મહાન અસ્તિત્વ માટે, આ સઈને મારા માટે આસાન (સરળ) કરી દે અને મારા તરફથી કબૂલ ફરમાવ.

- નિય્યત કર્યા પછી દુઆની જેમ હાથ ઉઠાવીને "લાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર" ધીમા સ્વરે ત્રણ વખત અને દુરૂદ શરીફ પઢીને ખૂબ મન લગાવીને દુઆ કરો. આ સ્થળ પણ દુઆની કબૂલિયાતનો છે. આ સમયે પોતાના માટે, માતા-પિતા, ભાઈ બહેન, સંતાનો, મિત્રો, સગાં સંબંધીઓ અને સૌ મુસ્લિમો માટે દુઆ કરો.
- નિય્યત પછી હાથ ઉઠાવીને જો પઢી શકો તો નીચે લખેલી તકબીરો-તહલીલ અથવા તેનો અનુવાદ વાંચી લો. કાંઈ પણ વાંચતા ન આવડતું હોય તો અલ્લાહ, અલ્લાહ કે અલ્લાહુ અકબર અથવા સુબ્હાનલ્લાહ પઢતી રહે.

**તકબીરો-તહલીલ**

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ
وَلِلّٰهِ الْحَمْدُ اَلْحَمْدُ لِلّٰهِ عَلٰى مَا هَدَانَا
اَلْحَمْدُ لِلّٰهِ عَلٰى مَا اَوْلَانَا اَلْحَمْدُ لِلّٰهِ
عَلٰى مَا اَلْهَمَنَا اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ هَدَانَا
لِهٰذَا وَمَا كُنَّا لِنَهْتَدِىَ لَوْلَآ اَنْ هَدَانَا
اللّٰهُ ۚ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ
لَهٗ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ يُحْيِىْ وَيُمِيْتُ
وَهُوَ حَىٌّ لَّا يَمُوْتُ بِيَدِهِ الْخَيْرُ وَهُوَ
عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ۚ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ

وَحْدَهٗ وَصَدَقَ وَعْدَهٗ وَنَصَرَ عَبْدَهٗ

وَاَعَزَّ جُنْدَهٗ وَهَزَمَ الْاَحْزَابَ وَحْدَهٗ

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَلَا نَعْبُدُ اِلَّا اِيَّاهُ

مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ وَلَوْ كَرِهَ الْكَافِرُوْنَ

اَللّٰهُمَّ اِنَّكَ قُلْتَ وَقَوْلُكَ الْحَقُّ اُدْعُوْنِيْ

اَسْتَجِبْ لَكُمْ وَاِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ

اَللّٰهُمَّ كَمَا هَدَيْتَنِيْ اِلَى الْاِسْلَامِ اَسْئَلُكَ

اَنْ لَّا تَنْزِعَهٗ مِنِّيْ حَتّٰى تَوَفَّانِيْ وَاَنَا

مُسْلِمٌ سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ

اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا

قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ اَللّٰهُمَّ

صَلِّ وَسَلِّمْ عَلٰى سَيِّدِنَا وَمَوْلَانَا مُحَمَّدٍ

وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَاَزْوَاجِهٖ وَذُرِّيَّاتِهٖ

وَعَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَاَزْوَاجِهٖ وَذُرِّيَّاتِهٖ

وَاَتْبَاعِهٖ اِلٰى يَوْمِ الدِّيْنِ اَللّٰهُمَّ اغْفِرْ لِيْ

وَلِوَالِدَيَّ وَلِجَمِيعِ الْمُسْلِمِينَ وَالْمُسْلِمَاتِ
وَسَلَامٌ عَلَى الْمُرْسَلِينَ وَالْحَمْدُ لِلّٰهِ
رَبِّ الْعَالَمِينَ .

**અલ્લાહુ અક્બરુ અલ્લાહુ અક્બરુ અલ્લાહુ અક્બરુ વ લિલ્લાહિલ્ હમ્દુ અલહમ્દુ લિલ્લાહિ અલા મા હદાના અલહમ્દુ લિલ્લાહિ અલા મા ઔલાના અલહમ્દુ લિલ્લાહિ અલા મા અલહમના અલહમ્દુ લિલ્લાહિલ્લઝી હદાના લિહાઝા વમા કુન્ના લિનહ્તદિય લૌલા અન્ હદાનલ્લાહ. લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહ્દહૂ લાશરીક લહૂ લહુલ્ મુલ્કુ વ લહુલ્ હમ્દુ યુહ્યી વ યુમીતુ વ હુવ હય્યુન્ લા યમૂતુ બિયદિહિલ્ ખૈરુ વ હુવ અલા કુલ્લિ શૈઇન્ કદીર. લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહ્દહૂ વ સદક વઅ્દહૂ વ નસર અબ્દહૂ વ અઅઝ્ઝ જુન્દહૂ વ હઝમલ્ અહ્ઝાબ વહ્દહૂ લા ઇલાહ ઇલ્લલ્લાહુ વલા નઅ્બુદુ ઇલ્લા ઇય્યાહુ મુખ્લિસીન લહુદ્દીન વલૌ કરિહલ્ કાફિરૂન, અલ્લાહુમ્મ ઇન્નક કુલ્ત વ કૌલુકલ્ હક્કુ ઉદ્ઊની અસ્તજિબ્ લકુમ્ વ ઇન્નક લા તુખ્લિફુલ્ મીઆદ. અલ્લાહુમ્મ કમા હદૈતની ઇલલ્ ઇસ્લામ અસ્અલુક અલ્લા તન્ઝિઅહૂ મિન્ની હત્તા તવફ્ફાની વ અન મુસ્લિમુન્ સુબ્હાનલ્લાહિ વલ્ હમ્દુ લિલ્લાહિ વલા ઇલાહ ઇલ્લલ્લાહુ વલ્લાહુ અક્બરુ વલા હૌલ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ અઝીમ. અલ્લાહુમ્મ સલ્લિ વ સલ્લિમ્ અલા સૈયિદિના વ મૌલાના મુહમ્મદિવ્ વ અલા આલિહી વ અસ્હાબિહી વ અઝ્વાજિહી વ ઝુર્રિય્યાતિહી વ અલા આલિહી વ અસ્હાબિહી વ અઝ્વાજિહી વ ઝુર્રિય્યાતિહી વ અત્બાઇહી ઇલા યૌમિદ્દીનિ અલ્લાહુમ્મગ્ફિર્લી વલિવા લિદય્ય વલિજમીઇલ્ મુસ્લિમીન વલ્ મુસ્લિમાતિ વ સલામુન્ અલલ્ મુર્સલીન વલ્ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન.**

**અનુવાદ**

અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે. અને બધા જ પ્રકારની પ્રશંસાઓ અલ્લાહ માટે જ છે. જે અલ્લાહે આપણને હિદાયત આપી, તે જ બધી રીતે પ્રશંસાનો હકદાર છે. અને જેણે આપણને

નેઅમત (નિયામત) બક્ષી, તેજ અલ્લાહ પ્રશંસાને લાયક છે. અને તેની પવિત્ર ઝાત હમ્દ (વખાણ) ની હકદાર છે, જેણે આપણને ભલાઇનો રસ્તો દેખાડયો. અને બધી પ્રશંસાઓ અલ્લાહને શોભે છે, જેણે આપણને આ હિદાયત નસીબ કરી. જો અલ્લાહ આપણને હિદાયત ન આપતો, તો આપણે ક્યારેય હિદાયત પામી શક્યા ન હોત. અલ્લાહ જ એકલો ઇબાદતને લાયક છે. તેનો કોઇ સાથી નથી. તે વિશ્વનો માલિક છે. તે જ દરેક પ્રકારની પ્રશંસાઓને લાયક છે. જીવન અને મૃત્યુ તેના જ હાથમાં છે. તે એવો જીવંત અને શાશ્વત (અનશ્વર) છે કે તેના માટે મૃત્યુ ક્યારેય નથી. ખૈર (કલ્યાણ) અને ભલાઇ તેના જ કબજામાં છે. તે દરેક વસ્તુ પર શક્તિશાળી છે. તે જ મઅબૂદ (પૂજનીય) અલ્લાહ છે. તેના સિવાય કોઇ ઇબાદત (પૂજા) ને લાયક નથી. તેનો વચન સાચો છે. તેણે પોતાના બંદા (મોહંમદ સ.અ.વ.) ની મદદ ફરમાવી. અને તેમના લશ્કરને વિજય અપાવ્યો. તેણે જ એકલાએ બાતિલ (જૂઠ) ના બધા લશ્કરોને હરાવ્યા. અલ્લાહ સિવાય કોઇ ઇબાદતને લાયક નથી. અમે ઘણી (વફાદારીથી) તેની જ ઇબાદત કરીએ છીએ, કોઇ અન્યની નહિ. ભલે આ વાત બિન મુસ્લિમોને ખરાબ જ કેમ લાગે.

અય અલ્લાહ! તારો ફરમાન છે અને તારો જ ફરમાન હક (સાચો) છે કે "તમે મને પોકારો, હું તમારી પોકારનો જવાબ આપીશ." અને તારો વચન ટળતો નથી. તો અય અલ્લાહ! જે રીતે તેં મને ઇસ્લામની દોલત આપી. હવે મારો સવાલ એ છે કે મારાથી આ દોલત પાછી ન લઇ લેતો. મને મરતાં સુધી મુસલમાન રાખજે.

અલ્લાહની જ ઝાત પવિત્ર છે. અને પ્રશંસાની હકદાર પણ અલ્લાહની જ ઝાત છે. અલ્લાહ સિવાય કોઇ મઅબૂદ નથી. અને અલ્લાહ જ મહાન છે. અલ્લાહ જ શ્રેષ્ઠ છે, તેના સિવાય કોઇમાં ન શક્તિ છે ન તાકાત.

અય અલ્લાહ! અમારા આકા (સ.અ.વ.) પર આપ (સ.અ.વ.) ના સંતાનો પર આપ (સ.અ.વ.) ના સહાબા પર, આપ (સ.અ.વ.) ની પવિત્ર પત્નીઓ પર, આપ (સ.અ.વ.) ના માનનારાઓ પર કયામત સુધી દુરૂદ અને સલામ નાઝિલ ફરમાવ. બધા પૈગંબરો પર સલામ પહોંચાડ, દરેક પ્રકારની પ્રશંસાઓનો હકદાર બધી દુનિયાઓનો રબ છે.

- જ્યારે તકબીર અને તહલીલ તથા દુઆથી ફારિગ થઇ જાય તો સફાથી ઉતરીને મરવહ તરફ સામાન્ય ગતિથી ચાલવાનું શરૂ કરી દે. એટલે સુધી કે

મરવહ સુધી પહોંચી જાય. ત્યાં પણ એવી રીતે કા'બા તરફ મોઢું કરીને ઉભી થાય અને ત્યાં પણ મન જે ઇચ્છે તે દુઆ માંગે. મરવહ પર પહોંચીને એક ફેરો થઇ ગયો. ત્યાંથી સફા પર આવે, ફરી મરવહ પર જાય, એવી જ રીતે જ્યારે સાતમા ફેરાના અંતે મરવહ પર પહોંચશે તો સઇ પૂરી થઇ જશે.

- જ્યારે સફાથી ઉતરીને મરવહ તરફ જાય અથવા મરવહથી ઉતરીને સફા તરફ, તે વખતે આ દુઆ પઢે.

اَللّٰهُمَّ اسْتَعْمِلْنِيْ بِسُنَّةِ نَبِيِّكَ صَلَّى
اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَتَوَفَّنِيْ عَلٰى مِلَّتِهٖ وَاَعِذْنِيْ
مِنْ مُضِلَّاتِ الْفِتَنِ بِرَحْمَتِكَ يَا اَرْحَمَ
الرَّاحِمِيْنَ

**અલ્લાહુમ્મસ્ તઅ્મિલ્ની બિસુન્નતિ નબિય્યિક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વ તવફ્ફની અલા મિલ્લતિહી વ અઇઝ્ની મિન્ મુઝિલ્લાતિલ્ ફિતનિ બિરહ્મતિક યા અર્હમ ર્રાહિમીન.**

**અનુવાદ**

અય અલ્લાહ મને તારા નબી (સ.અ.વ.) ના તરીકા (ચલણ, રસ્તા) પર ચલાવ, અને તેમના દીન (મઝહબ) પર મારો અંત (મૌત) ફરમાવ. અને તારી રહમતના સદકામાં મને ભટકાવનારી પરીક્ષાઓમાં પડવાથી બચાવ. અય મહેરબાનીમાં દરેકથી ચઢિયાતા મહેરબાન!

- સઇ કરવાની જગ્યા ઘણી પહોળી છે, જવા અને આવવાના રસ્તા જુદા છે. બંને બાજુ દીવાલોમાં બે-બે- લીલા રંગના સ્તંભો (થાંભલા) છે, અને ત્યાં લીલી લાઇટો પણ પ્રકાશિત છે. આ બંને સ્તંભો વચ્ચેની જગ્યાએથી બીબી હાજરા (અલૈ.) દોડતાં દોડતાં પસાર થયાં હતાં. હવે પુરૂષો માટે અહીંથી ઝડપથી પસાર થવાનો હુકમ છે. પણ સ્ત્રીઓ માટે તેમ કરવાની મનાઇ છે. તે પોતાની સામાન્ય ચાલથી ચાલે. આ બંને સ્તંભોને મીલૈન અખઝરૈન કહે

છે. આ બંને સ્તંભો વચ્ચેની જગ્યાએ પણ દુઆ કબૂલ થાય છે. માટે જ્યારે અહીંથી પસાર થાવ તો આ દુઆ પઢો અથવા કોઇ અન્ય દુઆ જે મન ઇચ્છે.

رَبِّ اغْفِرْ وَارْحَمْ وَتَجَاوَزْ عَمَّا تَعْلَمُ
إِنَّكَ تَعْلَمُ مَا لَا نَعْلَمُ إِنَّكَ أَنْتَ الْأَعَزُّ
الْأَكْرَمُ - وَاهْدِنِي لِلَّتِي هِيَ أَقْوَمُ
اَللّٰهُمَّ اجْعَلْهُ حَجًّا مَبْرُوْرًا وَّسَعْيًا
مَّشْكُوْرًا وَّذَنْبًا مَّغْفُوْرًا -

**રબ્બિગ્ફિર્ વર્હમ્ વ તજાવઝ્ અમ્મા તઅ્લમુ ઇન્નક તઅ્લમુ માલા નઅ્લમુ ઇન્નક અન્તલ્ અઅઝ્ઝુલ્ અક્રમુ. વહ્દિની લિલ્લતી હિય અક્વમુ. અલ્લાહુમ્મજ્ અલ્હુ હજ્જમ્ મબ્રૂરંવ્ વ સઅ્યમ્ મશ્કૂરંવ્ વ ઝમ્બમ્ મગ્ફૂરા.**

**અનુવાદ**

અય મારા અલ્લાહ! મારા ગુનાહ માફ કરી દે. મારા પર રહેમ ફરમાવ. અને મારા કસૂરોને જે તારી જાણમાં છે, તેમને દરગુજર કરી દે. તું જાણે છે, અમને તેનો જ્ઞાન નથી. બેશક! (નિઃસંદેહ) તું આદર અને માન વાળો છે. મને સીધા રસ્તાની હિદાયત આપ. અય અલ્લાહ! મારી હજને કબૂલ કર, મારી સઇને આભારી (ધન્ય) કર અને મારા ગુનાહોને માફ ફરમાવ.

- સઇ દરમિયાન જે દુઆ પણ મનમાં આવે કે યાદ આવે, તે પઢતી અને માંગતી રહે.

رَبِّ اغْفِرْ وَارْحَمْ أَنْتَ الْأَعَزُّ الْأَكْرَمُ

રબ્બિગ્ફિર્ વર્હમ્ અન્તલ્ અઅઝ્ઝુલ્ અક્રમ.

• આ નાનકડી દુઆ છે, તેને યાદ કરી લેવી અને તેને જ વારંવાર પઢતી રહે. આ દુઆ આપણા રસુલે મકબૂલ (સ.અ.વ.) એ સઇ દરમિયાન પઢી હતી.

## સફા મરવહ વચ્ચે સઈની દુઆઓ

**પહેલા ફેરાની દુઆ :- સફાથી મરવહ સુધી**

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَر. اَللّٰهُ اَكْبَر. اللّٰهُ اَكْبَرُ كَبِيْرًا

وَّالْحَمْدُ لِلّٰهِ كَثِيْرًا وَّسُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَبِحَمْدِهِ الْكَرِيْمِ

بُكْرَةً وَّاَصِيْلاً

وَمِنَ الَّيْلِ فَاسْجُدْ لَهُ وَسَبِّحْهُ لَيْلاً طَوِيْلاً لَآاِلٰهَ اِلاَّ اللّٰهُ

وَحْدَهُ اَنْجَزَ وَعْدَهُ وَنَصَرَ عَبْدَهُ وَهَزَمَ الْاَحْزَابَ وَحْدَه لَاشَيْءَ

قَبْلَه وَلَابَعْدَهُ يُحْيِى وَيُمِيْتُ وَهُوَحَيٌّ دَائِمٌ لَا يَمُوْتُ وَلَا

يَفُوْتُ اَبَدًا بِيَدِهِ الْخَيْرُ وَاِلَيْهِ الْمَصِيْرُ وَهُوَعَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ

رَبِّ اغْفِرْ وَارْحَمْ وَاعْفُ وَتَكَرَّمْ وَتَجَاوَزْ عَمَّا تَعْلَمُ اِنَّكَ

تَعْلَمُ مَالَا نَعْلَمُ اِنَّكَ اَنْتَ اللّٰهُ الْاَعَزُّ الْاَكْرَمُ رَبَّنَا نَجِّنَا مِنَ

النَّارِ سَالِمِيْنَ غَانِمِيْنَ فَرِحِيْنَ مُسْتَبْشِرِيْنَ مَعَ عِبَادِكَ

الصَّالِحِيْنَ الَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِنَ النَّبِيِّيْنَ وَالصِّدِّيْقِيْنَ

وَالشُّهَدَاءِ وَالصَّالِحِيْنَ وَحَسُنَ اُولٰئِكَ رَفِيْقًا . ذَالِكَ

الْفَضْلُ مِنَ اللّٰهِ وَكَفٰى بِاللّٰهِ عَلِيْمًا لَآ اِلٰهَ اِلَّا اللّٰه حَقًّا حَقًّا لَآ اِلٰهَ

اِلَّا اللّٰهُ تَعَبُّدًا وَرِقًّا لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَ لَا نَعْبُدُ اِلَّا اِيَّاهُ مُخْلِصِيْنَ لَهُ

الدِّيْنَ وَلَوْ كَرِهَ الْكَافِرُوْنَ اَللّٰهُمَّ لَكَ صَلَاتِيْ وَحَجِّيْ

وَزَكَاتِيْ وَنُسُكِيْ وَمَحْيَايَ وَمَمَاتِيْ اَسْئَلُكَ الرِّضَاوَالْقَبُوْلَ

اَللّٰهُمَّ هٰذَا الدُّعَاءُ وَعَلَيْكَ الْاِجَابَةُ وَ هٰذَا الْجُهْدُ وَعَلَيْكَ

التُّكْلَانُ رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ وَتُبْ عَلَيْنَا

اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ رَبِّ اغْفِرْ وَارْحَمْ وَاَنْتَ

خَيْرُ الرَّاحِمِيْنَ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ وَصَلَّى اللّٰهُ عَلٰى

سَيِّدِنَا مُحَمَّدٍ وَّ اٰلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ (اِنَّ الصَّفَا وَ الْمَرْوَةَ

مِنْ شَعَائِرِ اللّٰهِ فَمَنْ حَجَّ الْبَيْتَ اَوِاعْتَمَرَ فَلَاجُنَاحَ عَلَيْهِ اَنْ

يَّطَّوَّفَ بِهِمَاوَمَنْ تَطَوَّعَ خَيْرًا فَاِنَّ اللّٰهَ شَاكِرٌ عَلِيْمٌ)

અલ્લાહુ અક્બરુ અલ્લાહુ અક્બર. અલ્લાહુ અક્બર. અલ્લાહુ અક્બરુ કબીરંવ્ વલ્હમ્દુ લિલ્લાહિ કષીરંવ્ વ સુબ્હાનલ્લાહિલ્ અઝીમિ વ બિહમ્દિહિલ્ કરીમિ બુક્રતંવ્ વ અસીલા.

વ મિનલ્ લૈલિ ફસ્જુદ્ લહૂ વ સબ્બિહ્હુ લૈલન્ તવીલા, લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહ્દહૂ અન્જઝ વઅ્દહૂ વ નસર અબ્દહૂ વ હઝમલ્ અહ્ઝાબ વહ્દહૂ લા શૈઅ કબ્લહૂ વલા બઅ્દહૂ યુહ્યી વ યુમીતુ વહુવ હૈયુન દાઇમુન્ લા યમૂતુ વલા યફૂતુ અબદમ્ બિયદિહિલ્ ખૈરુ વ ઇલૈહિલ્ મસીરુ વહુવ અલા કુલ્લિ શૈઇન કદીર, રબ્બિગ્ફિર્ વર્હમ વઅફુ વ તકર્રમ વ તજાવઝ્ અમ્મા તઅ્લમુ ઇન્નક તઅ્લમુ માલા નઅ્લમુ ઇન્નક અન્તલ્લાહુલ્ અઅઝ્ઝુલ્ અક્રમ રબ્બના નજ્જિના મિનન્નારિ સાલિમીન ગાનિમીન

**ફરિહીન મુસ્તબ્શિરીન મઅ ઇબાદિક સ્સાલિહીનલ્લઝીન અન્અમલ્લાહુ અલૈહિમ્ મિનન્નબિય્યીન વસ્સિદ્દીકીન વશ્શુહદાઇ વસ્સાલિહીન વ હસુન ઉલાઇક રફીકા. ઝાલિકલ્ ફઝ્લુ મિનલ્લાહિ વ કફા બિલ્લાહિ અલીમા. લા ઇલાહ ઇલ્લલ્લાહુ હક્કન્ હક્કન્ લા ઇલાહ ઇલ્લલ્લાહુ તઅબ્બુદન્ વ રિક્કન્ લા ઇલાહ ઇલ્લલ્લાહુ વલા નઅબુદુ ઇલ્લા ઇય્યાહુ મુખ્લિસીન લહુદ્દીન વલૌ કરિહલ્ કાફિરૂન. અલ્લાહુમ્મ લક સલાતી વ હજ્જી વ ઝકાતી વ નુસુકી વ મહ્યાય વ મમાતી અસ્અલુક રિઝા વલ્ કબૂલ અલ્લાહુમ્મ હાઝદુઆઉ વ અલૈકલ્ ઇજાબતુ વ હાઝલ્ જુહ્દુ વ અલૈક તુક્લાનુ રબ્બના તકબ્બલ્ મિન્ના ઇન્નક અન્તસ્સમીઉલ્ અલીમ. વ તુબ્ અલૈના ઇન્નક અન્ત ત્તવ્વાબુ ર્રહીમ, રબ્બિગ્ફિર્ વર્હમ્ વ અન્ત ખૈરુર્રાહિમીન વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન. વ સલ્લલ્લાહુ અલા સૈયિદિના મુહમ્મદિંવ્ વ આલિહી વ અસ્હાબિહી અજ્મઇન. (ઇન્નસ્સફા વલ્ મર્વત મિન્ શઆઇરિલ્લાહિ ફમન્ હજ્જલ્ બૈત અવિઅ્ તમર ફલા જુનાહ અલૈહિ અંય્યત્તવ્વફ બિહિમા વ મન્ તતવ્વઅ ખૈરન્ ફઇન્નલ્લાહ શાકિરુન્ અલીમ).**

### અનુવાદ

અલ્લાહ સૌથી મહાન છે, અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે. નિ:સંદેહ સૌથી મહાન છે. બધી પ્રશંસાઓ અલ્લાહ માટે છે. અલ્લાહ મહાન, પાક અને પવિત્ર છે. અલ્લાહ પોતાની કૃપાળુ વિશેષતાઓ સાથે હાજર છે. અને સવારે અને સાંજે એની જ મહાનતા પ્રગટ થાય છે અને થોડા વખત માટે રાત્રે એને સજદો કરો અને મોડી રાત સુધી એની પાકી (પવિત્રતા) નું વર્ણન કરો. અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. તે એકલો છે તેણે પોતાનું વચન પૂરું કરી દીધું અને તેણે પોતાના બંદાઓની મદદ ફરમાવી અને તેણે એકલાએ જ લશ્કરોને શિકસ્ત (પરાજય) આપી દીધી. ન તો કોઈ વસ્તુ એની પહેલાં હતી અને પછી પણ હશે નહિ, તે જીવંત કરે છે, અને મારે છે. તે હંમેશ જીવંત રહેનાર અસ્તિત્વ છે. ન તો તેને કદી મૃત્યુ આવશે અને અવસાન પણ પામશે નહિ. તેના હાથમાં ભલાઈ છે. અને તેની તરફ પાછા જવાનું છે. અને તે દરેક વસ્તુ ઉપર કાદિર (કુદરત વાળો) છે. અય પરવરદિગાર ! અમને બક્ષી દે અને રહેમ ફરમાવ. અમારા ગુનાહોને દરગુજર ફરમાવ, જેમને તું જાણે છે, બેશક જાણે છે, જે અમે નથી જાણતા.

નિ:સંદેહ તું વધારે આદર અને માન વાળો છે. અય અમારા પરવરદિગાર! અમને આગથી એ હાલમાં મુક્તિ આપ, કે અમે સહી સલામત સફળ થઈએ. ખુશ થઈએ, તારા નેક બંદાઓની સાથે ખુશખબરી આપનાર થઈએ. જેમના પર તેં ઈનામ (પુરસ્કાર) આપ્યું તે નબીઓ, સિદ્દીકો (સાચા) શહીદો અને નેક લોકોમાંથી થઈએ. અને કેટલી શ્રેષ્ઠ એમની મિત્રતા ! આ એવા લોકો છે, જેમની ઉપર અલ્લાહ તરફથી ફઝલ અને કરમ થશે અને અલ્લાહ તેમની ખબર રાખનાર પર્યાપ્ત છે. અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. તે સત્ય છે અને સાચું છે તેના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી અને ફકત એના જ દીનની નિખાલસ થઈને એની જ ઈબાદત કરીએ છીએ. જો કે કાફિરો એને પસંદ કરતા નથી. અય અલ્લાહ ! મારી નમાઝ, મારી હજ, મારી ઝકાત, મારા તરફથી કુરબાની, મારૂં જીવન, મારી મૌત ફકત તારા માટે છે. હું તારાથી તારી ખુશી અને કબૂલિયત (સ્વીકાર) ચાહું છું. અય અલ્લાહ ! આ મારી દુઆ છે અને તું જ સ્વીકારનાર છે. આ મારો પ્રયત્ન છે અને તારા પર જ મારો વિશ્વાસ છે. અય અલ્લાહ ! અમારાથી આ બધું તું કબૂલ કરી લે, તું જ સાંભળનાર અને જાણનાર છે. અમારા ગુનાહોને માફ ફરમાવ. તું જ રહેમ અને કરમ કરનાર છે. અય અલ્લાહ ! અમારી મગફેરત ફરમાવ અને અમારા પર રહેમ કર, તું જ સૌથી સારો રહેમ કરનાર છે. અને તમામ પ્રશંસાઓ એ જ અલ્લાહ માટે છે, જે દુનિયાનો પાલનહાર છે. અને અલ્લાહની રહેમતો નાઝિલ થાય અમારા આકા હઝરત મોહંમદ (સ.અ.વ.) પર. અને આપ (અ.સ.વ.) ની આલ (સંતાનો) અને અસહાબ (સાથીઓ) પર, સફા અને મરવહ અલ્લાહની નિશાનીઓમાંથી છે. એટલા માટે જે વ્યક્તિ તેના ઘરની હજ કરશે અથવા ઉમરહ કરશે તો એના માટે કોઈ વાંધો નથી કે એ બન્નેનો તવાફ કરે. અને જે કોઈ ખુશીથી ભલાઈ કરશે, તો બેશક, અલ્લાહ તઆલા કદરદાન અને જાણનાર છે.

**બીજો ફેરો :- મરવહ થી સફા સુધીની દુઆ :**

اَللّٰهُ اَكۡبَرُ اَللّٰهُ اَكۡبَرُ اَللّٰهُ اَكۡبَرُ وَلِلّٰهِ الۡحَمۡدُ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الۡوَاحِدُ
الۡفَرۡدُ الصَّمَدُ الَّذِىۡ لَمۡ يَتَّخِذۡ صَاحِبَةً وَّلَا وَلَدًا وَّلَمۡ يَكُنۡ لَّهٗ شَرِيۡكٌ فِى
الۡمُلۡكِ وَلَمۡ يَكُنۡ لَّهٗ وَلِىٌّ مِّنَ الذُّلِّ وَكَبِّرۡهُ تَكۡبِيۡرًا اَللّٰهُمَّ اِنَّكَ قُلۡتَ فِىۡ

كِتَابِكَ الْمُنَزَّلِ اُدْعُوْنِى اَسْتَجِبْ لَكُمْ دَعَوْنَاكَ رَبَّنَا فَاغْفِرْلَنَا كَمَا
اَمَرْتَنَا اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادِ رَبَّنَا اِنَّنَا سَمِعْنَا مُنَادِيًا يُّنَادِىْ لِلْاِيْمَانِ
اَنْ آمِنُوْا بِرَبِّكُمْ فَاٰمَنَّا رَبَّنَا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَكَفِّرْعَنَّا سَيِّاٰتِنَا وَتَوَ
فَّنَا مَعَ الْاَبْرَارِرَبَّنَا وَاٰتِنَا مَا وَعَدْتَّنَا عَلٰى رُسُلِكَ وَلَاتُخْزِنَا يَوْمَ
الْقِيٰمَةِ اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ رَبَّنَا عَلَيْكَ تَوَكَّلْنَا وَاِلَيْكَ اَنَبْنَا وَاِلَيْكَ
الْمَصِيْرُ. رَبَّنَا اغْفِرْلَنَا وَلِاِخْوَانِنَا الَّذِيْنَ سَبَقُوْنَا بِالْاِيْمَانِ وَلَا تَجْعَلْ
فِىْ قُلُوْبِنَا غِلًّا لِّلَّذِيْنَ اٰمَنُوْا رَبَّنَا اِنَّكَ رَءُوْفٌ رَّحِيْمٌ ط

رَبِّ اغْفِرْوَارْحَمْ وَاعْفُ وَتَكَرَّمْ وَتَجَاوَزْ عَمَّا تَعْلَمُ اِنَّكَ تَعْلَمُ
مَالَا نَعْلَمُ اِنَّكَ اَنْتَ اللّٰهُ الْاَعَزُّالْاَ كْرَمَ اَللّٰهُمَّ لَكَ صَلَاتِىْ وَحَجِّىْ
وَزَكَاتِىْ وَنُسُكِىْ وَمَحْيَاىَ وَمَمَاتِىْ اَسْئَلُكَ الرِّضَاوَالْقَبُوْلَ اَللّٰهُمَّ هٰذَا
الدُّعَاءُ وَعَلَيْكَ الْاِجَابَةُ وَهٰذَا الْجُهْدُ وَعَلَيْكَ التُّكْلَانُ رَبَّنَا تَقَبَّلْ مِنَّا
اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ وَتُبْ عَلَيْنَا اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ رَبِّ
اغْفِرْوَارْحَمْ وَاَنْتَ خَيْرُ الرَّاحِمِيْنَ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ وَصَلَّى
اللّٰهُ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ (اِنَّ الصَّفَا
وَالْمَرْوَةَ مِنْ شَعَائِرِاللّٰهِ فَمَنْ حَجَّ الْبَيْتَ اَوِاعْتَمَرَ فَلَا جُنَاحَ عَلَيْهِ اَنْ
يَّطَّوَّفَ بِهِمَا وَمَنْ تَطَوَّعَ خَيْرًا فَاِنَّ اللّٰهَ شَاكِرٌ عَلِيْمٌ)

અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર વલિલ્લાહિલ્ હમ્દુ લા ઇલાહ ઇલ્લલ્લાહુલ્ વાહિદુલ્ ફરદુ સ્સમદુલ્લઝી લમ્ યત્તખિઝ્ સાહિબતંવ્ વલા વલદન્ વ લમ્ યકુલ્લહૂ શરીકુન્ ફીલ્ મુલ્કિ વ લમ્ યકુલ્લહૂ વલિય્યુમ્ મિનઝ્ઝુલ્લિ વ કબ્બિરહુ તકબીરા, અલ્લાહુમ્મ ઇન્નક કુલ્ત ફી કિતાબિકલ્ મુનઝ્ઝલિ ઉદ્‌ઉની અસ્તજિબ્ લકુમ્

**દઓનાક રબ્બના ફગ્ફિર્ લના ફમા અમર્ તના ઇન્નક લા તુખ્લિફુલ્ મીઆદ. રબ્બના ઇન્નના સમિઅ્ના મુનાદિયંય્ યુનાદી લિલ્ ઇમાનિ અન્ આમિનૂ બિરબ્બિકુમ્ ફઆમન્ના, રબ્બના ફગ્ફિર્લના ઝુનૂબના વ કફ્ફિર્ અન્ના સૈયિઆતિના વ તવફ્ફના મઅલ્ અબ્રાર્ રબ્બના વ આતિના મા વઅત્તના અલા રુસૂલિક વલા તુખ્ઝિના યૌમલ્ કિયામતિ ઇન્નક લા તુખ્લિફુલ્ મીઆદ, રબ્બના અલૈક તવક્કલ્ના વ ઇલૈક અનબ્ના વ ઇલૈકલ્ મસીર. રબ્બનગ્ફિર્ લના વલિ ઇખ્વાનિનલ્લઝીન સબકૂના બિલ્ ઇમાનિ વલા તજ્અલ્ ફી કુલૂબિના ગિલ્લલ્ લિલ્લઝીન આમનૂ રબ્બના ઇન્નક રઊફુ ર્રહીમ.**

**રબ્બિગ્ફિર્ વર્હમ્ વઅ્ફુ વ તકર્રમ્ વ તજાવઝ્ અમ્મા તઅ્લમુ ઇન્નક તઅ્લમુ માલા નઅ્લમુ ઇન્નક અન્તલ્લાહુલ્ અઅઝ્ઝુલ અક્રમ્ અલ્લાહુમ્મ લક સલાતી વ હજ્જી વ ઝકાતી વ નુસુકી વ મહ્યાય વ મમાતી અસ્અલુક રિઝા વલ્ કબૂલ, અલ્લાહુમ્મ હાઝદુઆઉ વ અલૈકલ્ ઇજાબતુ વ હાઝલ્ જુહ્દુ વ અલૈક તુક્લાનુ રબ્બના તકબ્બલ્ મિન્ના ઇન્નક અન્તસ્સમીઉલ્ અલીમ, વ તુબ્ અલૈના ઇન્નક અન્તત્તવ્વાબુ ર્રહીમ, રબ્બિગ્ફિર્ વર્હમ્ વ અન્ત ખૈરુર્રાહિમીન વલ્ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન, વ સલ્લલ્લાહુ અલા સૈયિદિના મુહમ્મદિંવ્ વ આલિહી વ અસ્હાબિહી અજ્મઇન (ઇન્નસ્સફા વલ્ મર્વત મિન્ શઆઇરિલ્લાહિ ફમન્ હજ્જલ્ બૈત અવિઅ્ તમર ફલા જુનાહ અલૈહિ અંય્યત્તવ્વફ બિહિમા વ મન્ તતવ્વઅ ખૈરન્ ફઇન્નલ્લાહ શાકિરુન્ અલીમ).**

## અનુવાદ

અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે. અને બધી પ્રશંસાઓ (તા'રીફો) તેના માટે જ છે. તેના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. તે ફકત એક જ અને બેમિસાલ (અદ્વિતીય) છે. એવો બે નિયાઝ (બેપરવા) કે એણે ન તો પોતાની પત્ની બનાવી અને ન સંતાન બનાવ્યા અને બાદશાહીમાં તેનું કોઈ

શરીક નથી અને ન તો એ કારણે કે તે નિર્બળ અને કમજોર છે, તેનો કોઈ મદદગાર છે. અને તેને મહાન માનીને તેની મહાનતાનું વર્ણન કર.અય અલ્લાહ! તેં પોતાની નાઝિલ કરેલી (ઉતારેલી) કિતાબ કુર્આન મજીદમાં ઈરશાદ ફરમાવ્યું છે કે મને પોકારો, હું તમારી પોકાર સાંભળું છું અને દુઆ સ્વીકાર કરૂ છું. અય મારા રબ ! અમે તને જ પોકાર્યો છે, એટલે અમને બક્ષી દે કે જે રીતે તેં અમને હુકમ આપ્યો છે. બેશક, તું વચન પાળવાનું ટાળતો નથી. અય અમારા રબ! અમે પોકારનારને સાંભળ્યો, જે અવાજ આપતો હતો કે તમારા રબ પર ઈમાન લઈ આવો, જેથી અમે ઈમાન લઈ આવ્યા. અય અમારા રબ ! અમારા ગુનાહો માફ કરી દે અને અમારી ખામીઓ અમારાથી દૂર કરી દે અને નેક લોકો સાથે અમને મૌત આપ. અય અમારા રબ ! તેં તારા રસૂલોના માધ્યમથી અમારી સાથે જે વાયદો કર્યો હતો, તે અમને અતા કર. અને અમને કયામતના દિવસે બદનામ ન કરજે. બેશક, તું વચન ભંગ કરતો નથી. અય અમારા રબ ! અમે તારા પર જ વિશ્વાસ કર્યો. અને તારાથી જ આશા રાખેલ છે અને તારા જ તરફ અમને પાછા ફરવાનું છે. અય અમારા રબ ! અમને બક્ષી દે અને અમારા એ ભાઈઓને પણ બક્ષી દે જે ઈમાન સાથે અમારાથી આગળ ચાલ્યા ગયા છે અને ઈમાન વાળાઓ માટે અમારા દિલોમાં ખોટ પેદા ન થાય. અય અમારા રબ ! નિઃસંદેહ તું મહાન, મહેરબાન, રહેમ કરનાર છે. અય અમારા રબ! અમને બક્ષી દે. અમારા પર રહેમ ફરમાવ, અમારાથી દરગુજર ફરમાવ અને અમને માન આપ, એનાથી જેને તું જાણે છે. બેશક, તું જે જાણે છે અમે નથી જાણતા. અને તું સૌથી વધારે આદર અને માન વાળો છે. અય અલ્લાહ! મારી નમાઝ, મારી હજ, મારી ઝકાત, મારા તરફથી કુરબાની, મારૂ જીવન, મારું મૃત્યુ ફક્ત તારા માટે જ છે. હું તારાથી તારી ખુશી અને કબૂલિયતનો ઈચ્છુક છું. અય અલ્લાહ ! આ મારી દુઆ છે. અને તું જ સ્વીકારનાર છે. આ મારો પ્રયત્ન છે અને તારા પર જ મારો વિશ્વાસ છે. અય અલ્લાહ !

અમારાથી આ બધું કબૂલ ફરમાવ. ફકત તું જ રહમ અને કરમ કરનાર છે. અય અલ્લાહ ! મારી મગફેરત ફરમાવ અને મારી ઉપર રહેમ કર, તું જ સૌથી સારો રહેમ કરનાર છે. અને બધી પ્રશંસાઓ અલ્લાહ માટે છે. જે દુનિયાનો પાલનહાર છે.અલ્લાહની રહેમતો નાઝિલ થાય અમારા આકા હઝરત મોહંમદ મુસ્તુફા (સ.અ.વ.) પર અને આપ (સ.અ.વ.) ના બધા સંતાનો અને અસહાબ પર, સફા અને મરવહ અલ્લાહની નિશાનીઓમાંથી છે. એટલે જે વ્યક્તિ એના ઘરની હજ કરે અથવા ઉમરહ કરે તો એના પર કોઈ વાંધો નથી કે તે બન્નેનો તવાફ કરે. અને જે કોઈ ખુશીથી ભલાઈ કરશે, તો નિઃસંદેહ અલ્લાહ તઆલા કદર કરનાર અને જાણનાર છે.

**ત્રીજો ફેરો :- સફાથી મરવહ સુધીની દુઆ :**

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ وَلِلّٰهِ الْحَمْدُ رَبَّنَا اَتْمِمْ لَنَا
نُوْرَنَا وَاغْفِرْلَنَا اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ اَللّٰهُمَّ اَسْاَلُكَ الْخَيْرَ كُلَّهٗ
عَاجِلَهٗ وَاٰجِلَهٗ وَاسْتَغْفِرُكَ لِذَنْبِىْ وَاَسْئَلُكَ رَحْمَتَكَ يَااَرْحَمَ
الرَّاحِمِيْنَ رَبِّ اغْفِرْوَارْحَمْ وَاعْفُ وَتَكَرَّمْ وَتَجَاوَزْعَمَّا تَعْلَمُ اِنَّكَ
تَعْلَمُ مَالَا نَعْلَمُ اِنَّكَ اَنْتَ اللّٰهُ الْاَعَزُّالْاَكْرَمُ رَبِّ زِدْنِىْ عِلْمًا وَّ لَاتُزِغْ
قَلْبِىْ بَعْدَ اِذْهَدَيْتَنِىْ وَهَبْ لِىْ مِنْ لَّدُنْكَ رَحْمَةً اِنَّكَ اَنْتَ الْوَهَّابُ
اَللّٰهُمَّ عَافِنِىْ فِيْ سَمْعِىْ وَبَصَرِىْ لَا اِلٰهَ اِلَّا اَنْتَ اَللّٰهُمَّ اِنِّى اَعُوْذُبِكَ
مِنَ الْكُفْرِ وَالْفَقْرِ اَللّٰهُمَّ اِنِّي اَعُوْذُبِكَ بِرِضَاكَ مِنْ سَخَطِكَ وَبِمُعَافَاتِكَ
مِنْ عُقُوْبَتِكَ وَاَعُوْذُبِكَ مِنْكَ لَا اُحْصِىْ ثَنَاءً عَلَيْكَ اَنْتَ كَمَا اَثْنَيْتَ
عَلٰى نَفْسِكَ فَلَكَ الْحَمْدُ حَتّٰى تَرْضٰى اَللّٰهُمَّ لَكَ صَلَاتِىْ وَحَجِّىْ
وَزَكَاتِىْ وَنُسُكِىْ وَمَحْيَاىَ وَمَمَاتِىْ اَسْئَلُكَ الرِّضَاوَالْقَبُوْلَ اَللّٰهُمَّ هٰذَا

الدُّعَاءُ وَعَلَيْكَ الْإِجَابَةُ وَهٰذَا الْجُهْدُ وَعَلَيْكَ التُّكْلَانُ رَبَّنَا تَقَبَّلْ مِنَّا إِنَّكَ أَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ وَتُبْ عَلَيْنَا إِنَّكَ أَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ رَبِّ اغْفِرْ وَارْحَمْ وَأَنْتَ خَيْرُ الرَّاحِمِيْنَ . وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ وَصَلَّى اللّٰهُ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّآلِهٖ وَأَصْحَابِهٖ أَجْمَعِيْنَ (إِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَائِرِ اللّٰهِ فَمَنْ حَجَّ الْبَيْتَ أَوِ اعْتَمَرَ فَلَا جُنَاحَ عَلَيْهِ أَنْ يَطَّوَّفَ بِهِمَا وَمَنْ تَطَوَّعَ خَيْرًا فَإِنَّ اللّٰهَ شَاكِرٌ عَلِيْمٌ)

અલ્લાહુ અકબરુ અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર વલિલ્લાહિલ્ હમ્દુ રબ્બના અતિમમ્ લના નૂરના વગ્ફિર્ લના ઇન્નક અલા કુલ્લિ શૈઇન્ કદીર, અલ્લાહુમ્મ અસ્અલુકલ્ ખૈર કુલ્લહૂ આજિલહૂ વ આજિલહૂ વસ્તગ્ફિરુક લિઝમ્બી વ અસ્અલુક રહ્મતક યા અર્હમ ર્રાહિમીન રબ્બિગ્ફિર્ વર્હમ્ વઅ્ફુ વ તકર્રમ્ વ તજાવઝ્ અમ્મા તઅ્લમુ ઇન્નક તઅ્લમુ માલા નઅ્લમુ ઇન્નક અન્તલ્લાહુલ્ અઅઝ્ઝુલ્ અક્રમ્ રબ્બિ ઝિદ્ની ઇલ્મંવ્ વલા તુઝિગ્ કલ્બી બઅ્દ ઇઝ્ હદૈતની વહબ્ લી મિલ્લદુન્ક રહ્મતન્ ઇન્નક અન્તલ્ વહ્હાબ, અલ્લાહુમ્મ આફિની ફી સમ્ઇ વ બસરી લા ઇલાહ ઇલ્લા અન્ત અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુબિક મિનલ્ કુફ્રિ વલ ફક્રિ અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુબિક બિરઝાક મિન્ સખતિક વ બિમુઆફાતિક મિન્ ઉકૂબતિક વ અઊઝુબિક મિન્ક લા ઉહ્સી ષનાઅન્ અલૈક અન્ત કમા અષ્નૈત અલા નફ્સિક ફ લકલ્ હમ્દુ હત્તા તર્ઝા, અલ્લાહુમ્મ લક સલાતી વ હજ્જી વ ઝકાતી વ નુસુકી વ મહ્યાય વ મમાતી અસ્અલુક રિઝા વલ્ કબૂલ અલ્લાહુમ્મ હાઝદુઆઉ વ અલૈકલ્ ઇજાબતુ વ હાઝલ્ જુહ્દુ વ અલૈક ત્તુકલાનુ રબ્બના તકબ્બલ્ મિન્ના ઇન્નક અન્તસ્સમીઉલ્ અલીમ, વ તુબ્ અલૈના ઇન્નક અન્ત ત્તવ્વાબુર્રહીમ, રબ્બિગ્ફિર્ વર્હમ્ વ અન્ત ખૈર્રુરાહિમીન. વલ્ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન. વ સલ્લલ્લાહુ અલા સૈયિદિના મુહમ્મદિંવ્ વ આલિહી વ

**અસ્હાબિહી અજ્મઇન (ઇન્નસ્સફા વલ્ મર્વત મિન્ શઆઇરિલ્લાહિ ફમન્ હજ્જલ્ બૈત અવિઅ્ તમર ફલા જુનાહ અલૈહિ અંય્યત્તવ્વફ બિહિમા વ મન્ તતવ્વઅ ખૈરન્ ફઇન્નલ્લાહ શાકિરુન અલીમ)**

**અનુવાદ**

અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે. અને બધી પ્રશંસાઓ એના માટે જ છે. અય મારા રબ! અમારા માટે અમારા નૂરને પરિપૂર્ણ ફરમાવ અને અમને બક્ષી દે. બેશક તું દરેક વસ્તુ પર કાદિર (શક્તિશાળી) છે. અય અલ્લાહ ! હું તારાથી દરેક વસ્તુની ભલાઈ ઈચ્છું છું. અય સૌથી વધારે રહેમ કરનાર! હું તારી રહેમતની માંગણી કરૂં છું. અય અમારા રબ ! અમને બક્ષી દે. અમારી ઉપર રહેમ ફરમાવ અને અમને દરગુજર ફરમાવ અને અમને માફ કરી દે. એનાથી જેને તું જાણે છે, બેશક તું જે જાણે છે અમે નથી જાણતા અને તું સૌથી વધારે આદર અને માનવાળો છે.અય અમારા રબ ! મારા જ્ઞાન (ઈલ્મ) માં વધારો કર અને મને હિદાયત (માર્ગદર્શન) આપ્યા પછી મારા દિલમાં ખોટ ન આવે અને તારા તરફથી મને રહેમત અતા કર. બેશક, તું સૌથી વધારે આપનાર છે. અય અલ્લાહ ! મને મારી આંખ અને કાનમાં આફિયત (સલામતી) આપ. તારા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. અય અલ્લાહ ! હું કબરના અઝાબથી તારી પનાહ ઈચ્છું છું. તારા સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. તું પવિત્ર છે, હું જાલિમોમાંથી છું. અય અલ્લાહ! હું તારા નામની સાથે કુફ્રથી અને કંજૂસાઈથી પનાહ માગું છું. અય અલ્લાહ ! તારી રઝામંદી (પ્રસન્નતા) ના માધ્યમથી તારા ગુસ્સાથી અને તારી કાયમી સુરક્ષાના માધ્યમથી તારી સજાથી પનાહ માંગુ છું. અને એ વાતથી પણ તારા આશ્રયમાં આવું છું, કે હું તારી એટલી પ્રશંસા ન કરી શકયો જેટલી કે તેં પોતે કરી છે. બધી પ્રશંસાઓ તારા માટે જ છે, જેથી તું રાજી થઈ જા. અય અલ્લાહ ! મારી નમાઝ, મારી હજ, મારી ઝકાત, મારા તરફથી કુરબાની, મારું જીવન, મારું મૃત્યુ તારા માટે છે. હું તારાથી તારી ખુશી અને કબૂલિયત ઈચ્છું છું. અય અલ્લાહ ! આ મારી દુઆ છે અને તું જ સ્વીકારનાર છે. આ મારો પ્રયત્ન છે, અને તારી ઉપર જ મારો વિશ્વાસ છે. અય અલ્લાહ ! અમારાથી આ બધું કબૂલ ફરમાવ. તું જ સાંભળનાર અને જાણનાર છે. અમારા ગુનાહોને

માફ ફરમાવ. બેશક, તું તૌબા કબૂલ કરનાર રહેમ કરનાર છે. અય અલ્લાહ! મારી મગફેરત ફરમાવ અને મારી ઉપર રહેમ કર. તું જ રહેમ કરનાર છે અને બધી પ્રશંસાઓ અલ્લાહ માટે છે, જે દુનિયાનો પાલનહાર છે. અને રહેમતો નાઝિલ ફરમાવ અમારા આકા હઝરત મોહંમદ (સ.અ.વ.) પર અને આપ (સ.અ.વ.) ની સંતાનો અને અસહાબ પર. સફા અને મરવહ અલ્લાહની નિશાનીઓમાંથી છે. એટલા માટે જે વ્યક્તિ બયતુલ્લાહની હજ અથવા ઉમરહ કરશે તેને કોઈ વાંધો નથી કે તે એ બન્નેનો તવાફ કરે. અને જે કોઈ ખુશીથી ભલાઈ કરશે, તો બેશક અલ્લાહ તઆલા કદર કરનાર અને-જાણનાર છે.

**ચોથો ફેરો :- મરવહથી સફા સુધીની દુઆ :**

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ وَلِلّٰهِ الْحَمْدُ اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ مِنْ
خَيْرِ مَاتَعْلَمُ وَاَعُوْذُبِكَ مِنْ شَرِّمَا تَعْلَمُ وَاسْتَغْفِرُكَ مِنْ كُلِّ مَاتَعْلَمُ
اِنَّكَ اَنْتَ عَلَّامُ الْغُيُوْبِ لَآ اِلٰهَ اِلَّااللّٰهُ الْمَلِكُ الْحَقُّ الْمُبِيْنُ مُحَمَّدٌ
رَّسُوْلُ اللّٰهِ صَادِقُ الْوَعْدِ الْاَمِيْنُ. اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ كَمَا هَدَيْتَنِيْ
لِلْاِسْلَامِ اَنْ لَا تَنْزِعَهٗ مِنِّيْ حَتّٰى تَوَفَّانِيْ وَاَنَامُسْلِمٌ اَللّٰهُمَّ اجْعَلْ فِيْ
قَلْبِيْ نُوْرًا وَّفِيْ سَمْعِيْ نُوْرًا وَّ فِيْ بَصَرِيْ نُوْرًا ط اَللّٰهُمَّ اشْرَحْ لِيْ
صَدْرِيْ وَيَسِّرْلِيْ اَمْرِيْ وَاَعُوْذُبِكَ مِنْ شَرِّ وَسَاوِسِ الصَّدْرِ وَشَتَاتِ
الْاَمْرِ وَفِتْنَةِ الْقَبْرِ اَللّٰهُمَّ اِنِّيْ اَعُوْذُبِكَ مِنْ شَرِّمَا يَلِجُ فِي اللَّيْلِ
وَشَرِّمَا يَلِجُ فِي النَّهَارِ وَمِنْ شَرِّ مَاتَهُبُّ بِهِ الرِّيَاحُ يَااَرْحَمَ الرَّاحِمِيْنَ
سُبْحَانَكَ مَاعَبَدْنَاكَ حَقَّ عِبَادَتِكَ يَا اَللّٰهُ سُبْحَانَكَ مَاذَكَرْنَاكَ حَقَّ
ذِكْرِكَ يَااَللّٰهُ رَبِّ اغْفِرْ وَارْحَمْ وَاعْفُ وَتَكَرَّمْ وَتَجَاوَزْعَمَّاتَعْلَمُ اِنَّكَ
تَعْلَمُ مَا لَانَعْلَمُ اِنَّكَ اَنْتَ اللّٰهُ الْاَعَزُّ الْاَكْرَمُ اَللّٰهُمَّ لَكَ صَلَاتِيْ وَحَجِّيْ
وَزَكٰوتِيْ وَنُسُكِيْ وَ مَحْيَاىَ وَمَمَاتِيْ اَسْاَلُكَ الرِّضَاوَالْقَبُوْلَ ط اَللّٰهُمَّ

هٰذَا الدُّعَاءُ وَعَلَيْكَ الْاِجَابَةُ وَهٰذَا الْجُهْدُ وَعَلَيْكَ التُّكْلَانُ رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ وَتُبْ عَلَيْنَا اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ رَبِّ اغْفِرْ وَارْحَمْ وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ. وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ وَصَلَّى اللّٰهُ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ (اِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَآئِرِ اللّٰهِ فَمَنْ حَجَّ الْبَيْتَ اَوِ اعْتَمَرَ فَلَا جُنَاحَ عَلَيْهِ اَنْ يَّطَّوَّفَ بِهِمَا وَمَنْ تَطَوَّعَ خَيْرًا فَاِنَّ اللّٰهَ شَاكِرٌ عَلِيْمٌ)

અલ્લાહુ અકબરુ અલ્લાહુ અકબરુ અલ્લાહુ અકબરુ વ લિલ્લાહિલ્ હમ્દુ અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક મિન્ ખૈરિ મા તઅ્લમુ વ અઊઝુબિક મિન્ શર્રિ મા તઅ્લમુ વસ્તગ્ફિરુક મિન્ કુલ્લિ મા તઅ્લમુ ઇન્નક અન્ત અલ્લામુલ્ ગુયૂબિ લા ઇલાહ ઇલ્લલ્લાહુલ્ મુલિકુલ્ હક્કુલ્ મુબીન. મુહમ્મદુ ર્રસૂલુલ્લાહિ સાદિકુલ્ વઅ્દિલ્ અમીન. અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક કમા હદૈતની લિલ્ ઇસ્લામિ અલ્લા તન્ઝિઅહૂ મિન્ની હત્તા તવફ્ફાની વ અન મુસ્લિમુન્ અલ્લાહુમ્મજ્ અલ્ ફી કલ્બી નૂરંવ્ વ ફી બસરી નૂરા. અલ્લાહુમ્મ શ્રહ્લી સદ્રી વ યસ્સિર્લી અમ્રી વ અઊઝુબિક મિન્ શર્રિ વસાવિસિ સ્સદ્રિ વ શતાતિલ્ અમ્રિ વ ફિત્નતિલ્ કબ્રિ. અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુબિક મિન્ શર્રિ મા યલિજુ ફીલ્લૈલિ વ શર્રિ મા યલિજુ ફીન્નહારિ વ મિન્ શર્રિ મા તહુબ્બુ બિહિ ર્રિયાહુ યા અર્હમ ર્રાહિમીન સુબ્હાનક મા અબદ્ના-ક હક્ક ઇબાદતિક યા અલ્લાહુ સુબ્હાનક મા ઝકર્નાક હક્ક ઝિક્રિક યા અલ્લાહુ રબ્બિગ્ફિર્ વર્હમ્ વઅ્ફુ વ તકર્રમ્ વ તજાવઝ્ અમ્મા તઅ્લમુ ઇન્નક તઅ્લમુ માલા નઅ્લમુ ઇન્નક અન્તલ્લાહુલ્ અઅઝ્ઝુલ્ અક્રમ, અલ્લાહુમ્મ લક સલાતી વ હજ્જી વ ઝકાતી વ નુસુકી વ મહ્યાય વ મમાતી અસ્અલુક ર્રિઝા વલ્ કબૂલ. અલ્લાહુમ્મ હાઝા દુઆઉ વ અલૈકલ્ ઇજાબતુ વ હાઝલ્ જુહ્દુ વ અલૈક ત્તુકલાનુ રબ્બના તકબ્બલ્ મિન્ના ઇન્નક અન્તસ્સમીઉલ્ અલીમ, વ તુબ્ અલૈના ઇન્નક અન્ત ત્તવ્વાબુ ર્રહીમ, રબ્બિગ્ફિર્ વર્હમ્ વ અન્ત ખૈરુર્રાહિમીન. વલ્ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન. વ

**સલ્લલ્લાહુ અલા સૈયિદિના મુહમ્મદિંવ્ વ આલિહી વ અસ્હાબિહી અજ્મઇન (ઇન્નસ્સફા વલ્ મર્વત મિન્ શઆઇરિલ્લાહિ ફમન્ હજ્જલ્ બૈત અવિઅ્ તમર ફલા જુનાહ અલૈહિ અંય્યત્તવ્વફ બિહિમા વ મન્ તતવ્વઅ ખૈરન્ ફઇન્નલ્લાહ શાકિરુન અલીમ)**

**અનુવાદ**

અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે. અને બધી પ્રશંસાઓ (વખાણ) તેના માટે જ છે. અય અલ્લાહ ! હું તારાથી ભલાઈ ઈચ્છું છું, જેને તું જાણે છે, અને દુરાચારથી તારી પનાહ માગું છું. જેને તું જાણે છે, અને દરેક વસ્તુની બક્ષીસ માંગુ છું. જેને તું જાણે છે. નિઃસંદેહ તું ગુપ્ત વસ્તુઓને જાણનાર છે. અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, જે બાદશાહ છે અને સ્પષ્ટ સત્ય છે. મોહંમદ મુસ્તુફા (સ.અ.વ.) અલ્લાહના રસૂલ છે. જે વચનના સાચા છે. અમાનતદાર છે. અય અલ્લાહ! જે રીતે તેં મને ઈસ્લામની હિદાયત આપેલ છે. હું તારાથી એ જ માગું છું કે તું મારી મોત પહેલાં છીનવી ન લઈશ. મને મૃત્યુ આવે તો એ હાલતમાં કે હું મુસ્લિમ હોઉં. અય પરવરદિગાર ! મારા દિલ, કાન, આંખો અને જીભને નૂરથી ભરી દે, અય અલ્લાહ ! મારી છાતી ખોલી દે અને મારા મામલાઓ સરળ કરી દે. અને હું દિલના વસવસાઓ અને મામલાઓની ખરાબી અને કબ્રના અઝાબથી તારી પનાહ માંગુ છું. અય અલ્લાહ! હું તારી પનાહ (આશ્રય) માંગુ છું, એ વસ્તુના શરથી જે દિવસે પ્રવેશે છે અને એ વસ્તુના શર (દુષ્કૃત્ય, શરારત) થી જે રાત્રે પ્રવેશે છે. અને એ વસ્તુના શરથી જેને પવનો ઉડાવે છે. અય અલ્લાહ ! તું દરેક ઐબ (ખામી) થી પાક છે. અમારાથી તારી ઈબાદતનો હક અદા થઈ શકયો નથી. અય અલ્લાહ ! તું દરેક ખામીથી પાક છે. અને તારા ઝિક્રનો હક અદા કરી શકયો નથી. અય પરવરદિગાર! તું બક્ષી આપ. રહેમ ફરમાવ અને દરગુજર ફરમાવ. તું મને ઈજ્જત આપ અને દરગુજર ફરમાવ. એનાથી જે તું જાણે છે. ખરેખર, તું જે જાણે છે અમે નથી જાણતા. બેશક, તું સૌથી વધારે આદર અને માનવાળો છે. અય અલ્લાહ! મારી નમાઝ, મારી હજ, મારી ઝકાત, મારા તરફથી કુરબાની, મારૂ જીવન અને મારી મોત ફકત તારા માટે છે. હું તારાથી ફકત તારી ખુશનુદી અને કબુલિયત

ઈચ્છુ છું. અય અલ્લાહ ! આ મારી દુઆ છે અને તું જ સ્વીકારનાર છે. આ મારો પ્રયત્ન છે. અને તારા પર મારો વિશ્વાસ છે, અય અમારા રબ અમારાથી આ બધું કબૂલ ફરમાવ. તું જ સાંભળનાર અને જાણનાર છે. અમારા ગુનાહોને માફ કરી દે, ફકત તું જ રહેમ અને કરમ કરનાર છે. અને બધી પ્રશંસાઓ અલ્લાહ માટે છે, જે દુનિયાનો પાલનહાર છે. અને અલ્લાહની રહેમતો નાઝિલ થાય અમારા આકા હઝરત મોહંમદ મુસ્તુફા (સ.અ.વ.) પર અને આપ (સ.અ.વ.) ના બધા સંતાનો પર અને અસહાબ પર. નિઃસંદેહ સફા અને મરવહ અલ્લાહની નિશાનીઓમાંથી છે. એટલા માટે જે વ્યક્તિ બયતુલ્લાહની હજ અથવા ઉમરહ કરશે એના પર કોઈ વાંધો નથી, કે તે એ બન્નેનો તવાફ કરે. અને જે વ્યક્તિ ખુશીથી ભલાઈ કરશે, તો બેશક અલ્લાહ તઆલા કદર કરનાર અને જાણનાર છે.

**પાંચમો ફેરો :- સફાથી મરવહ સુધીની દુઆ :**

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ وَلِلّٰهِ الْحَمْدُ سُبْحَانَكَ مَاشَكَرْنَاكَ
حَقَّ شُكْرِكَ يَااللّٰهُ سُبْحَانَكَ مَااَعْلَا شَأْنَكَ يَااللّٰهُ اَللّٰهُمَّ حَبِّبْ اِلَيْنَا
الْاِيْمَانَ وَزَيِّنْهُ فِيْ قُلُوْبِنَا وَكَرِّهْ اِلَيْنَا الْكُفْرَ وَالْفُسُوْقَ وَالْعِصْيَانَ
وَاجْعَلْنَا مِنَ الرَّاشِدِيْنَ رَبِّ اغْفِرْ وَارْحَمْ وَاعْفُ وَتَكَرَّمْ
وَتَجَاوَزْ عَمَّا تَعْلَمُ اِنَّكَ تَعْلَمُ مَالَا نَعْلَمُ. اِنَّكَ اَنْتَ اللّٰهُ الْاَعَزُّ الْاَكْرَمُ اَللّٰهُمَّ
قِنِيْ عَذَابَكَ يَوْمَ تَبْعَثُ عِبَادَكَ اَللّٰهُمَّ اهْدِنِيْ بِالْهُدٰى وَنَقِّنِيْ بِالتَّقْوٰى
وَاغْفِرْلِيْ فِي الْاٰخِرَةِ وَالْاُوْلٰى اَللّٰهُمَّ اَبْسِطْ عَلَيْنَا مِنْ بَرَكَاتِكَ
وَرَحْمَتِكَ وَفَضْلِكَ وَرِزْقِكَ اَللّٰهُمَّ اِنِّيْ اَسْأَلُكَ النَّعِيْمَ الْمُقِيْمَ الَّذِيْ لَا
يَحُوْلُ وَلَا يَزُوْلُ اَبَدًا اَللّٰهُمَّ اجْعَلْ فِيْ قَلْبِيْ نُوْرًا وَّعَنْ يَمِيْنِيْ نُوْرًا
وَعَنْ شِمَالِيْ نُوْرًا وَّمِنْ فَوْقِيْ نُوْرًا وَّمِنْ تَحْتِيْ نُوْرًا وَاجْعَلْ فِيْ

نَفْسِیْ نُوْرًا وَّعَظِّمْ لِیْ نُوْرًا رَبِّ اشْرَحْ لِیْ صَدْرِیْ وَیَسِّرْلِیْ اَمْرِیْ
اَللّٰهُمَّ لَكَ صَلَاتِیْ وَحَجِّیْ وَزَكَاتِیْ وَنُسُكِیْ وَمَحْیَایَ وَمَمَاتِیْ اَسْئَلُكَ
الرِّضَا وَالْقَبُوْلَ اَللّٰهُمَّ هٰذَا الدُّعَاءُ وَعَلَيْكَ الْاِجَابَةُ وَهٰذَا الْجُهْدُ
وَعَلَيْكَ التُّكْلَانُ رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ وَتُبْ
عَلَيْنَا اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ رَبِّ اغْفِرْ وَارْحَمْ وَاَنْتَ خَيْرُ
الرّٰحِمِيْنَ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ وَصَلَّى اللّٰهُ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ
وَّاٰلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ ( اِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَآئِرِ اللّٰهِ فَمَنْ
حَجَّ الْبَيْتَ اَوِاعْتَمَرَ فَلَا جُنَاحَ عَلَيْهِ اَنْ يَّطَّوَّفَ بِهِمَا وَمَنْ تَطَوَّعَ
خَيْرًا فَاِنَّ اللّٰهَ شَاكِرٌ عَلِيْمٌ )

અલ્લાહુ અકબરુ અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર વ લિલ્લાહિલ્ હમ્દુ સુબ્હાનક મા શકરનાક હક્ક શુક્રિક યા અલ્લાહુ સુબ્હાનક મા અઅ્લા શઅ્નુક યા અલ્લાહુ અલ્લાહુમ્મ હબ્બિબ્ ઇલૈનલ્ ઇમાન વ ઝય્યિન્હૂ ફી કુલૂબિના વ કર્રિહ્ ઇલૈનલ્ કુફ્ર વલ્ ફુસૂક વલ્ ઇસ્યાન વજ્અલ્ના મિન રાશિદીન, રબ્બિગ્ફિર્ વર્હમ્ વઅ્ફુ વ તકર્રમ વ તજાવઝ્ અમ્મા તઅ્લમુ ઇન્નક તઅ્લમુ માલા નઅ્લમુ. ઇન્નક અન્તલ્લાહુલ્ અઅઝ્ઝુલ્ અક્રમ. અલ્લાહુમ્મ કિની અઝાબક યૌમ તબ્અસુ ઇબાદક અલ્લાહુમ્મહ્ દિની બિલ હુદા વ નક્કિની બિત્તકવા વગ્ફિર્લી ફીલ્ આખિરતિ વલ્ ઊલા અલ્લાહુમ્મ અબ્સિત્ અલૈના મિન્ બરકાતિક વ રહ્મતિક વ ફઝ્લિક વ રિઝ્કિક, અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક ન્નઇમલ્ મુકીમલ્લઝી લા યહૂલુ વલા યઝૂલુ અબદા. અલ્લાહુમ્મજ્ અલ્ ફી કલ્બી નૂરંવ્ વ અંય્યમીની નૂરન્ વ અન્ શિમાલી નૂરંવ્ વ મિન્ ફૌકી નૂરંવ્ વ મિન્ તહ્તી નૂરંવ્ વજ્અલ્ ફી નફ્સી નૂરંવ્ વ અઝ્ઝિમ્ લી નૂરા, રબ્બિશ્રહ્લી સદ્રી વ યસ્સિર્લી અમ્રી. અલ્લાહુમ્મ લક સલાતી વ હજ્જી વ ઝકાતી વ નુસુકી વ મહ્યાય વ મમાતી અસ્અલુક રિઝા વલ્ કબૂલ. અલ્લાહુમ્મ હાઝ

**દુઆઉ વ અલૈકલ્ ઇજાબતુ વ હાઝલ્ જુહ્દુ વ અલૈક ત્તુકલાનુ રબ્બના તકબ્બલ્ મિન્ના ઇન્નક અન્તસ્સમીઉલ્ અલીમ, વ તુબ્ અલૈના ઇન્નક અન્ત ત્તવ્વાબુ ર્રહીમ. રબ્બિગ્ફિર્ વર્હમ્ વ અન્ત ખૈરુર્રાહિમીન. વલ્ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન. વ સલ્લલ્લાહુ અલા સૈયિદિના મુહમ્મદિંવ્ વ આલિહી વ અસ્હાબિહી અજ્મઇન (ઇન્નસ્સફા વલ્ મર્વત મિન્ શઆઇરિલ્લાહિ ફમન્ હજ્જલ્ બૈત અવિઅ્ તમર ફલા જુનાહ અલૈહિ અંય્યત્તવ્વફ બિહિમા વ મન્ તતવ્વઅ ખૈરન્ ફઇન્નલ્લાહ શાકિરુન અલીમ)**

**અનુવાદ**

અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે..અલ્લાહ સૌથી મહાન છે. અને બધી પ્રશંસાઓ અલ્લાહ માટે જ છે. અય અલ્લાહ! તું દરેક ખામીથી પાક છે. અમે તારા શુક્ર (આભાર) નો હક અદા કરી શકયા નહિ. અય અલ્લાહ! તું દરેક ઐબથી પાક છે. તારી શાન કેટલી બુલંદ (ઉચ્ચ) છે, અય અલ્લાહ, અમને ઈમાનની મોહબ્બત આપ અને અમારા દિલોને ઈમાનની રોશનીથી પ્રકાશિત કરી દે. અને અમને કુફ્ર, દુરાચાર, પાપ અને નાફરમાનીથી દૂર કરી દે. અને અમને હિદાયત મેળવેલ લોકોમાં સામેલ કરી દે. અય અલ્લાહ ! તું અમને બક્ષી દે, રહેમ કર અને દરગુજર ફરમાવ. અમને ઈજ્જત આપ. અને જે ખામી તું જાણે છે, તેને દરગુજર કર. બેશક, તું એ જાણે છે જે અમે જાણતાં નથી. નિઃસંદેહ તું સૌથી વધારે આદર અને માનવાળો છે. અય અલ્લાહ! અમને અઝાબથી બચાવી લે. જે દિવસે તું પોતાના બંદાઓને ફરીથી જીવંત કરશે. અય અલ્લાહ! હિદાયતની સાથે મારૂં માર્ગદર્શન કર અને પરહેઝગારીના માધ્યમથી મને પાક-સાફ કરી દે. દુનિયા અને આખેરતમાં મને બક્ષી દે. અય પરવરદિગાર ! તારી બરકતો, રહેમતો, ફઝલ અને કરમ તથા રોજી અમારી ઉપર વિસ્તૃત કરી દે. અય અલ્લાહ! હું તારાથી બાકી રહેનારી એવી નેઅમતો માગું છું કે જે ન તો બદલાશે અને ન કદી ખતમ થશે. અય અલ્લાહ! મારા દિલ અને કાન, આંખ અને જીભને નૂરથી રોશન કરી દે. અને મારા માટે નૂરને મહાન બનાવી દે. અય અલ્લાહ ! મારો સીનો ખોલી દે અને મારા મામલાઓને સરળ કરી દે. અય અલ્લાહ! મારી નમાઝ, મારી હજ, મારી ઝકાત, મારા તરફથી કુરબાની, મારૂં જીવન, મારું મૃત્યુ તારા માટે જ છે. હું તારાથી તારી ખુશનુદી (રાજીપો) અને કબૂલિયતનો ઈચ્છુક છું.

અય અલ્લાહ! આ મારી દુઆ છે અને ફકત તું જ કબૂલ કરનાર છે, અને આ મારો પ્રયત્ન છે અને તારા પર મારો વિશ્વાસ છે. અય અમારા રબ !આ બધું કબૂલ ફરમાવ, તું જ સાંભળનાર અને જાણનાર છે. અમારા ગુનાહોને માફ ફરમાવ. તું જ રહેમ અને કરમ કરનાર છે. અય અલ્લાહ! મારી મગફેરત ફરમાવ અને મારી ઉપર રહેમ કર. તું જ સૌથી સારો રહેમ કરનાર છે. બધી પ્રશંસાઓ અલ્લાહ માટે છે જે દુનિયાનો પાલનહાર છે. અને અલ્લાહની રહેમતો નાઝિલ થાય અમારા આકા હઝરત મોહંમદ મુસ્તુફા (સ.અ.વ.) પર. અને આપ (સ.અ.વ.) ની તમામ સંતાનો અને સહાબીઓ પર. નિઃસંદેહ સફા અને મરવહ અલ્લાહની નિશાનીઓમાંથી છે. એટલા માટે જે વ્યક્તિ બયતુલ્લાહની હજ અથવા ઉમરહ કરશે, તેના પર કોઈ વાંધો નથી કે તે બન્નેનો તવાફ કરે. અને જે વ્યક્તિ ખુશીથી ભલાઈ કરશે, તો બેશક અલ્લાહ તઆલા કદરદાન અને જાણનાર છે.

**છઠ્ઠો ફેરો :- મરવહથી સફા સુધીની દુઆ :**

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ وَلِلّٰهِ الْحَمْدُ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ صَدَقَ وَعْدَهٗ وَ نَصَرَ عَبْدَهٗ وَهَزَمَ الْاَحْزَابَ وَحْدَهٗ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَلَا نَعْبُدُ اِلَّا اِيَّاهُ مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ وَلَوْكَرِهَ الْكَافِرُوْنَ اَللّٰهُمَّ اِنِّيْ اَسْأَلُكَ الْهُدٰى وَالتُّقٰى وَالْعَفَافَ وَالْغِنٰى اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ كَالَّذِيْ تَقُوْلُ وَخَيْرًا مِّمَّا نَقُوْلُ اَللّٰهُمَّ اِنِّيْ اَسْأَلُكَ رِضَاكَ وَالْجَنَّةَ وَاَعُوْذُبِكَ مِنْ سَخَطِكَ وَالنَّارِ وَمَايُقَرِّبُنِيْ اِلَيْهَا مِنْ قَوْلٍ اَوْفِعْلٍ اَوْعَمَلٍ اَللّٰهُمَّ بِنُوْرِكَ اهْتَدَيْنَا وَبِفَضْلِكَ اسْتَغْنَيْنَا وَفِيْ كَنَفِكَ وَاِنْعَامِكَ وَعَطَائِكَ وَاِحْسَانِكَ اَصْبَحْنَا وَاَمْسَيْنَا اَنْتَ الْاَوَّلُ فَلَا قَبْلَكَ شَيْءٌ وَّالْاٰخِرُ فَلَا بَعْدَكَ شَيْءٌ وَّالظَّاهِرُ فَلَا شَيْءَ فَوْقَكَ وَالْبَاطِنُ فَلَا شَيْءَ

دُوْنَكَ نَعُوْذُبِكَ مِنَ الْفَلْسِ وَالْكَسَلِ وَعَذَابِ الْقَبْرِ وَفِتْنَةِ الْغِنٰى وَنَسْأَلُكَ الْفَوْزَ بِالْجَنَّةِ رَبِّ اغْفِرْ وَارْحَمْ وَاعْفُ وَتَكَرَّمْ وَتَجَاوَزْعَمَّا تَعْلَمُ اِنَّكَ تَعْلَمُ مَا لَا نَعْلَمُ اِنَّكَ اَنْتَ اللّٰهُ الْاَعَزُّ الْاَ كْرَمُ اَللّٰهُمَّ لَكَ صَلَاتِىْ وَحَجِّىْ وَزَكَاتِىْ وَنُسُكِىْ وَمَحْيَاىَ وَمَمَاتِى اَسْأَلُكَ الرِّضَا وَالْقَبُوْلَ اَللّٰهُمَّ هٰذَا الدُّعَاءُ وَعَلَيْكَ الْاِجَابَةُ وَهٰذَا الْجُهْدُ وَعَلَيْكَ التُّكْلَانُ رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ وَتُبْ عَلَيْنَا اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ رَبِّ اغْفِرْ وَارْحَمْ وَاَنْتَ خَيْرُ الرَّاحِمِيْنَ ط وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ وَصَلَّى اللّٰهُ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّاٰلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ ( اِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَائِرِ اللّٰهِ فَمَنْ حَجَّ الْبَيْتَ اَوِاعْتَمَرَفَلَاجُنَاحَ عَلَيْهِ اَنْ يَّطَّوَّفَ بِهِمَا وَمَنْ تَطَوَّعَ خَيْرًا فَاِنَّ اللّٰهَ شَاكِرٌ عَلِيْمٌ )

અલ્લાહુ અકબરુ અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર વલિલ્લાહિલ્ હમ્દુ લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહ્દહ્ સદક વઅ્દહ્ વ નસર અબ્દહ્ વ હઝમલ્ અહ્ઝાબ વહ્દહ્ લા ઇલાહ ઇલ્લલ્લાહુ વલા નઅ્બુદુ ઇલ્લા ઇય્યાહુ મુખ્લિસીન લહુદ્દીન વંલો કરિહલ્ કાફિરૂન, અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુકલ્ હુદા વત્તુકા વલ્ અફાફ વલ્ ગિના, અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ કલ્લઝી તકૂલુ વ ખૈરમ્ મિમ્મા નકૂલુ અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક રિઝાક વલ્ જન્નત વ અઊઝુબિક મિન્ સખતિક વન્નારિ વમા યુકર્રિબુની ઇલૈહા મિન્ કૌલિન્ ઓ ફિઅ્લિન્ ઓ અમલિન્ અલ્લાહુમ્મ બિનૂરિક ઇહ્તદૈના વ બિફઝ્લિક ઇસ્તગ્નૈના વ ફી કનફિક વ ઇન્આમિક વ અતાઇક વ ઇહ્સાનિક અસ્બહ્ના વ અમ્સૈના અન્તલ્

**અવ્વલુ ફલા કબ્લક શૈઉંવ્ વલ્ આખિરુ ફલા બઅ્દક શૈઉંવ્ વઝ્ઝાહિરુ ફલા શૈઉંન્ ફૌકક વલ્ બાતિનુ ફલા શૈઉન્ દૂનક નઊઝુબિક મિનલ્ ફક્સિ વલ્ કસ્લિ વ અઝાબિલ્ કબ્રિ વ ફિત્નતિલ્ ગિના વ નસ્અલુકલ્ ફૌઝ બિલ્ જન્નતિ, રબ્બિગ્ફિર્ વર્હમ્ વઅ્ફુ વ તકર્રમ્ વ તજાવઝ્ અમ્મા તઅ્લમ્ ઇન્નક તઅ્લમુ માલા નઅ્લમુ ઇન્નક અન્તલ્લાહુલ્ અઅઝ્ઝુલ અક્રમ. અલ્લાહુમ્મ લક સલાતી વ હજ્જી વ ઝકાતી વ નુસુકી વ મહ્યાય વ મમાતી અસ્અલુક રિઁઝા વલ્ કબૂલ. અલ્લાહુમ્મ હાઝ દુઆઉ વ અલૈકલ્ ઇજાબતુ વ હાઝલ્ જુહ્દુ વ અલૈક તુકલાનુ રબ્બના તકબ્બલ્ મિન્ના ઇન્નક અન્તસ્સમીઉલ્ અલીમ. વ તુબ્ અલૈના ઇન્નક અન્ત તવ્વાબુ ર્રહીમ. રબ્બિગ્ફિર્ વર્હમ્ વ અન્ત ખૈરુર્રાહિમીન. વલ્ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન. વ સલ્લલ્લાહુ અલા સૈયિદિના મુહમ્મદિંવ્ વ આલિહી વ અસ્હાબિહી અજ્મઇન (ઇન્નસ્સફા વલ્ મર્વત મિન્ શઆઇરિલ્લાહિ ફમન્ હજ્જલ્ બૈત અવિઅ્ તમર ફલા જુનાહ અલૈહિ અંય્યત્તવ્વફ બિહિમા વ મન્ તતવ્વઅ ખૈરન્ ફઇન્નલ્લાહ શાકિરુન અલીમ)**

## અનુવાદ

અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે. અલ્લાહ સૌથી મહાન છે. અને બધી પ્રશંસાઓ અલ્લાહ માટે જ છે. અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. તે ફકત એક જ છે અને તેણે પોતાનો વાયદો સાચો કરી બતાવ્યો. તેણે પોતાના બંદાની મદદ કરી અને તેણે એકલાએ બધા લશ્કરોને પરાજય આપ્યો. અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. અમે એના માટે જ દીનને શુદ્ધ કરેલ છે. અય અલ્લાહ! હું તારાથી તકવા, પાકદામની (પવિત્રતા) અને બેનિયાઝી (બેપરવાઈ) માંગુ છું. અય અલ્લાહ! તારા જ માટે પ્રશંસાઓ છે. જે રીતે તું કહે છે. અને એનાથી વધુ સારી પ્રશંસાઓ છે, જે અમે કહીએ છીએ. અય અલ્લાહ! તારી રઝા (રાજીપો) અને જન્નત ઈચ્છીએ છીએ. અને તારા

ગઝબ (પ્રકોપ) અને આગથી પનાહ માંગુ છું. અને દરેક તે વસ્તુથી પનાહ (આશ્રય) માંગુ છું. જે મને આગની નજીક કરી આપે, ભલે તે વાણી હોય, કામ હોય અથવા અમલ. પરવરદિગાર તારા નૂરના માધ્યમથી તું અમને હિદાયત આપ અને તારા ફઝલથી તું અમને સમૃધ્ધ (ગની) કરી દે. અને તારા ઈનામ, ભેટ, ઉપકાર અને મહેરબાનીમાં અમારી સવાર અને સાંજ કર. તું જ સૌથી પ્રથમ છે, કે તારાથી પહેલાં કોઈ વસ્તુ ન હતી, અને તુંજ સૌથી આખર હશે, કે તારા પછી કોઈ વસ્તુ હશે નહિ. તું જાહેર છે કે તારી ઉપર કોઈ વસ્તુ નથી. તું બાતિન (ગુપ્ત) છે કે તારા સિવાય કોઈ વસ્તુ નથી. અમે તારાથી જ ગરીબી, સુસ્તી, કબરના અઝાબ અને માલદારીના ફિતનાથી પનાહ માંગીએ છીએ. અને જન્નતમાં સફળતા માંગીએ છીએ. બેશક, તું સૌથી વધારે આદર અને માનવાળો છે. અય અલ્લાહ! મારી નમાઝ, મારી હજ, મારી ઝકાત, મારા તરફથી કુરબાની, મારું જીવન, મારી મૌત ફકત તારા માટે છે. હું તારાથી ફકત તારી ખુશનૂદી અને કબૂલિયત ઈચ્છું છું. અય અલ્લાહ! આ મારી દુઆ છે અને તું જ કબૂલ કરનાર છે. અને આ મારો પ્રયત્ન છે. અને તારા પર મારો વિશ્વાસ છે. અય અમારા રબ! અમારાથી આ બધું કબૂલ ફરમાવ. તું જ સાંભળનાર અને જાણનાર છે. અમારા ગુનાહોને માફ ફરમાવ. તું જ રહેમ અને કરમ કરનાર છે. અય અલ્લાહ! મારી મગફેરત ફરમાવ. મારા પર રહેમ અને કરમ કર. તું જ સૌથી સારો રહેમ કરનાર છે. બધી પ્રશંસાઓ એ જ અલ્લાહ માટે છે, જે દુનિયાનો પાલનહાર છે. અલ્લાહની રહેમતો નાઝિલ થાય, અમારા આકા હઝરત મોહંમદ મુસ્તુફા (સ.અ.વ.) પર અને આપ (સ.અ.વ.) ના બધા સંતાનો અને સહાબીઓ પર, નિઃસંદેહ સફા અને મરવહ અલ્લાહની નિશાનીઓમાંથી છે. એટલા માટે જે વ્યક્તિ બયતુલ્લાહની હજ અને ઉમરહ કરશે એના પર કોઈ વાંધો નથી કે તે એ બન્નેનો તવાફ કરે. અને જે વ્યક્તિ ખુશીથી ભલાઈ કરશે, તો બેશક અલ્લાહ તઆલા કદરદાન અને જાણનાર છે.

**સાતમો ફેરો :- સફાથી મરવહ સુધીની દુઆ :**

اَللّٰہُ اَکْبَرُاللّٰہُ اَکْبَرُاللّٰہُ اَکْبَرُ کَبِیْرًا اَلْحَمْدُ لِلّٰہِ کَثِیْرًا اَللّٰھُمَّ حَبِّبْ اِلَیْنَا الْاِیْمَانَ وَزَیِّنْہُ فِیْ قُلُوْبِنَاوَکَرِّہْ اِلَیْنَا الْکُفْرَوَالْفُسُوْقَ وَالْعِصْیَانَ وَاجْعَلْنَا مِنَ الرَّاشِدِیْنَ رَبِّ اغْفِرْ وَارْحَمْ وَاعْفُ وَتَکَرَّمْ وَتَجَاوَزْ عَمَّا تَعْلَمُ اِنَّکَ تَعْلَمُ مَالَا نَعْلَمُ اِنَّکَ اَنْتَ اللّٰہُ الْاَعَزُّ الْاَکْرَمُ اَللّٰھُمَّ اخْتِمْ بِالْخَیْرَاتِ آجَالَنَا وَحَقِّقْ بِفَضْلِکَ آمَالَنَا وَسَھِّلْ لِبُلُوْغِ رِضَاکَ سُبُلَنَا وَحَسِّنْ فِیْ جَمِیْعِ الْاَحْوَالِ اَعْمَالَنَا یَا مُنْقِذَ الْغَرْقٰی یَا مُنْجِیَ الْھَلْکٰی یَاشَاھِدَ کُلِّ نَجْوٰی یَامُنْتَھٰی کُلِّ شَکْوٰی یَاقَدِیْمَ الْاِحْسَانِ یَادَائِمَ الْمَعْرُوْفِ یَا مَنْ لَاغِنَیً بِشَیْءٍ عَنْہُ وَلَابُدَّ لِکُلِّ شَیْءٍ مِنْہُ یَا مَنْ رِزْقُ کُلِّ شَیْءٍ عَلَیْہِ وَمَصِیْرُ کُلِّ شَیْءٍ اِلَیْہِ اَللّٰھُمَّ اِنِّیْ عَائِذٌ بِکَ مِنْ شَرِّمَا اَعْطَیْتَنَا وَمِنْ شَرِّ مَا مَنَعْتَنَا اَللّٰھُمَّ تَوَفَّنَا مُسْلِمِیْنَ وَاَلْحِقْنَا بِالصَّالِحِیْنَ غَیْرَ خَزَایَا وَلَا مَفْتُوْنِیْنَ رَبِّ یَسِّرْ وَلَا تُعَسِّرْرَبِّ اَتْمِمْ بِالْخَیْرِاَللّٰھُمَّ لَکَ صَلَاتِیْ وَحَجِّیْ وَزَکَاتِیْ وَنُسُکِیْ وَمَحْیَایَ وَمَمَاتِیْ اَسْئَلُکَ الرِّضَا وَالْقَبُوْلَ اَللّٰھُمَّ ھٰذَا الدُّعَاءُ وَعَلَیْکَ التُّکْلَانُ رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّکَ اَنْتَ السَّمِیْعُ الْعَلِیْمُ وَتُبْ عَلَیْنَا اِنَّکَ اَنْتَ التَّوَّابُ الرَّحِیْمُ رَبِّ اغْفِرْوَارْحَمْ وَاَنْتَ خَیْرُ الرَّاحِمِیْنَ۔ وَالْحَمْدُ لِلّٰہِ رَبِّ الْعَالَمِیْنَ وَصَلَّی اللّٰہُ عَلٰی سَیِّدِنَا مُحَمَّدٍ وَّآلِہٖ وَاَصْحَابِہٖ اَجْمَعِیْنَ ( اِنَّ الصَّفَا وَالْمَرْوَۃَ مِنْ شَعَائِرِ اللّٰہِ فَمَنْ حَجَّ الْبَیْتَ اَوِاعْتَمَرَفَلَاجُنَاحَ عَلَیْہِ اَنْ یَّطَّوَّفَ بِھِمَا وَمَنْ تَطَوَّعَ خَیْرًا فَاِنَّ اللّٰہَ شَاکِرٌ عَلِیْمٌ )

અલ્લાહુ અકબરુ અલ્લાહુ અકબર અલ્લાહુ અકબરુ કબીરા. અલ્હમ્દુ લિલ્લાહિ કષીરા. અલ્લાહુમ્મ હબ્બિબ્ ઇલૈનલ્ ઇમાન વ ઝય્યિન્હુ ફી કુલૂબિના વ કર્રિહ્ ઇલૈનલ્ કુફ્ર વલ્ ફુસૂક વલ્ ઇસ્યાન, વજ્અલ્ના મિનર્રાશિદીન, રબ્બિગ્ફિર્ વર્હમ્ વઅ્ફુ વ તકર્રમ્ વ તજાવઝ્ અમ્મા તઅ્લમુ ઇન્નક તઅ્લમુ માલા નઅ્લમુ ઇન્નક અન્તલ્લાહુલ્ અઅઝ્ઝુલ્ અક્રમ. અલ્લાહુમ્મખ્તિમ બિલ્ ખૈરાતિ આજાલના વ હક્કિક બિફઝ્લિક આમાલના. વ સહ્હિલ્ લિબુલૂગિ રિઝાક

**સુબુલના વ હસ્સિન્ ફી જમીઇલ્ અહ્વાલિ અઅ્માલના યા મુન્કિઝલ્ ગર્કા યા મુન્જિયલ્ હલ્કા યા શાહિદ કુલ્લિ નજ્વા યા મુન્તહા કુલ્લિ શક્વા યા કદીમલ્ ઇહ્સાનિ યા દાઇમલ્ મઅ્રૂફિ યા મન્ લા ગિનન્ બિશૈઇન્ અન્હુ વલા બુદ્દ લિકુલ્લિ શૈઇમ્ મિન્હુ યા મન્ રિઝ્ક કુલ્લિ શૈઇન્ અલૈહિ વ મસીરુ કુલ્લિ શૈઇન્ ઇલૈહિ અલ્લાહુમ્મ ઇન્ની આઇઝુમ્ બિક મિન્ શર્રિમા અઅ્તૈતના વ મિન્ શર્રિ મા મનઅ્તના અલ્લાહુમ્મ તવફ્ફના મુસ્લિમીન વ અલ્ હિક્ના બિસ્સાલિહીન ગૈર ખઝાયા વલા મફ્તૂનીન રબ્બિ યસ્સિર્ વલા તુઅસ્સિર્ રબ્બિ અતિમ્મ્ બિલ્ ખૈર. અલ્લાહુમ્મ લક સલાતી વ હજ્જી વ ઝકાતી વ નુસુકી વ મહ્યાય વ મમાતી અસ્અલુક રિઝા વલ્ કબૂલ. અલ્લાહુમ્મ હાઝ દુઆઉ વ અલૈકલ્ ઇજાબતુ વ હાઝલ્ જુહ્દુ વ અલૈક ત્તુકલાનુ રબ્બના તકબ્બલ્ મિન્ના ઇન્નક અન્તસ્સમીઉલ્ અલીમ. વ તુબ્ અલૈના ઇન્નક અન્ત ત્તૌવ્વાબુ ર્રહીમ. રબ્બિગ્ફિર્ વર્હમ્ વ અન્ત ખૈરુર્રાહિમીન. વલ્ હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન. વ સલ્લલ્લાહુ અલા સૈયિદિના મુહમ્મદિવ્ વ આલિહી વ અસ્હાબિહી અજ્મઇન (ઇન્નસ્સફા વલ્ મર્વત મિન્ શઆઇરિલ્લાહિ ફમન્ હજ્જલ્ બૈત અવિઅ્ તમર ફલા જુનાહ અલૈહિ અંય્યત્તવ્વફ બિહિમા વ મન્ તતવ્વઅ ખૈરન્ ફઇન્નલ્લાહ શાકિરુન અલીમ)**

**અનુવાદ**

અય અમારા પરવરદિગાર ! તું અમારી જીંદગીઓનો ભલાઈની સાથે ખાતમો કર અને તારી મહેરબાનીથી અમારી આશાઓને પૂરી કરી દે. અને તારી રઝામંદી મોકલીને અમારા રસ્તાઓ સરળ (આસાન) કરી દે. અને સ્થિતિઓ અને અહેવાલમાં અમારા આમાલ ઉમદા બનાવી દે. અય ડૂબી ગયેલાને બચાવનાર! અય મુસીબતના માર્યાને છૂટકારો આપનાર, અય દરેક ગુપ્ત વસ્તુને જોનાર. અય બધી શિકાયતો દૂર કરનાર, અય પ્રાચીન કાળથી એહસાન કરનાર, અય ભલાઈઓને કાયમ અને કાયમી રાખનાર, અય એ ઝાત, જેનાથી કોઈ વસ્તુમાં બેપરવાઈ વર્તાતી નથી અને દરેક વસ્તુમાં એની જ જરૂર છે, અય એ પવિત્ર ઝાત ! કે દરેક વસ્તુનો રિઝક (ભરણ-પોષણ) તેની જવાબદારીમાં છે.અને દરેક વસ્તુને તેની જ તરફ પાછા ફરવાનું છે. અય પરવરદિગાર ! હું દરેક મુસીબતથી તારી પનાહ ચાહુ છું. જે તારા તરફથી અમારા સુધી પહોંચતાં પહેલાં રોકી દે. અય

પરવરદિગાર ! અમને મુસ્લિમ હોવાની હાલતમાં મોત આપજે અને અમને નેક લોકોની સાથે સામેલ કરજે, કે ન તો અમે બદનામ થઈએ અને ન અજમાયશમાં પડીએ. અય અમારા રબ ! અમારા માટે સરળતા પૈદા ફરમાવ. અમને આર્થિક સંકળામણમાં ન નાખ, અય રબ ! તું ભલાઈની સાથે (અમારો) ખાત્મો કરજે. અય અલ્લાહ ! મારી નમાઝ, મારી હજ, મારી ઝકાત, મારા તરફથી કુરબાની, મારૂ જીવન, મારી મોત ફકત તારા માટે છે. હું તારાથી ખુશનુદી અને કબૂલિયતનો ઈચ્છુક છું. અય અલ્લાહ ! આ મારી દુઆ છે અને તું જ કબૂલ કરનાર છે. અને આ મારો પ્રયત્ન છે અને તારી ઉપર મારો વિશ્વાસ છે. અય અમારા રબ ! અમારાથી આ બધુ કબૂલ ફરમાવ, તું જ સાંભળનાર અને જાણનાર છે. અમારા ગુનાહોને માફ ફરમાવ. તું જ રહેમ અને કરમ કરનાર છે. અય અલ્લાહ ! મારી મગફેરત ફરમાવ અને મારી ઉપર રહેમ કર, તું જ સૌથી વધુ સારો રહેમ કરનાર છે, બધી પ્રશંસાઓ એ જ અલ્લાહ માટે છે. જે દુનિયાનો પાલનહાર છે, અલ્લાહની રહેમતો નાંઝિલ થાય, અમારા આકા હઝરત મોહંમદ (સ.અ.વ.) પર અને આપ (સ.અ.વ.) ની સંતાનો અને સહાબીઓ પર. નિઃસંદેહ સફા અને મરવહ અલ્લાહની નિશાનીઓમાંથી છે. એટલે જે વ્યક્તિ બયતુલ્લાહની હજ અથવા ઉમરહ કરશે એની ઉપર કોઈ વાંધો નથી કે એ બન્નેનો તવાફ કરે. અને જે વ્યક્તિ ખુશીથી ભલાઈ કરશે, તો બેશક અલ્લાહ તઆલા કદર કરનાર જાણનાર છે.

સફા અને મરવહ પર જયારે પણ ફેરો પૂરો કરો, ઉપર ચઢીને નિમ્ન લિખિત દુઆ પઢો

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ
وَهُوَعَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ
وَاللّٰهُ اَكْبَرُ وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ لَآاِلٰهَ اِلَّا اللّٰهُ
وَحْدَهٗ وَصَدَقَ وَعْدَهٗ وَنَصَرَ عَبْدَهٗ وَاَعَزَّ جُنْدَهٗ وَهَزَمَ الْاَحْزَابَ
وَحْدَهٗ اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّ عَلٰى اٰلِهٖ وَاَصْحَابِهٖ وَاَتْبَاعِهٖ
اِلٰى يَوْمِ الدِّيْنِ۔ اَللّٰهُمَّ اغْفِرْلِيْ وَلِوَالِدَيَّ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ۔

**લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીક લહૂ, લહુલ્ મુલ્કુ વ લહુલ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શૈઇન્ કદીર. સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલા ઇલાહ ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર. વલા હૌલ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ. લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહ્દહ્. વ સદક વઅ્દહ્. વ નસર અબ્દહ્, વ અઅઝ્ઝ જુન્દહ્. વ હઝમલ્ અહઝાબ વહ્દહ્. અલ્લાહુમ્મ સલ્લિ અલા સૈયિદિના મુહમ્મદિંવ્ વ અલા આલિહી વ અસ્હાબિહી વ અત્બાઇહી ઇલા યૌમિદ્દીન. અલ્લાહુમ્મગ્ફિર્લી વલિ વાલિદૈય વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન.**

અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, તે ફકત એકલો જ છે. તેનો કોઈ શરીક નથી, તેની જ બાદશાહી છે અને તેના માટે જ બધી પ્રશંસાઓ છે અને તે દરેક વસ્તુ પર કાદિર (કુદરતવાળો) છે. અલ્લાહ પાક છે અને બધું અલ્લાહ માટે જ છે. તેના સિવાય કોઈ મઅબૂદ (પૂજનીય) નથી. અલ્લાહ સૌથી મહાન છે. નેકી કરવાની શક્તિ અને ગુનાહથી બચવાની તૌફીક ફકત અલ્લાહની મદદથી જ છે. જે બુલંદ (ઉચ્ચ) શાન અને મહાનતા વાળો છે. અલ્લાહ સિવાય કોઈ ઈબાદતને લાયક નથી, તે એકલો જ છે એણે પોતાનું વચન સાચું કરી બતાવ્યું અને પોતાના બંદાની મદદ કરી અને તેણે લશ્કરને વિજયી (ગાલિબ) કરી દીધું. એણે એકલાએ બધા જન સમૂહોને હાર આપી. અલ્લાહની રહેમતો અને સલામતી થાય અમારા સરદાર મોહંમદ મુસ્તુફા (સ.અ.વ.) પર અને આપ (સ.અ.વ.) ની સંતાનો અને સહાબીઓ અને એમની પૈરવી કરનારાઓ પર કયામત સુધી. અય અલ્લાહ! મને બક્ષી દે. અને મારા માતાપિતાને બક્ષી દે. અને બધી પ્રશંસાઓ અલ્લાહ માટે છે. જે બધા વિશ્વોનો પાલનહાર છે.

- અહીં સુધી અમલો અને કાર્યો એ હતા, જે હજ અને ઉમરહ બંનેમાં સંયુક્ત છે, તવાફ અને સઇ ઉમરહમાં પણ હોય છે. અને હજમાં પણ. તમે એ જોઇ લો કે તમારો એહરામ કઇ બાબતનો છે. જો ફક્ત ઉમરહનો છે અથવા તમત્તોઅના ઉમરહનો છે તો સઇ પછી ઉમરહના કાર્યો પૂરા થઇ ગયા. હવે વાળ કાપીને એહરામ ખોલવું.
- અને જો એહરામ ફક્ત હજ (હજ્જે ઇફરાદ) અથવા કિરાનનો છે તો આમાં

એટલું યાદ રાખો કે હજ્જે ઈફરાદ વાળી જે તવાફ કરશે, તે તવાફે કુદૂમ હશે. આ તવાફ પછી સઈ થતી નથી, માટે સઈ ન કરો. તમારે હજની સઈ તવાફે ઝિયારત પછી ૧૦ ઝીલહજના દિવસે કરવાની છે. હા, જો એવો વિચાર હોય કે તે વખતે ભીડને કારણે તકલીફ થશે, માટે આ જ સમયે હજની સઈ પણ કરી લઉં, તો તવાફે કુદૂમ કર્યા બાદ સઈ કરી શકો છો. હવે તવાફે ઝિયારત પછી સઈ કરવાની જરૂર રહેશે નહિ.

- અને જો હજ્જે કિરાનનો એહરામ છે તો તમારે પહેલાં ઉમરહ કરવાનો છે, માટે આ તવાફ અને સઈ ઉમરહની છે. અને આ બંને ઉપરોક્ત જણાવેલી સ્થિતિઓમાં સઈ કર્યા પછી પણ તમે એહરામથી બહાર નીકળી શકશો નહિ. હજના બધા કાર્યો પૂરા કર્યા પછી જ એહરામ પૂરો થશે.
- જે પણ સ્થિતિ હોય, એહરામ ખોલવાની હોય કે બાકી રહેવાની, સઈ કર્યા પછી ૮, ઝીલહજ સુધી હજ સંબંધિત કોઈ કાર્ય અને અમલ કરવાનું નથી. એહરામ બાંધેલો છે, તો એ વાતનું ધ્યાન રાખવું જોઈએ કે આ દરમિયાન કોઈ એવી વાત ન થાય, જેની એહરામની હાલતમાં મનાઈ છે. નહિતર દંડ વાજિબ થશે.
- ૭, ઝીલહજ સુધી મક્કા મુકર્રમામાં મુકામ રહેશે. આ દરમિયાન પ્રયત્ન કરો કે કોઈ નમાઝ જમાઅત સાથેની જતી ન રહે. દરેક નમાઝ મસ્જિદે હરામમાં પઢો. મુકામ (રહેઠાણ) દૂર હોય તો, અને રાત્રે આવવા જવાની તકલીફ હોય તો પોતાના ઠેકાણે પઢવામાં વાંધો નથી. વધુમાં વધુ સમય મસ્જિદે હરામમાં ગાળવાનો પ્રયત્ન કરવો જોઈએ.
- હિંમત પ્રમાણે દરરોજ એક અથવા વધુ તવાફ કરતા રહો. આ નફલી તવાફ થશે. એમના પછી સઈ નથી. તમારા માતા-પિતા, સંબંધી, બહેનપણી તરફથી ઈચ્છો તો તવાફ કરી શકો છો. એક તવાફ આખી ઉમ્મત તરફથી કરી લો તો ઘણું સારૂં.
- કુર્આન શરીફ પઢતાં આવડતું હોય તો ઓછામાં ઓછું એક વખત મસ્જિદે હરામમાં પુરૂં કરો, કોઈ અન્ય વિર્દ-વઝાઈફ, દુઆઓ, ઈસ્તિગફાર, દુરૂદ શરીફ વગેરે જે આવડતું હોય, પઢતાં રહો.
- મસ્જિદે હરામમાં જ્યાં સ્ત્રીઓ ભેગી હોય છે, ત્યાં જ એમનામાં સામેલ થઈ જાવ. નમાઝ વગેરે પઢો કે બેસો. પુરૂષોમાં હળવું-મળવું નહિ. તેમની સફમાં

નમાઝ પણ ન પઢો.

- મસ્જિદે હરામમાં દુનિયાદારીની વાતો પણ ન કરો, કોઈથી લડવું નહિ. જો કંઇ વાંચતા ન આવડતું હોય તો મોઢેથી અલ્લાહ, અલ્લાહ કરતાં રહો. અને બેઠા બેઠા ખાનએ કા'બાને જોતાં રહો. કા'બાને જોવું પણ સવાબનું કામ છે. સામાન્ય રીતે જોવામાં આવે છે કે મસ્જિદમાં સ્ત્રીઓ બેઠી-બેઠી દુનિયાની વાતો કરતી રહે છે. અથવા એક બીજાની નિંદા કરતી હોય છે, યાદ રાખો આ મોટો ગુનોહ છે, અને આવું કરવાથી હજના સવાબમાં કમી આવી જાય છે.

## હજના પાંચ દિવસો

## ૮, ઝીલહજ - પહેલો દિવસ : મિનાની રવાનગી

૮, ઝીલહજના દિવસે બધા હાજીઓ મિના જાય છે. આપનો મુઅલ્લિમ આપને લઇ જવાની વ્યવસ્થા કરશે. મહરમ સાથે હોય તો સારૂં, ન હોય તો બિલ્ડીંગની અન્ય સ્ત્રીઓ સાથે જવું. જો પહેલાંનો બંધાયેલો એહરામ (હજ્જે ઇફરાદ, કે હજ્જે કિરાનના રૂપમાં) બાકી હોય તો મિના જતાં પહેલાં એહરામ બાંધવાની જરૂર નથી. અને હજ્જે તમત્તોઅ કરી રહ્યાં હોવ તો મિના જતાં પહેલાં જો તક મળી જાય તો હતીમમાં આવી જાવ. ત્યાં એહરામની નિય્યતથી બે નફલ પઢો અને હજની નિય્યત કરીને તલ્બિયહ (લબ્બૈક.....) પઢો. જો ત્યાં જવાનો સમય ન હોય તો તમારા રોકાણના સ્થળે (હોટલમાં) એહરામ બાંધી લો. પછી મિનાં જાવ. ૮, તારીખે મિનામાં કોઇ ખાસ કામ નથી. ઝોહરથી ફજર સુધી પાંચ નમાઝો મિનામાં જ પઢવી જોઇએ. ૮ ની રાત મિનામાં રોકાવવું જોઇએ. મિના બહાર મક્કા વગેરેમાં રાતનો રોકાણ મકરૂહ છે.

- મહરમ સાથે હોય તો બહેતર છે કે નમાઝ મસ્જિદે ખૈફમાં પઢો. નહિતર રોકાયા છો, ત્યાં જ પઢો. આ દિવસ કુર્આન પઢવા, ઝિક્ર, અઝકાર, દુઆ, દુરૂદ શરીફ, ઇસ્તિગફાર વગેરેમાં પસાર કરો.
- વિદ્વાનોએ લખ્યું છે કે ૯ ની રાત્રે મિનામાં આ તસ્બીહ એક હજાર

વાર પઢીને જે દુઆ માંગવામાં આવશે જરૂર પૂરી થાય છે. તસ્બીહ આ છે.

سُبْحَانَ الَّذِىْ فِى السَّمَآءِ عَرْشُهٗ سُبْحَانَ
الَّذِىْ فِى الْاَرْضِ مَوْطِئُهٗ - سُبْحَانَ الَّذِىْ
فِى الْبَحْرِ سَبِيْلُهٗ - سُبْحَانَ الَّذِىْ فِى النَّارِ
سُلْطَانُهٗ - سُبْحَانَ الَّذِىْ فِى الْجَنَّةِ رَحْمَتُهٗ
سُبْحَانَ الَّذِىْ فِى الْقَبْرِ قَضَائُهٗ - سُبْحَانَ
الَّذِىْ فِى الْهَوَاءِ رُوْحُهٗ - سُبْحَانَ الَّذِىْ
رَفَعَ السَّمَآءَ - سُبْحَانَ الَّذِىْ وَضَعَ الْاَرْضَ
سُبْحَانَ الَّذِىْ لَا مَلْجَاءَ وَلَا مَنْجَاءَ
اِلَّا اِلَيْهِ -

**સુબ્હાનલ્લઝી ફીસ્સમાઇ અર્શુહૂ સુબ્હાનલ્લઝી ફીલ્ અર્ઝિ મૌતિઉહૂ. સુબ્હાનલ્લઝી ફીલ્ બહ્રિ સબીલુહૂ. સુબ્હાનલ્લઝી ફીન્નારિ સુલ્તાનુહૂ. સુબ્હાનલ્લઝી ફીલ્ જન્નતિ રહ્મતુહૂ. સુબ્હાનલ્લઝી ફીલ્ કબ્રિ કઝાઉહૂ. સુબ્હાનલ્લઝી ફીલ્ હવાઇ રૂહુહૂ. સુબ્હાનલ્લઝી રફઅસ્સમાઅ. સુબ્હાનલ્લઝી વઝઅલ્ અર્ઝ. સુબ્હાનલ્લઝી લા મલ્જઅ વલા મન્જઅ ઇલ્લા ઇલૈહ.**

**અનુવાદ**

તે જ ઝાત પાક છે, જેનો આસન (તખત) આકાશમાં છે. જમીન જેની ફરવાની જગ્યા છે. સમુદ્રમાં જેનો રસ્તો છે. આગ પર જેનો હુકમ

ચાલે છે. જન્નતમાં જેની રહેમત વરસે છે. કબરમાં જેનો ફેંસલો લાગુ થાય છે. વાતાવરણમાં તેની રૂહ વસેલી છે. અને જેણે આકાશને ઊંચાઇ આપી અને જમીનને નીચાણ. અને તેના સિવાય ક્યાંય સુરક્ષાની જગ્યા નથી કે ક્યાંય છૂટકારાની.

## ૯, ઝીલહજ - બીજો દિવસ : વુકૂફે અરફાત

૯, તારીખનો દિવસ અસલ હજનો દિવસ છે. આજે સૂર્યોદય (સૂરજ ઉગ્યા) પછી મિનાથી અરફાતના મેદાનમાં જવાનું છે. મેદાને અરફાત મિનાથી ૬ માઇલના અંતરે છે. મુઅલ્લિમ બસમાં સવાર કરાવીને લઇ જશે. અને સાંજે સૂર્યાસ્ત પછી પરત લાવશે. જો આપનો મુઅલ્લિમ સૂર્યાસ્ત (ગુરૂબ) પહેલાં અરફાતથી પરત લાવવા ઇચ્છે, તો આવવું નહિ. અલબત્ત, સામાન વગેરે બાંધવાની તૈયારી અથવા સામાન વગેરે મૂકીને બસમાં મગરિબ પહેલાં બેસી જવામાં વાંધો નથી.

- અરફાતના મેદાનમાં આવનારા બધા હાજીઓના ગુનાહ માફ થઇ જાય છે. નાના પણ અને મોટા પણ. શરત એટલી જ છે કે અંતઃકરણથી (દિલથી) તૌબા કરે, જે કાંઇ વીતી ગયું તેના પર પશ્ચાતાપ (શરમિંદગી) હોય, હવે કોઇ ગુનોહ ન કરવાનો પાકો ઇરાદો અને મજબૂત નિશ્ચય કરે. અલ્લાહ તઆલા ગૈબનો જાણકાર છે. મનના વિચારો અને વસવસાઓ પણ તેનાથી છુપાયેલા નથી, માટે જે નિશ્ચય કરો નિભાવવા માટે કરો. ઉપરના મનથી માંગેલી દુઆ અને તૌબા, બસ નામની જ છે. અને આ જ કારણ છે કે હજ કરવા છતાં આપણી સ્થિતિ બદલાતી નથી. વિદ્વાનોએ હજ કબૂલ થવાની આ નિશાની પણ બતાવી છે કે નેકી અને ભલાઇમાં તે પહેલાંથી પણ વધી જાય તો સમજી લો કે તેની હજ કબૂલ થઇ છે. અને ગુનાહ તથા ખરાબ વાતોમાં જેમને તેમ છે અથવા વધારે ભાગ લેતો હોય તો તેનું આવવું અને જવું બેકાર. જ્યારે અરફાતના મેદાનમાં પહોંચો અને જબલે રહમત પર નજર પડી જાય તો આ દુઆ પઢો.

اَللّٰهُمَّ اِلَيْكَ تَوَجَّهْتُ وَعَلَيْكَ تَوَكَّلْتُ وَوَجْهَكَ اَرَدْتُّ اَللّٰهُمَّ اغْفِرْلِيْ وَتُبْ عَلَيَّ وَاَعْطِنِيْ سُؤْلِيْ وَوَجِّهْ لِيَ الْخَيْرَ حَيْثُ تَوَجَّهْتُ - سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ -

**અલ્લાહુમ્મ ઇલૈક તવજ્જહતુ વ અલૈક તવક્કલ્તુ વ વજ્હક અરદ્તુ અલ્લાહુમ્મગ્ફિર્લી વ તુબ્ અલૈય વઅતિની સૂઅલી વ વજ્જિહ્ લિયલ્ ખૈર હૈષુ તવજ્જહતુ. સુબ્હાનલ્લાહિ વલ્ હમ્દુ લિલ્લાહિ વલા ઇલાહ ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર.**

**અનુવાદ**

અય અલ્લાહ ! મારી મુરાદ તું જ છે. તારા પર જ મારો ભરોસો અને વિશ્વાસ છે. અને તારી જ ઝાત મારી આશાનું કેન્દ્ર છે. અય અલ્લાહ! મને માફ કરી દે. અને મારી તૌબા કબૂલ ફરમાવી લે. અને મારો સવાલ પૂરો કરી દે. અને મારા માટે દરેક બાજુએ સારૂં જ સારૂં થાય. અલ્લાહની જ ઝાત પવિત્ર છે. અને અલ્લાહ માટે જ પ્રશંસાઓ છે. અને અલ્લાહ સિવાય કોઇ ઈબાદતને લાયક નથી. અને અલ્લાહ જ મહાન છે.

- જરૂરિયાત અને ખાવા પીવાથી ફારેગ થઇને જેટલો પણ સમય મળે, ગનીમત સમજો અને શાંતિ તથા ધ્યાન મગ્ન થઇને અલ્લાહ તરફ રજૂ થાવ. તલ્બિયહ, દુઆ, તૌબા, ઈસ્તિગફાર, દુરૂદ શરીફ અને ઝિક્ર જેટલું કરી શકો કરો.
- અરફાતમાં પોતાના તંબુમાં ઝોહર અને અસરની નમાઝો તેમનો સમય થાય ત્યારે પઢો. જ્યારે અસરની નમાઝ પઢી લો, તો અરફાતનો વુકૂફ કરો.
- જો તક મળતી હોય તો જબલે રહમતની આસપાસ ઉભી થઇને સૂર્યાસ્ત (ગુરૂબ) સુધી ત્યાં ઉભી ઉભી રડતી રહે, દુઆઓ કરે, તૌબા ઈસ્તિગફાર કરે, જે મુરાદો મનમાં હોય માંગે અને ખૂબ હૃદય પૂર્વક માંગે. ખૂબ રડે અને પોતે

કરેલાં કાર્યો પર લજ્જિત (શરમિંદા) થાય.

- અરફાતના મેદાનમાં ફક્ત ઝોહર અને અસરની નમાઝ પઢવાની હોય છે. મગરિબની નમાઝ સૂર્યાસ્ત (ગુરૂબ) થઇ ગયો છતાં પઢવાની નથી. મુઝદલિફા આવીને ઈશાના સમયે બંને નમાઝો, મગરિબ અને ઈશા, અદાની નિય્યતથી પઢવાની છે. જો કોઈએ પહેલાં પઢી લીધી હોય તો ફરીથી પઢવી વાજિબ છે.
- હૈઝ અને નિફાસની હાલતમાં પણ વુકૂફ કરવું યોગ્ય છે. ફક્ત નમાઝ અને કુર્આન શરીફ ન પઢે. બાકી બધી દુઆઓ, દુરૂદ શરીફ વગેરે પઢતી રહે, તેમાં કોઇ વાંધો નથી. કુર્આની આયતો દુઆ તરીકે પઢે તો જાઇઝ છે. તિલાવતની નિય્યતથી જાઇઝ નથી.
- અરફાતનો મેદાન રહેમતનો સમુદ્ર છે. જેમાં જેટલી તાકાત અને તલબ હોય, આ સમુદ્રથી મેળવી લે.
- વુકૂફના સમયે કા'બા તરફ મોઢું કરીને ઉભી રહે, ઉભી ઉભી થાકી જાય તો બેસી જાય. દુઆ માટે ઉઠાવેલા હાથ થાકી જાય તો હાથ ઉઠાવ્યા વગર દુઆઓ માંગતી રહે.
- એક રિવાયતમાં છે કે જે અરફાના દિવસે ઝવાલ પછી વુકૂફ કરે અને કિબલા તરફ મોઢું કરી ઉભા થઇને સો (૧૦૦) વખત કુલ હુવલ્લાહની પૂરી સૂરત અને સો વખત નમાઝની દુરૂદ શરીફ પઢી લે, તો તેનો એટલો મોટો મરતબો છે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે તે પોતાની બખશિશ (મુક્તિ) ઈચ્છે, તો હું તેને માફ કરી દઈશ, અને જો તે અરફાતમાં રોકાયેલા બધાં લોકોની પણ ભલામણ (સિફારિશ) કરશે, તો હું તેને કબૂલ કરી લઈશ.
- અરફાતમાં રોકાણ અને વુકૂફ માટે કોઈ ખાસ દુઆ નક્કી નથી, જે મનમાં આવે અને જે ભાષામાં ઈચ્છે દુઆ કરે. નીચેની દુઆ પણ પઢતી રહે.

اَللّٰهُمَّ اِنَّكَ لَسْتَ بِاِلٰهٍ اِسْتَحْدَثْنَاهُ وَلَا
بِرَبٍّ يَبِيْدُ ذِكْرُهُ ابْتَدَعْنَاهُ وَلَا عَلَيْكَ
شُرَكَاءُ يَقْضُوْنَ مَعَكَ وَلَا كَانَ لَنَا قَبْلَكَ

مِنْ اِلٰهٍ نَلْجَاءُ اِلَيْهِ وَنَذْرُكَ وَلَا
اَعَانَكَ عَلٰى خَلْقِنَا اَحَدٌ فَنُشْرِكُهُ فِيْكَ
تَبَارَكْتَ وَتَعَالَيْتَ فَنَسْأَلُكَ لَآ اِلٰهَ اِلَّا
اَنْتَ اِغْفِرْلِيْ ۔ اَللّٰهُمَّ اِنَّكَ تَسْمَعُ كَلَامِيْ
وَتَرٰى مَكَانِيْ وَتَعْلَمُ سِرِّيْ وَعَلَانِيَتِيْ
لَا يَخْفٰى عَلَيْكَ شَيْءٌ مِّنْ اَمْرِيْ
وَاَنَا الْبَائِسُ الْفَقِيْرُ الْمُسْتَغِيْثُ
الْمُسْتَجِيْرُ الْوَجِلُ الْمُشْفِقُ الْمُقِرُّ
الْمُعْتَرِفُ بِذَنْبِيْ ۔ اَسْأَلُكَ مَسْأَلَةَ
الْمِسْكِيْنِ وَاَبْتَهِلُ اِلَيْكَ اِبْتِهَالَ الْمُذْنِبِ
الذَّلِيْلِ وَاَدْعُوْكَ دُعَاءَ الْخَائِفِ الضَّرِيْرِ
وَدُعَاءَ مَنْ خَضَعَتْ لَكَ رَقَبَتُهٗ
وَفَاضَتْ لَكَ عَبْرَتُهٗ وَذَلَّ لَكَ جِسْمُهٗ
وَرَغِمَ لَكَ اَنْفُهٗ ۔ اَللّٰهُمَّ لَا تَجْعَلْنِيْ
بِدُعَائِكَ شَقِيًّا وَّكُنْ بِيْ رَؤُفًا رَّحِيْمًا
يَا خَيْرَ الْمَسْئُوْلِيْنَ وَيَا خَيْرَ الْمُعْطِيْنَ

**અલ્લાહુમ્મ ઇન્નક લસ્ત બિઇલાહિનિસ્ તહ્દષ્નાહુ વલા બિરબ્બિય્ યબીદુ ઝિક્રુહુબ્ તદઅ્નાહુ વલા અલૈક શુરકાઉ યક્ઝૂન મઅક વલા કાન લના કબ્લક મિન્ ઇલાહિન્ નલ્જાઉ ઇલૈહિ વ નઝરુક વલા અઆનક અલા ખલ્કિના અહદુન્ ફનુશ્રિકુહૂ ફીક તબારક્ત વ તઆલૈત ફનસ્અલુક લા ઇલાહ ઇલ્લા અન્ત ઇગ્ફિર્લી. અલ્લાહુમ્મ ઇન્નક તસ્મઉ કલામી વ તરા મકાની વ તઅ્લમુ સિર્રી વ અલાનિયતી લા યખ્ફા અલૈક શૈઉમ્ મિન્ અમ્રી વ અનલ્ બાઇસુલ્ ફકીરુલ્ મુસ્તગીષુલ્ મુસ્તજીરુલ્ વજિલુલ્ મુશ્ફિકુલ્ મુકિર્રુલ્ મુઅ્તરિફુ બિઝમ્બી. અસ્અલુક મસ્અલતલ્ મિસ્કીનિ વબ્તહિલુ ઇલૈક ઇબ્તિહાલલ્ મુઝ્નિબિઝ્ ઝલીલિ વદ્ઉક દુઆઅલ્ ખાઇફિઝ્ ઝરીરિ વ દુઆઅ મન્ ખઝઅત્ લક રક્બતુહૂ વ ફાઝત્ લક અબ્રતુહૂ વ ઝલ્લ લક જિસ્મુહૂ વ રગિમ લક અન્ફુહૂ. અલ્લાહુમ્મ લા તજ્અલ્ની બિદુઆઇક શકિય્યંવ્ વકુમ્ બી રઊફન્ રહીમન્ યા ખૈરલ્ મસ્ઊલીન વ યા ખૈરલ્ મુઅ્તીન.**

**અનુવાદ**

અય અલ્લાહ! તું એવો મઅબૂદ નથી, જેને અમે જાતે બનાવી લીધો હોય. અને તું એવો રબ નથી જેનો અસ્તિત્વ ભ્રમ હોય અને અમે આવિષ્કાર કર્યો હોય અને તારો કોઇ શરીક (સાથી) નથી, કે તારી સાથે મળીને નિર્ણય કરતો હોય અને તારા પહેલાં પણ અમારો કોઇ મઅબૂદ (પૂજનીય) ન હતો કે અમે તેની પનાહ (સુરક્ષા) માં રહેતાં હતાં. અને તને છોડી રાખ્યો હોય. અમારા સર્જનમાં પણ તારો કોઇ સહાયક ન હતો કે અમે તેને તારો સાથી માની લઇએ. ઉચ્ચ કક્ષા વાળો અને બહેતર તથા બરકતવાળો ફક્ત તું જ છે. તારા સિવાય કોઇ મઅબૂદ નથી. તારાથી અમારી એ જ વિનંતી છે કે તું અમારી મગફેરત (ક્ષમા) ફરમાવ.

અય અલ્લાહ ! હું જે કાંઇ કહું છું, તું સાંભળે છે. હું જયાં છું ત્યાં તારી નજર છે. તું મારી જાહેર અને છુપાયેલી દરેક વાતને જાણે છે, મારી કોઇ વાત, મારો કોઇ કામ તારાથી ઢંકાયેલો કે છુપાયેલો નથી. હું મુસીબતોમાં ઘેરાયેલી એવી કંગાળ, મોહતાજ, ફરિયાદી, પનાહ (સુરક્ષા) ઇચ્છનાર, રડતી અને તડપતી તથા પોતાના ગુનાહોને કબૂલ કરનારી તારી બંદી છું, જે તારાથી ફકીરની જેમ સવાલ કરી રહી છે. અને તારી સામે લજ્જિત ગુનેહગારની જેમ કાકલૂદી કરી રહી છે. અને હું તને આફતમાં ઘેરાયેલી અને ગભરાયેલીની જેમ પોકારી રહી છું. જેની પોકાર એવી વ્યક્તિની જેમ છે, જેની ડોક તારી સામે નમી ગયેલી છે. જેની

આંખો અશ્રુ (આંસૂ) વરસાવી રહી છે. જેનો શરીર તારી સમક્ષ લજ્જિત હાલતમાં પડેલો છે. અને તારી આગળ જેની નાક ધૂળ વાળી છે. (જે તારી સામે જમીન પર નાક મસળી રહી છે.)

અય અલ્લાહ ! મારી વિનંતિને ઠુકરાવીને મને નિરાશ અને વંચિત ફરમાવ નહિ, તું મારા માટે રઊફ અને રહીમ બની જા. જેમનાથી સવાલ કરવામાં આવે છે, એમનામાંથી ફક્ત તું જ સૌથી શ્રેષ્ઠ, અને જે કાંઇ આપનારા છે તેમનામાંથી તું જ સૌથી ચઢિયાતો સાંભળનાર અને આપનાર છે.

## વુકૂફે મુઝદલિફા

- અરફાતમાં દિવસ પસાર કરીને સૂર્યાસ્ત (ગુરૂબ) પછી રવાનગી થાય છે. અને એ રાત્રિ અરફાતથી ૩ માઇલના અંતરે આવેલ મુઝદલિફાના મેદાનમાં ગાળવાની હોય છે.
- મુઝદલિફામાં રાત્રે રોકાઇ જવું અને વુકૂફ કરવું પણ વાજિબ છે, ભલે થોડા સમય માટે હોય. મુઝદલિફામાં વુકૂફનો સમય સુબહે સાદિક પછીનો છે. એ પહેલાંનો સમય યોગ્ય ગણાશે નહિ. અલબત્ત, કમજોર, વૃદ્ધો અને સ્ત્રીઓ ભીડના ડરથી વુકૂફ ન કરે તો તેમને છૂટ છે, એમની ઉપર વાજિબ છોડી દેવાનો દંડ થશે નહિ.
- મુઝદલિફાની રાત પણ ઘણી બરકત વાળી હોય છે. કેટલાક વિદ્વાનો (ઉલમા) એ તો આ રાતને શબે કદ્રથી પણ ચઢિયાતી બતાવેલ છે. અહીં પણ તલ્બિયહ, દુઆ, ઈસ્તિગફાર, તૌબા અને દુરૂદ શરીફ વગેરેનો જેટલો વિર્દ (વારંવાર પઢવું) રાખવામાં આવે, એટલું સારૂં છે. એ વિચારી લો કે સૂવા અને આરામ કરવા માટે આખી જિંદગી પડેલી છે. આ બરકતવાળા સ્થળો ખબર નથી કે ફરી જોવા મળે, ન મળે. માટે વધુ સમય ઈબાદત અને અલ્લાહની યાદમાં વિતાવવો જોઇએ.
- આ સ્થળે આમ તો પાણીની સારી એવી વ્યવસ્થા છે. પણ રસ્તો ભટકી જવાનો ભય રહે છે. માટે જરૂર જણાય તો સાથી પુરૂષો સાથે જાવ.
- મુઝદલિફાનો વાતાવરણ ખુલ્લો છે. માટે, ખાસ કરીને ઠંડીની મોસમમાં ઘણી ઠંડી હોય છે. માટે કપડાંની સારી વ્યવસ્થા રાખો અને એહરામ હમણાં બાકી છે માટે ચહેરા સિવાય માથું અને શરીર ઢાંકી શકાય છે.
- ૧૦, ઝીલહજના રોજ મોટા શૈતાનને કાંકરીઓ મારવા માટે પણ આ મેદાનથી

જ કાંકરીઓ વીણી લો. એટલે કે સાત નંગ. અને બધા દિવસો માટે પણ અહીંથી જ કાંકરીઓ વીણી લો તો વધુ સારૂં (૭૦ નંગ). કાંકરીઓ કાબુલી મટરના દાણા અથવા ખજૂરના ઠળિયા જેટલી હોય, વધારે મોટી ન હોય. મોટા પત્થરને તોડીને બનાવવી નહિ.

- જો એટલું જાણતાં હોવ કે જ્યાંથી કાંકરીઓ લીધી છે, તે સ્થળ નાપાક છે, તો એ કાંકરીઓને ધોવી જરૂરી છે, નહિતર તેમને હાથમાં મસળીને ફૂંક મારી દો, તો વાંધો નથી.
- મુઝદલિફામાં રાત્રે ખાવા પીવાની કોઇ વ્યવસ્થા હોતી નથી. અને સવાર પછી પણ ખબર નથી, કે મિનામાં કયા સમયે પહોંચવાનું થાય. કેટલીક વખતે બપોર કે સાંજ પડી જાય છે. માટે ખાવાની વ્યવસ્થા મિનાથી લઇને ચાલો અથવા અરફાતથી કરી લો. કેમકે, અરફાતમાં પણ ખાવા પીવાની વસ્તુઓ મળી જાય છે. પણ આ વ્યવસ્થા અગાઉથી કરી લો. સાંજે જવાનું હોય છે, વ્યવસ્થા ન પણ થઇ શકે. ખાસ કરીને બાળકો સાથે હોય તો ખાવા પીવાની વસ્તુઓનો સ્ટોક દરેક સમયે સાથે રાખવો જોઇએ: નહિતર હેરાનગતિ થશે.

## ૧૦, ઝીલહજ - ત્રીજો દિવસ : મોટા શૈતાનની રમી

મુઝદલિફામાં સુબહ સાદિક પછી વુકૂફ કરી લીધા બાદ હવે ખાસ ૧૦, ઝીલહજના દિવસનો કામ ફક્ત એક જ છે, એટલે કે મોટા શૈતાનને કાંકરીઓ મારવી. બાકીના અન્ય કામો કુરબાની, વાળ કપાવી એહરામથી નીકળવું અને તવાફે ઝિયારત. આ કાર્યો ૧૨, ઝીલહજ સૂર્યાસ્ત (ગુરૂબ) સુધી કરી શકાય છે. મોટા શૈતાનને આજે કાંકરીઓ નહિ મારો તો દંડ વાજિબ થશે. અને બાકીના અન્ય કામ કરવા પણ યોગ્ય ગણાશે નહિ.

- આજે જે કામ કરવાના છે, તેમને ક્રમબદ્ધ રીતે (તરતીબવાર) વર્ણવવામાં આવશે, આ જ ક્રમ મુજબ કાર્યો કરવા, કેમકે આ ક્રમ વાજિબ છે.

## પહેલું કામ : રમી
## (મોટા શૈતાનને કાંકરીઓ મારવી)

- ૧૦, ઝીલહજના દિવસે મિના પાછા આવી, જમરએ ઉકબા પર કાંકરીઓ

મારવાનું પહેલું કામ છે. તેનો અફઝલ સમય સૂર્યોદયથી ઝવાલ (બપોર) સુધીનો છે.

- સૂર્યાસ્ત (ગુરૂબ) સુધી જાઇઝ છે અને સુબહ સાદિક સુધીનો સમય મકરૂહ છે. અને આજની સ્થિતિઓ અને ખૂબ જ ભીડ તથા લોકોની ધક્કા-મુક્કીને જોતાં સ્ત્રીઓ માટે ખાસ કરીને મકરૂહ સમય યોગ્ય છે, કે તેઓ રાત્રે રમી કરે. આમ તો અસર પછી ભીડ ઓછી થતી જાય છે. આશય એટલો છે કે જે વખતે સવલત હોય ૧૧, ઝીલહજની સુબહ સાદિક પહેલાં કાંકરીઓ અવશ્ય મારી લે, નહિતર બીજા દિવસે એમની કઝા કરવી પડશે અને "દમ" ની એક કુરબાની કરવી પડશે.
- મુઝદલિફાથી ૧૦, ઝીલહજની સુબહ સાદિક પછી આવીને સૂર્યોદય (સૂરજ ઉગવા) પહેલાં કોઇ સ્ત્રી કાંકરીઓ મારી લે, તો તેના માટે જાઇઝ છે, પુરૂષો માટે આ સમય મકરૂહ છે.
- શૈતાનને મારવા માટે કાંકરીઓ મુઝદલિફાથી લઇ લીધી હશે. ત્યાંથી લેવાનું ભૂલી ગયા હોવ તો મિનામાં કોઇ અન્ય જગ્યાએથી કાંકરીઓ લઇ લો. પણ કોઇ મસ્જિદથી ન લેવી, નાપાક જગ્યાએથી કે શૈતાનો પાસે પડેલી કાંકરીઓ પણ લેવી નહિ.
- સાત કાંકરીઓ લઇને મોટા શૈતાન પાસે આવો, અને તેનાથી લગભગ ત્રણ હાથ દૂર ઉભા થઇને જમણા હાથે એક એક કરીને કાંકરીઓ મારો. ત્યાં જે સ્તંભ (હવે દીવાલ) બનેલો છે, તેને દરેક કાંકરી સ્પર્શ થવી જોઇએ. અથવા મારેલી કાંકરી કુંડાળાની અંદર પડવી જોઇએ, જે સ્તંભની ફરતે બનેલો છે. જો કોઇ કાંકરી તેનાથી બહાર પડશે, તો તેના બદલે બીજી કાંકરી મારવી પડશે.
- જો સાતેય કાંકરીઓ એકી સાથે મારી દીધી, તો એક જ ગણવામાં આવશે. છ કાંકરીઓ બીજી મારવી.
- મોટી કાંકરી કે પત્થર મારવો જો કે મકરૂહ છે, પણ રમી થઇ જશે. અને બૂટ-ચંપલ, લાકડી વગેરે મારવું જહાલત (અજ્ઞાનતા) છે, તેનાથી રમી થતી નથી.
- સ્ત્રી માટે જાતે કાંકરીઓ મારવી જરૂરી છે, તેના તરફથી કોઇ અન્ય ન મારી શકે. અલબત્ત, કોઇ શરઇ કારણ હોય તો પોતાનો નાયબ બનાવી શકે છે. શરઇ કારણ એ છે કે જેના કારણે બેસીને નમાઝ પઢવાની છૂટ હોય અથવા પગપાળા ચાલી શકતી ન હોય અને વાહન મળતો ન હોય. કેટલીક સ્ત્રીઓ

એમજ ભીડના ડરથી અન્યોથી કાંકરીઓ ફેંકાવે છે, આ જાઇઝ નથી, બલકે એમને સાંજે અથવા રાત્રે જયારે ભીડ ન હોય, જાતે જઇને કાંકરીઓ મારવી જોઇએ. મોહતાજને માટે આ શરત છે, કે તે અન્યને કહે અને નાયબ બનાવે. કહ્યા વિના જો કોઇ તેના તરફથી રમી કરે, તો આ જાઇઝ નથી. હા, બેભાન, નાના બાળક અને પાગલ તરફથી તેના સગાં-સંબંધી પૂછયા વગર જાતે કરી દે, તો જાઇઝ છે.

- સ્ત્રી પણ મોહતાજ પુરૂષ અથવા સ્ત્રીની નાયબ બનીને તેમના તરફથી રમી કરી શકે છે, પણ આવી પરિસ્થિતિમાં પહેલાં પોતાની રમી કરે પછી અન્યની (બીજાની) કરે. આવું બિલકુલ ન કરે કે એક કાંકરી પોતાના તરફથી મારે અને એક અન્ય તરફથી.
- દરેક કાંકરી મારતાં સમયે "બિસ્મિલ્લાહ, અલ્લાહુ અકબર" કહેતા રહો અને આ દુઆ પઢો.

رَغْماً لِلشَّيْطَانِ وَرِضاً لِلرَّحْمٰنِ اَللّٰهُمَّ اجْعَلْهُ حَجّاً مَّبْرُوْراً
وَسَعْياً مَّشْكُوراً وَذَنْباً مَّغْفُوراً

**રગમલ્ લિશ્શૈતાનિ વ રિઝન્ લિર્રહ્માન, અલ્લાહુમ્મજ્ અલ્હુ હજ્જમ્ મબ્રૂરા, વ સઅ્યમ્ મશ્કૂરા, વ ઝમ્બમ્ મગ્ફૂરા.**

**અનુવાદ :**

આ કાંકરી શૈતાનનું ઘોર અપમાન કરવા અને અલ્લાહ ઝૂલ જલાલને રાજી કરવા માટે મારું છું. અય અલ્લાહ! તું મારી હજને મકબૂલ હજ બનાવ અને અમલના પ્રયત્નો કબૂલ ફરમાવ, અને ગુનાહોને માફ કર.

- આ દુઆ સિવાય "લાઇલાહ ઇલ્લલ્લાહ" કે "સુબ્હાનલ્લાહ" પણ પઢી શકાય, પણ બિલકુલ ચુપ રહેવું મકરૂહ છે.
- મોટા શૈતાનને કાંકરીઓ મારીને ત્યાં દુઆ માટે કે અન્ય કોઇ આશયથી રોકાવવું નહિ. કાંકરીઓ મારીને ત્યાંથી ચાલી આવે.
- ૧૦, ઝીલહજના દિવસે ફક્ત મોટા શૈતાન પર રમી કરવી વાજિબ છે, આ દિવસે બાકી અન્ય બે શૈતાનોને બિલકુલ કાંકરીઓ મારવી નહિ.
- મોટા શૈતાનને પહેલી કાંકરી મારતાં જ તલ્બિયહ મોકૂફ થઇ જાય છે, હવે તલ્બિયહ પઢવી નહિ.

## બીજું કામ : કુરબાની

- રમી કરી લીધા પછી કુરબાની કરવી, જો કિરાન કે તમત્તોઅની હજ હોય. કેમકે આ બંને હજમાં આભાર તરીકે કુરબાની વાજિબ હોય છે, અને તેમાં ગરીબ કે માલદારમાં કોઇ તફાવત નથી. હા, જો કોઇ બિલકુલ મોહતાજ હોય, તો તેના માટે કુરબાનીના બદલે રોઝા રાખવા જાઇઝ છે, પણ એ રોઝાઓમાં પણ કેટલીક શરતો છે, જો અલ્લાહ ન કરે ને કોઇ એટલી મોહતાજ થઇ જાય કે કુરબાની કરી શકતી નથી, તો પછી રોઝા સંબંધી જાણકારી ત્યાં હાજર કોઇ વિદ્વાન (આલિમ) થી જાણી લે, અમે ટૂંકમાં બતાવી દઇએ છીએ કે તેના બદલે ૧૦ રોઝા રાખવાના હોય છે, જેમાં ત્રણ રોઝા એહરામની હાલતમાં ૯, ઝીલહજ પહેલાં રાખવા જરૂરી હોય છે. સાત રોઝા પછી ઘરે પહોંચીને રાખી લે. પણ જો આ ત્રણ રોઝા નિયત સમય પહેલાં રાખી ન શકી, તો દરેક હાલતમાં કુરબાની આપવી પડશે.
- અને જો ફક્ત હજ્જે ઇફરાદ કર્યો છે, તો તેના પર આભારની કુરબાની વાજિબ નથી. ઇચ્છે તો કરી શકે.
- કુરબાની માટે સ્ત્રીને જાતે કુરબાનગાહ જવું અને ત્યાં હાજર રહેવું જરૂરી નથી. કોઇપણ તેના તરફથી કુરબાની કરી શકે છે. પણ એટલું યાદ રહે, કે તેના તરફથી કુરબાની રમી કરી લીધા પછી જ થાય. જો કોઇએ તેના તરફથી કુરબાની પહેલાં કરી નાખી, તો ક્રમ વિરૂદ્ધ હોવાથી દંડ વાજિબ થશે.
- આ રીતે ક્રમ જાળવવો કિરાન અને તમત્તોઅ કરનારીઓ માટે છે. હજ્જે ઇફરાદ વાળી માટે તો છૂટ છે કે તે રમી પછી વાળ કપાવી લે અને પછી ઇચ્છે તો કુરબાની કરે.
- આભારની કુરબાનીના જાનવર માટે એ જ શરતો છે, જે બકરી ઇદની કુરબાનીના જાનવર માટે છે. ગાય, ભેંસ કે ઊંટમાં હિસ્સો પણ લઇ શકે છે અને પોતાનો સ્વતંત્ર જાનવર પણ કુરબાન કરી શકે છે.
- સ્ત્રી જો માલદાર હોય તો ઘરે રહેતાં બકરી ઇદની કુરબાની તેણી પર વાજિબ હોય છે. તે મક્કામાં એટલા દિવસ પહેલાં પહોંચી ગઇ કે ૮, ઝીલહજ સુધી ૧૫ કે તેથી વધુ દિવસો થઇ ગયા તો હવે તે મુસાફરના હુકમમાં નથી રહેતી માટે તેણી માટે હજની કુરબાની સિવાય બકરી ઇદની કુરબાની પણ વાજિબ

છે. અલબત્ત આ કુરબાની રમી વગેરેથી પહેલાં પણ કરી શકાય છે. કેમકે, મિનામાં ઈદની નમાઝ તો થતી નથી, માટે એ શરત પણ નથી કે નમાઝ પછી જ આ કુરબાની કરવી.

- યોગ્ય અને બહેતર માર્ગ તો એ જ છે કે ભલે ગમે તેટલા દિવસ અગાઉ મક્કા પહોંચવાનું થાય માલદાર સ્ત્રી (કે પુરૂષ) ત્યાં જતાં પહેલાં ઈન્ડિયામાં કોઈ સગાં-સંબંધીને કુરબાની કરવાના પૈસા આપીને જ જાય. અને ઈન્ડિયામાં રહેનાર સગાં-સંબંધી હાજીઓ વતી ઈદના દિવસોમાં કુરબાની કરી નાખે.
- જો કોઈ આજે હજની કુરબાની ન કરી શક્યો હોય, તો ૧૧મીએ કે ૧૨મી તારીખે પણ હજની કુરબાની કરી શકાય.

## ત્રીજું કામ : વાળ કાપવા

- કિરાન અને તમત્તોઅ વાળી, રમી અને કુરબાની પછી તથા હજ્જે ઈફરાદ વાળી રમી કર્યા બાદ પોતાના વાળ કાપી એહરામથી હલાલ થઈ જાય.
- આ વાત અગાઉ બતાવી દીધી છે, કે પુરૂષોની જેમ માથું મુંડાવવું કે મશીનથી વાળ કપાવવા સ્ત્રીઓ માટે હરામ છે. તે એહરામ પૂરો કરવા માટે પોતાની ચોટલીના છેડાથી એક પોર વાળ કાપી નાખે અથવા કપાવી લે. બસ, તેનો એહરામ પૂરો થઈ ગયો.
- જે સ્ત્રીઓ અલ્લાહ અને રસૂલ (સ.અ.વ.) ના અહકામની અવગણના કરીને અંગ્રેજ મેમની જેમ પુરૂષોની માફક ફેશન મુજબના વાળ રાખે, તેઓ પણ પોતાના વાળ ભેગા કરી તેમના છેડા એક આંગળ જેટલા કાપી લે.
- સ્ત્રીઓ પોતાના વાળ જાતે જ કાપી નાખે અથવા પોતાના કોઈ મહરમથી કે કોઈ અન્ય સ્ત્રીથી જે વાળ કાપી પોતે પણ એહરામથી નીકળવાની હોય, વાળ કપાવી લે. અજાણ અને બિન મહરમ પુરૂષથી વાળ ન કપાવે.
- સ્ત્રી પોતાના વ્યક્તિગત જીવનમાં ગમે તેટલી સ્વાતંત્ર્ય વિચારો વાળી મોડર્ન હોય, પણ અહીં તે અલ્લાહને રાજી કરવા અને પોતાની અણગમતી જિંદગી પર પશ્ચાતાપ કરવા આવી છે. માટે કમ સે કમ આ સમગ્ર પ્રવાસમાં જાઈઝ અને નાજાઈઝનું પૂરેપૂરૂં ધ્યાન આપવું આવશ્યક છે. કોઈ એવું કામ ન કરવું કે જેથી અલ્લાહ અને રસૂલ (સ.અ.વ.) ના હુકમોનું ઉલ્લંઘન (નાફરમાની)

થાય. અને ફળ સ્વરૂપે અલ્લાહની ખુશીને બદલે નારાજગી મળે.

- વાળ કપાવવાનો સમય ૧૦, ઝીલહજના રોજ શૈતાનને કાંકરી માર્યા પછી ૧૨, ઝીલહજ સૂર્યાસ્ત સુધીનો છે. માટે, સમય મર્યાદામાં વાળ કાપી લેવામાં આવે. આ સમય વીતી ગયા બાદ જો વાળ કપાંવ્યા તો "દમ" ની કુરબાની આપવી પડશે.
- વાળ કપાવ્યા પછી એહરામને કારણે જે વાતો પ્રતિબંધિત (મના) હતી, તે બધી હલાલ થઇ ગઇ. પરંતુ પતિ-પત્નીનો સંબંધ હમણાં પણ જાઇઝ થયો નથી. તે, તવાફે ઝિયારત પછી જ જાઇઝ થશે.
- વાળ તવાફે ઝિયારત પછી પણ કપાવવા જાઇઝ છે.

## ચોથું કામ : તવાફે ઝિયારત

- ઉપર બતાવી દીધેલ છે કે ૧૦, ઝીલહજનો મૂળકામ તો મોટા શૈતાનને કાંકરી મારવાનો છે. બાકી અન્ય કામો માટે ૧૨, ઝીલહજ સુધી અવકાશ છે. પણ અફઝલ અને શ્રેષ્ઠ એ જ છે કે આ કાર્યો ૧૦, કે ૧૧મી સુધીમાં પતાવી દેવા.
- રમી અને કુરબાની કર્યા બાદ વાળ કપાવ્યા પછી તવાફે ઝિયારત સુન્નત છે, વાજિબ નથી. મતલબ એ છે કે વાળ કપાવ્યા પહેલાં પણ તવાફે ઝિયારત થઇ શકે. પણ એટલું યાદ રાખજો કે એવી સ્થિતિમાં તવાફે ઝિયારત કરી લીધાં છતાં પણ એહરામ પૂરો થશે નહિ વાળ કપાવી લીધા પછી જ એહરામ પૂરો થશે.
- જ્યારે રમી, કુરબાની અને વાળ કપાવીને ફારેગ થઇ જાવ, તો હવે તવાફે ઝિયારત માટે જાવ. તવાફની પદ્ધતિ તમને ખબર જ છે. તવાફ કરી લો અને જો હજની સઇ પહેલાં કરી લીધી હોય તો હવે જરૂર નથી. ન કરી હોય તો તવાફે ઝિયારત કર્યા પછી સઇ કરી લો.
- આ તવાફ એટલો જરૂરી છે, કે આના વગર હજ પૂરી થતી નથી. અને પતિ-પત્ની પણ પરસ્પર એક બીજા માટે હલાલ થતાં નથી. અમુક વખતે જોવામાં આવે છે કે સ્ત્રીઓ ભીડને કારણે ડરી જાય છે અને તવાફે ઝિયારત કરતી નથી અને એક "દમ" આપી દે છે. આ યોગ્ય નથી, તેઓ સારી રીતે સમજી

લે કે જયાં સુધી તવાફે ઝિયારત નહિ કરે, તેમની હજ પૂરી નહિ થાય, અને તેઓ પતિ માટે હલાલ થશે નહિ. અને દરેક (સોહબત) સંબંધની એક કુરબાની વાજિબ થતી જશે.

- તવાફે ઝિયારતનો સમય પણ ૧૨, ઝીલહજ સૂર્યાસ્ત સુધીનો છે, તે પછી કરનાર પર દમની કુરબાની વાજિબ છે. અલબત્ત, સ્ત્રીઓ પોતાના ખાસ દિવસોમાં (માસિકમાં) હોય અને આ સમય મર્યાદા જતી રહે તો વાંધો નથી. તેના પર કોઇ દંડ થશે નહિ તે પાક થઇને તવાફે ઝિયારત કરી લે.
- હજ પછી તવાફે ઝિયારત પહેલાં જો તરત રવાનગી હોય, અને સ્ત્રી આ સમયમાં દિવસોમાં (માસિકમાં) હોય તો રવાનગી મુલતવી કરવી જોઇએ. પાક થઇને તવાફે ઝિયારત કર્યા વગર જતી રહેશે તો હજ અપૂર્ણ (અધુરૂં) રહેશે. પતિથી મેળાપ કરી શકશે નહિ. અને ફરીવાર તવાફ કરવા માટે પ્રવાસ ખર્ચ અને તકલીફો વેઠવી પડશે, કેમકે, હુકમ એવો છે કે સ્ત્રી માટે હૈઝ અને નિફાસને કારણે તવાફે ઝિયારતમાં વિલંબ (ઢીલ) ની છૂટ તો છે, પણ છોડી દેવાની પરવાનગી નથી.
- તવાફે ઝિયારત પછી ફરી મિના આવી જાય. ૧૨, તારીખ સુધી મિનાથી બહાર રાત પસાર કરવી મકરૂહ છે, ભલે મક્કામાં હોય કે અન્ય સ્થળે.

## ૧૧, ઝીલહજ - ચોથો દિવસ : જમરાત પર રમી

જો ૧૦, તારીખે કરવાનો કોઇ કામ રહી ગયો હોય, દા.ત., કુરબાની, વાળ કાપવા, તવાફે ઝિયારત, તો આજે કરી લો. જો કમનસીબીથી ગઇ કાલની રમી રહી ગઇ હતી, તો તેની પણ કઝા થઇ શકે, પણ દંડની સાથે.

- આજનો વાજિબ કાર્ય ત્રણેય શૈતાનો પર રમી કરવાનું છે.
- આજની રમીનો સુન્નત સમય ઝવાલ પછી શરૂ થઇને સૂર્યાસ્ત (ગુરૂબ) સુધીનો છે અને છેલ્લો સમય ૧૨, તારીખની સુબહ સાદિકની પહેલાં સુધીનો છે.
- આજના દિવસે અસરના સમયે ભીડ ઓછી થઇ જાય છે. સ્ત્રીઓ સરળતાથી દરેક શૈતાન પાસે ઉભી થઇને કાંકરીઓ મારી શકે છે. માટે સ્ત્રીઓએ આજે પણ શાંતિ અને સરળતાના સમયે જઇને કાંકરીઓ મારવી જોઇએ. રાત્રે સગવડ હોય તો રાત્રે જતી રહે.

• આજે કાંકરીઓ મારવામાં નીચે મુજબનો ક્રમ જાળવવાનો ધ્યાન રાખો.

## જમરએ ઊલા (પહેલો શૈતાન)

આ જમરહ મિનાથી આવતાં પહેલો છે. પ્રથમ આની પાસે આવો. મિનાને જમણી બાજુ રાખી, કિબલા તરફ મોઢું રાખી ઉભી થઇ જાવ. અને ત્રણ હાથ (વાર) થી વધુ નજીક જવું નહિ. પછી "બિસ્મિલ્લાહ, અલ્લાહુ અકબર" કહીને જમણા હાથથી એક-એક કરીને તેના પર સાત કાંકરીઓ મારો. કાંકરીઓ મારી લો, પછી તેની જમણી બાજુ થોડુંક ખસીને ઉભી થઇ જાવ અને કિબલા તરફ મોઢું કરીને જેટલી વાર સુધી દુઆ માંગવી હોય, માંગો. અહીં પણ કબૂલિયતની જગ્યા છે.

## જમરએ વુસ્તા (વચલો શૈતાન)

આ જમરહ પહેલા અને છેલ્લાથી વચ્ચેનો છે. અહીં પણ પહેલાં જમરહની જેમ ઉભી થઇને સાત કાંકરીઓ મારે અને તે પછી અહીં પણ એક તરફ ઉભી થઇને ખૂબ દુઆઓ માંગે.

## જમરએ ઉકબા (મોટો શૈતાન)

આની ઉપર કાલની જેમ કાંકરીઓ મારો અને પરત આવી જાવ. અહીં રોકાઇને દુઆ કરવી નહિ. શક્ય છે કે કોઇ એવું વિચારે કે અહીં દુઆ માંગવાની પરવાનગી કેમ નથી? તેના સંતોષ માટે આ જવાબ છે, કે હુઝૂર (સ.અ.વ.) ના સમયમાં આ જગ્યા એટલી વિશાળ ન હતી, જેટલી આજે છે. આ જમરહ બિલકુલ પહાડીઓમાં હતો. ઉકબાનો અર્થ ઘાટી થાય છે. અને દેખીતી રીતે જ ઘાટી ન તો જમીન હોય છે, કે ન મેદાન. એ તો એક સાંકળો પહાડી રસ્તો હોય છે. હવે આટલા સાંકળા રસ્તે બે ચાર લોકો દુઆ માટે ઉભા થઇ જાય, તો હજારો માણસો માટેનો રસ્તો બંધ થઇ જાય. માટે આપણા મહેરબાન રસૂલે કરીમ (સ.અ.વ.) એ ફરમાવ્યું, કે અહીં કાંકરીઓ મારો, અને દુઆ કર્યા વગર ત્યાંથી જતા રહો. જેથી, અન્ય હાજીઓ સરળતાથી રમી

કરી શકે. હવે જગ્યાની વિશાળતા છતાં આવું નહિ કરાય, કેમકે પૈગમ્બર (સ.અ.વ.) નું અનુકરણ, આવું ન કરવામાં છે.

- બસ, આજે તો એટલો જ કામ અને પ્રોગ્રામ હતો, આજે હજ સંબંધી બીજું કોઇ કામ નથી.

## ૧૨, ઝીલહજ - પાંચમો દિવસ : જમરાત પર રમી

જો કોઇ કારણથી ૧૧ તારીખની રમી રહી ગઇ હોય, તો આજે કઝા કરી લો, તેના માટે ''દમ'' ની એક કુરબાની આપવી પડશે.

આજે પણ ગઇકાલની જેમ ત્રણેય શૈતાનો પર તે જ ક્રમની સાથે સાત-સાત કાંકરીઓ મારવાની છે. આજનો સુન્નત સમય પણ ઝવાલથી સૂર્યાસ્ત સુધીનો છે.

- આજની રમીથી ફારેગ થઇને ઇચ્છે તો મિના છોડીને જતી રહે. સૂર્યાસ્ત પહેલાં રવાના થઇ જાય. રાત્રે રવાનગી જાઇઝ તો છે, પણ મકરૂહ છે. અને જો ૧૩, ઝીલહજની સુબહ સાદિક મિનામાં થઇ ગઇ, તો હવે ૧૩મીની રમી કરવી પણ વાજિબ છે. જો આવી સ્થિતિમાં ૧૩મીએ રમી ન કરી, તો દમની કુરબાની વાજિબ થશે.
- ૧૩મી ની રમી ઝવાલથી પહેલાં કરી લેવાની છૂટ છે. તેરમીએ સૂર્યાસ્ત થઇ ગયો અને કોઇએ રમી કરી નહિ, ભલે આ દિવસની હોય કે પહેલાના દિવસોની, તો હવે રમીનો અદા અને કઝા બંને સમય નથી રહ્યાં. હવે દરેક સ્થિતિએ ''દમ''ની કુરબાની આપવી પડશે.
- ૧૨ની રમી બાદ હજના અમલો અને કાર્યો પૂરા થઇ ગયા. હવે હાજી આઝાદ છે. પોતાના ઘરે જઇ શકે છે. અથવા અલ્લાહના હબીબ (સ.અ.વ.) ના રોઝાની ઝિયારત ન કરી હોય, તો ત્યાં જઇ શકે છે.
- મિનાથી રવાના થઇ મક્કા મુકર્રમા પોતાના સ્થાને આવી જાવ.

## તવાફે વિદાઅ

- વિદાઅનો અર્થ રૂખસદ છે. આ તવાફ હાજીની રૂખસદીનો તવાફ છે. અને મીકાત બહારથી આવનારાઓ ઉપર વાજિબ છે. તેમની હજ ગમે તેવા પ્રકારની હોય, અલબત્ત, ફક્ત ઉમરહ કરનાર પર વાજિબ નથી.

- સ્ત્રીઓ ખાસ દિવસોમાં (માસિકમાં) ચાલતી હોય અને સાથ વાળાઓનો જવાનો સમય થઇ ગયો, તો આવી સ્ત્રીઓ પર તવાફે વિદાઅ વાજિબ નથી. આ સમયે તે મસ્જિદે હરામના ગમે તે દરવાજા પાસે ઉભી થઈને દુઆ કરી લે. અને કા'બાથી વિદાય લઇ લે. સમયનો અવકાશ હોય તો પાક થઈને તવાફ કરીને જાય.
- બહેતર તો એ છે, કે જ્યારે રવાનગીની બધી વ્યવસ્થાઓ થઇ જાય અને ફક્ત રવાના થવાનું રહી જાય, તે વખતે તવાફ કરવામાં આવે.
- આ તવાફ અન્ય તવાફોની જેમ કરવામાં આવશે, તેના પછી સઇ થતી નથી. બે રકાત વાજિબુત્તવાફ જરૂર પઢવી. પછી મકામે ઈબ્રાહીમ, હતીમ, ઝમઝમ, હજરે અસ્વદ, મુલતઝમ શરીફ, દરેક જગ્યાએ રડી રડીને દુઆઓ કરો. અને અશ્રુભીની આંખોથી, દુઃખ અને હસરત, રંજ અને ગમગીની સાથે કા'બાથી જુદા થઈને બહાર આવો. અને બહાર ઉભા થઈને વિદાયની આ દુઆ પઢો.

اَلْحَمْدُ لِلّٰهِ حَمْدًا كَثِيْرًا طَيِّبًا مُّبَارَكًا
فِيْهِ اَللّٰهُمَّ ارْزُقْنِي الْعَوْدَ بَعْدَ الْعَوْدِ
اَلْمَرَّةَ بَعْدَ الْمَرَّةِ اِلٰى بَيْتِكَ الْحَرَامِ
وَاجْعَلْنِيْ مِنَ الْمَقْبُوْلِيْنَ عِنْدَكَ يَا
ذَا الْجَلَالِ وَالْاِكْرَامِ ۔ اَللّٰهُمَّ لَا تَجْعَلْهُ
اٰخِرَ الْعَهْدِ مِنْ بَيْتِكَ الْحَرَامِ وَاِنْ
جَعَلْتَهٗ اٰخِرَ الْعَهْدِ فَعَوِّضْنِيْ عَنْهُ الْجَنَّةَ
يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ۔ وَصَلَّى اللّٰهُ عَلٰى
خَيْرِ خَلْقِهٖ مُحَمَّدٍ وَّاٰلِهٖ وَصَحْبِهٖ اَجْمَعِيْنَ

**અલ્હમ્દુ લિલ્લાહિ હમ્દન્ કષીરન્ તય્યિબમ્ મુબારકન્ ફીહિ અલ્લાહુમ્મર્ ઝુક્નીલ્ ઔદ બઅ્દલ્ ઔદિ અલ્ મર્રત બઅ્દલ્ મર્રતિ ઇલા બૈતિકલ્ હરામિ વજ્અલ્ની મિનલ્ મક્બૂલીન ઇન્દક યા ઝલ્જલાલિ વલ્ ઇક્રામ. અલ્લાહુમ્મ લા તજ્અલ્હુ આખિરલ્ અહ્દિ મિમ્ બૈતિકલ્ હરામિ વ ઇન્ જઅલ્તહૂ આખિરલ્ અહ્દિ ફઅવ્વિઝ્ની અન્હુલ્ જન્નત યા અર્હમ રાહિમીન. વ સલ્લલ્લાહુ અલા ખૈરિ ખલ્કિહી મુહમ્મદિંવ્ વ આલિહી વ સહ્બિહી અજ્મઇન.**

**અનુવાદ**

પવિત્રતા અને બરકતથી તરબોળ અમર્યાદિત પ્રશંસાઓ સઘળી અલ્લાહ માટે જ છે. અલ્લાહ ! તારા આદરણીય ઘરમાં, વારંવાર, એક પછી ફરીથી હાજરીની સઆદત (ખુશનસીબી) થી મને નવાજ. અને તારા મિત્રોમાં મને સામેલ કર. અય જલીલ અને કરમ વાળા મૌલા! અય અલ્લાહ! તારા આદરણીય ઘરમાં મારી આ હાજરી છેલ્લી ન હોય, અને જો મારો અંતિમ સમય આવી જ ગયો હોય, તો તેના બદલે મને જન્નત ઈનાયત ફરમાવ. અય્ રહમ કરનારાઓમાં સૌથી વધુ કૃપાળુ! દુરૂદ અને સલામ નાઝિલ ફરમાવ, સર્વશ્રેષ્ઠ મખ્લૂક હઝરત મોહંમદ (સ.અ.વ.) પર અને આપ (સ.અ.વ.) ની સંતાનો અને આપ (સ.અ.વ.) ના બધા સહાબીઓ પર.

●

## હજ્જતુલ વિદાઅનો ખુત્બો

સરવરે કાયનાત હઝરત મોહંમદ (સ.અ.વ.) એ હજ્જતુલ વિદાઅના અવસર પર અરફાતના મેદાનમાં જબલે રહમતથી લગભગ એક લાખ ચોવીસ હજાર જાન કુરબાન કરનાર સહાબીઓથી ઉદ્‌બોદન ફરમાવ્યું હતું. જ્યારે અરફાતથી સૂરજ અસ્ત થવા લાગ્યો, તો આપે (સ.અ.વ.) કસવા નામક પોતાની ઊંટણી લાવવાનો હુકમ કર્યો. તેના પર સવાર થઈને આપ (સ.અ.વ.) એ ખુત્બો આપ્યો જેમાં ઈસ્લામ મઝહબ અને માનવતાના સિદ્ધાંતોનું વર્ણન છે. આપ (સ.અ.વ.) એ અલ્લાહની હમ્દ અને સના (પ્રશંસા) કરતાં ઈરશાદ

કર્યો, અલ્લાહ સિવાય કોઈ મઅબૂદ (ઈબાદતને લાયક) નથી. તે એકલો જ છે તેનો કોઈ સાથીદાર નથી. અલ્લાહે પોતાનો વચન પૂરો કર્યો. તેણે પોતાના બંદા (રસૂલ સ.અ.વ.) ની મદદ કરી અને એકલી તે જ ઝાતે બાતિલ (જુઠ્ઠા લોકો) ની બધી સંગઠિત શક્તિઓને પરાસ્ત કરી. લોકો ! મારી વાત સાંભળો. હું નથી સમજતો કે હવે કયારેય આપણે આવી રીતે ભેગાં થઈ શકીશું. લોકો ! અલ્લાહનું ફરમાન છે કે, માનવીઓ! અમે તમે બધાને એક જ પુરુષ અને સ્ત્રીથી જન્મ આપ્યો. અને તમને જ્ઞાતિઓ અને કબીલાઓમાં વહેંચી દીધાં કે તમે અલગ-અલગ ઓળખાવી શકો. તમારામાં વધારે ઈઝ્ઝત અને માનવાળો અલ્લાહની નજરમાં એ છે, જે અલ્લાહથી ડરનાર હોય. જેથી કોઈ અરબીને કોઈ અજમી (બિન-અરબી) ઉપર પ્રધાનતા (ફઝીલત) પ્રાપ્ત નથી. ન કોઈ અજમીની અરબી પર. ન કાળો ગોરાથી અફઝલ (બહેતર) છે, ન ગોરો કાળાથી. હા, મહાનતા અને અફઝલિયતનું કોઈ સ્તર હોય તો તે તકવા છે. બધા માણસો આદમ (અલૈ.) ના સંતાનો છે. અને આદમ (અલૈ.) ની હકીકત તેના સિવાય શું છે કે તેઓ માટીથી બનાવવામાં આવ્યા હતા. હવે ફઝીલત અને શ્રેષ્ઠતાના બધા દાવા, રકત અને માલની બધી માંગણીઓ અને બધા વેર (બદલાઓ) મારા પગ હેઠળ કચડી નાખવામાં આવ્યા છે. બસ, હવે બયતુલ્લાહની રક્ષા અને હાજીઓને પાણી પાવાની સેવાઓ બાકી રહેશે. પછી આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, કુરેશના લોકો ! એવું ન થાય કે અલ્લાહના દરબારમાં તમે એવી રીતે આવો કે તમારી ગરદનો ઉપર દુનિયાનો બોજ લાદવામાં આવ્યો હોય અને અન્ય લોકો આખેરતનું સામાન લઈને પહોંચ્યા હોય. જો એવું થયું, તો હું અલ્લાહની સામે તમારા કાંઈ કામ આવી શકીશ નહિ, કુરૈશના લોકો ! અલ્લાહે તમારા ખોટા અભિમાનને ખતમ કરી નાખ્યું. બાપ, દાદાના કારનામાઓ ઉપર તમારે ગર્વ કરવાનો કોઈ અવકાશ નથી. લોકો! તમારૂં લોહી, તમારો માલ અને તમારી ઈઝ્ઝતો એકબીજા પર બિલકુલ હરામ કરવામાં આવી છે, હંમેશને માટે. આ વસ્તુઓનું મહત્વ એટલું છે જેટલું તમારો તે દિવસ અને તે પવિત્ર મહિનો ઝીલહજનો, ખાસ કરીને આ શહેરમાં તમે બધા અલ્લાહના દરબારમાં જશો અને તે તમને તમારા આમાલની બાબતમાં પૂછપરછ કરશે. જુઓ, મારા પછી ગુમરાહ ન થઇ જશો કે અંદરો અંદર કતલ અને ગારતગીરી કરવા લાગો. જો કોઈની પાસે અમાનત રાખવામાં

આવે તો તે એ વાતથી બંધાયેલ છે કે અમાનત રખાવનારને અમાનત પહોંચાડી દે. લોકો ! દરેક મુસલમાન બીજા મુસલમાનનો ભાઈ છે અને બધા મુસલમાન પરસ્પર ભાઈ-ભાઈ છે. અજ્ઞાનતાના જમાનાનું બધું મેં મારા પગ હેઠળ કચડી નાખ્યું છે. અજ્ઞાનકાળમાં ખૂનના બધા બદલાઓ હવે માંડવાળ કરવાના છે. સૌ પહેલાં, વેરને મેં માંડવાળ કરવાનું ઠરાવ્યું છે, જે મારા પોતાના કુટુંબનું છે. રબીઆ બિન અલ હારિસના દૂધ પીતાં પુત્રનું ખૂન, જેને બનુ હુઝૈલે મારી નાખ્યો હતો, હવે હું માફ કરું છું. અજ્ઞાનકાળના વ્યાજનું હવે કોઈ મહત્વ નથી. પહેલો વ્યાજ જેને હું છોડી દઉં છું. અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબના કુટુબનું વ્યાજ છે, હવે તે સમાપ્ત થઈ ગયું.

લોકો ! અલ્લાહે દરેક હકદારને તેનો હક પોતે આપ્યો છે. હવે કોઈ પણ વારસદાર માટે વસિયત ન કરે.

બાળક એના જ નામે કરવામાં આવશે, જેની પથારી પર તે જન્મ્યો છે, જેના પર હરામકારી સાબિત થાય, તેની સજા પત્થર છે. હિસાબ-કિતાબ અલ્લાહની પાસે થશે, જે કોઈ પોતાનું ગોત્ર (કુળ) બદલશે અથવા કોઈ ગુલામ પોતાના માલિક સામે કોઈ અન્યને પોતાનો માલિક જાહેર કરશે, તેના પર અલ્લાહની લાનત છે. કરજ અદા કરવું જોઈએ, ઉધાર લીધેલી વસ્તુ પાછી આપવી જોઈએ. તોહફા (સોગાદ) નો બદલો આપવો જોઈએ. અને જે કોઈ ઈચ્છે અને જે કોઈ અન્યનો જામીન બને તે દંડ ભરે, કોઈ પણ વ્યક્તિ માટે એ જાઇઝ નથી કે તે પોતાના ભાઈથી કંઇક લઈ લે. સિવાય કે તેનો ભાઈ જે વસ્તુ પર રાજી હોય અને રાજી-ખુશીથી આપી દે. પોતાની જાત પર અને એક બીજાની ઉપર બળજબરી ન કરો.

સ્ત્રી માટે એ જાઇઝ નથી કે તે પોતાના પતિનો માલ તેની પરવાનગી વગર કોઈને આપે. જુઓ તમારા અને તમારી પત્નીઓના કેટલાક અધિકારો છે. એવી જ રીતે એમના પર તમારા અધિકારો વાજિબ છે. સ્ત્રીઓ પર તમારો હક છે કે તે પોતાની પાસે કોઈ એવા માણસને ન બોલાવે જેને તમે પસંદ કરતા નથી. અને તે કોઈ ખયાનત ન કરે, કોઈ કામ ખુલ્લી બેશરમીનું ન કરે. અને જો તે એવું કરે તો અલ્લાહ તરફથી એની અનુમતિ છે કે તમે એમને સામાન્ય શારીરિક સજા આપો, અને તેઓ માની જાય તો તેમને સારી રીતે ખવડાવો, પહેરાવો. સ્ત્રીઓ સાથે સારૂં વર્તન કરો. કેમકે તેઓ તમારી બંધાયેલી (પાબંદ) છે અને ખુદ

પોતાના માટે કંઈ કરી શકતી નથી. એટલા માટે તેમના વિશે અલ્લાહનો લિહાઝ (વિવેક) રાખો, કે તમે એમને અલ્લાહના નામથી પ્રાપ્ત કરી અને તેના જ નામ પર તે તમારા માટે હલાલ થઈ. લોકો ! મારી વાત સમજી લો, મેં તબલીગ (ધાર્મિક પ્રચાર) નો હક અદા કર્યો છે. હું તમારા વચ્ચે એક એવી વસ્તુ છોડીને જાઉં છું, કે તમે કદી ગુમરાહ નહિ થાવ. જો તમે એના પર કાયમ રહેશો, અને તે અલ્લાહની કિતાબ છે. અને હા, જુઓ મઝહબી મામલાઓમાં અતિશયોક્તિથી બચજો કે તમારાથી પહેલાના લોકો આવી વાતોને કારણે હલાક (ખતમ) કરી દેવામાં આવ્યા. શૈતાનને હવે એ વાતની કોઈ આશા રહી ગઈ નથી કે હવે તેની આ શહેરમાં ઈબાદત (પૂજા) કરવામાં આવશે, પણ એની સંભાવના છે કે એવા મામલાઓમાં જેમને તમે ઓછું મહત્વ આપતાં હોવ, તેની વાત માની લેવામાં આવે અને તે એના પર રાજી છે. તેનાથી પોતાના ધર્મ અને ઈમાનની હિફાઝત (સુરક્ષા) કરજો. લોકો ! તમારા રબની ઈબાદત કરો. પાંચ વખતની નમાઝ અદા કરો, આખા મહિનાના રોઝા રાખો, પોતાના માલની ઝકાત ખુશ થઈ દિલથી આપતા રહો, અલ્લાહના ઘરની હજ કરો અને તમારા ખલીફાની ઈતાઅત (આજ્ઞા-પાલન) કરશો, તો આપણાં રબની જન્નતમાં દાખલ થઈ જશો.

હવે અપરાધી પોતાના પાપનો જાતે જ જવાબદાર હશે. અને હવે બાપને બદલે પુત્રને પકડવામાં આવશે નહિ, પુત્રનો બદલો બાપથી લેવામાં આવશે નહિ.

સાંભળો ! જે લોકો અહીં હાજર છે એમની ફરજ છે કે આ અહકામ અને આ વાતો એ લોકોને બતાવી દે, કે જે અહીં હાજર નથી. હોઈ શકે છે કે કોઈ ગેરહાજર તમારાથી વધુ સમજવા અને સુરક્ષિત રાખનાર હોય. અય લોકો! તમારાથી મારા વિશે (અલ્લાહની પાસે) સવાલ કરવામાં આવશે, બતાવો તમે શું જવાબ આપશો ? લોકોએ જવાબ આપ્યો કે અમે એ વાતની ગવાહી આપીશું, કે આપ (સ.અ.વ.) એ અમાનત (દિણ) પહોંચાડી દીધી અને આપ (સ.અ.વ.) એ રિસાલતનો હક અદા કર્યો અને અમારા માટે શુભ ચિંતા કરી.

આ સાંભળીને હુઝૂર (સ.અ.વ.) એ પોતાની શહાદતની આંગળી આકાશ તરફ ઉઠાવી અને લોકો તરફ ઈશારો કરીને ત્રણવાર કહ્યું, અલ્લાહ ! ગવાહ રહેજે, અલ્લાહ ! ગવાહ રહેજે, અલ્લાહ! ગવાહ રહેજે.

નબીએ કરીમ (સ.અ.વ.) જ્યારે ખુત્બાથી ફારેગ થયા તો તે જ જગ્યાએ આ આયત નાઝિલ થઈ.

اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَاَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِىْ وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا ۝

**અલ્ યૌમ અક્મલ્તુ લકુમ્ દીનકુમ્ વ અત્મમ્તુ અલૈકુમ્ નિઅ્મતી વ રઝીતુ લકુમુલ્ ઇસ્લામ દીના.**

**અનુવાદ :** આજે મેં તમારા મઝહબને તમારા માટે પૂર્ણ કરી દીધો અને તમારા પર મારી નેઅમત (ઈનામ) પૂરી કરી દીધી અને મેં તમારા માટે ઈસ્લામ ધર્મ પસંદ કર્યો.

## હજની વસિયત

- જે સ્ત્રીઓ પર હજ ફર્ઝ થઇ જાય. તે જ સમયથી હજ અદા કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. જો કોઇ સચોટ કારણે તે જાતે હજ કરવા જઇ ન શકે તો પોતાના જીવનમાં જ કોઇ અન્યને મોકલીને પોતાના તરફથી હજ કરાવી લે.
- નહિતર એની વ્યવસ્થા તો જરૂર કરી લે, કે પોતાના વારિસોને વસિય્યત કરી જાય કે મૃત્યુ પછી મારા માલમાંથી હજ કરાવી દે.
- યાદ રાખો કે ૧/૩ માલમાં વસિયત અમલમાં આવે છે. બાકીનો માલ વારિસોનો હોય છે. એ લોકો ઇચ્છે તો તમારા હજમાં ખર્ચ કરશે, ન ઇચ્છે તો નહિ કરે. માટે અફઝલ અને સારી સ્થિતિ તો એ જ છે કે પોતાના જીવનમાં જ જાતે જ, અને મજબૂરી હોય તો કોઇ અન્ય દ્વારા આ ફર્ઝથી મુક્ત થઇ જવું. જો પોતાના જીવનમાં હજ ન કરી, ન કરાવી અને મૃત્યુ સમયે વસિયત પણ ન કરી, તો ફર્ઝની જવાબદારી બાકી રહેશે અને સખત ગુનોહ થશે.

## હજ્જે બદલ

- કેટલીક ઈબાદતો તો એવી છે, કે કોઇ અન્ય બીજા તરફથી અદા કરી શકે નહિ, જેના પર ફર્ઝ હોય તે જ અદા કરે તો અદા થાય. જેમકે નમાઝ અને

રોઝા. અને કેટલીક ઈબાદતો એવી છે, કે બીજી વ્યક્તિ દ્વારા પણ અદા કરાવી શકાય છે. જેમકે ઝકાત અને હજ. દા.ત., કોઈના શિરે ઝકાત ફર્ઝ થઈ અને તેણે કોઈ અન્યથી કહ્યું કે ઝકાતની આટલી રકમ તમે અદા કરી દો, અને તેણે પૂરી રકમ અદા કરી દીધી, તો ઝકાત અદા થઈ જશે. એવી જ રીતે હજનું છે, કે બીજાથી અદા કરાવે તો અદા થઈ જશે. શરત એટલી છે કે જાતે મજબૂર હોય અને અદા કરી શકતી ન હોય તો અન્ય જે કરનાર છે તેને હજનું બધું ખર્ચ પણ આપી દે.

- સ્ત્રી પણ બીજા કોઈ પુરૂષ કે સ્ત્રી તરફથી હજ્જે બદલ કરી શકે છે. અને હજ્જે બદલમાં સ્ત્રી માટે મહરમ સાથે હોય તેવી શરત તો નથી, મહરમ વગર પણ અદા થઈ જશે, પરંતુ ગુનેહગાર થશે.
- જેણે પોતાની હજ ન કરી હોય, તેનાથી પણ હજ્જે બદલ કરાવવી જાઈઝ છે, સારૂં તો એ જ છે કે એનાથી હજ કરાવો જે અગાઉ પોતાની હજ કરી ચૂક્યો હોય.
- અને જો એમ જ કોઈને સવાબ પહોંચાડવા માટે હજ અને ઉમરહ કરાવવો હોય તો મક્કા મુકર્રમા અથવા મદીના મુનવ્વરહમાં રહેનાર કોઈ પણ વ્યક્તિથી કરાવી શકાય છે. અને તેમને ત્યાંનું બધું ખર્ચ અદા કરવું પડશે.
- જો કોઈએ હજ્જે બદલ ન કરાવી, અથવા વસિયત ન કરી, મૃત્યુ પછી કોઈ વારિસે પોતાના તરફથી હજ કરાવી દીધો, તો અલ્લાહની ઝાતથી આશા છે કે મરનારનો ફર્ઝ અદા થઈ જશે અને તેનાથી પૂછવામાં નહિ આવે.
- રકમ નક્કી કરીને હજ્જે બદલ કરાવવો જાઈઝ નથી. ભાડું, આવવા-જવા, રવાનગીથી પરત આવવા સુધી ખોરાક, ખર્ચો, સરકારી ફી, મકાન, મોટર, તંબુ વગેરેનું ભાડું, પથારી, કપડાં, સાબુ વગેરે બધું હજ કરાવનારના માથે છે.
- ભાડું વગેરે અથવા રસ્તા માટે ભાથું તરીકે જે રકમ આપવમાં આવે, તેને ખર્ચ કરવા માટે તેને હક આપવમાં આવે, કે પોતાની મરજીથી પોતાની જરૂરિયાતો ઉપર ખર્ચ કરી શકે. જો આમ ન કરશો, તો હજ પર જનારને એક એક પૈસાનો હિસાબ રાખવો પડશે અને ખૂબ જ મુશ્કેલી થશે.

- આ જ રીતે રકમ આપતાં સમયે એ પણ કહી દો કે જો થોડીક રકમ વધી જાય તો તે અને પથારી, કપડાં વગેરે હજ પછી તમારા માટે ભેટ છે. જો ભેટ ન આપી તો તે બધો સામાન પરત કરવો પડશે.
- અને જો સંજોગો વસાત, તમારી આપેલી રકમ ઓછી પડી જાય તો પછી એણે કરેલા ખર્ચ જેટલી રકમ વધુ આપી દો.
- જો કોઈની હૈસિયત (પાત્રતા અને પ્રણાલી) એવી છે, કે તે પોતાના ઘરે કામકાજ માટે નોકર રાખે છે અને તેનાથી હજ્જે બદલ કરાવો, અને તે પોતાની સાથે નોકર રાખવા ઈચ્છે, તો નોકરનો ખર્ચ પણ તમારે ભોગવવો પડશે, અને ખાવા પીવા તથા અન્ય સામાનમાં પણ તેની રહેણી કરણી, યોગ્યતાનું ધ્યાન રાખવું પડશે.
- જો કદી હજ્જે બદલ કરાવો અથવા કોઈના તરફથી હજ્જે બદલ કરવા જાવ, તો જતાં પહેલાં અને હજ દરમિયાન કોઈ વિદ્વાન (આલિમ-જાણકાર) થી હજ્જે બદલના મસાઈલ સારી રીતે સમજી લો. કેમકે, કેટલીક પરિસ્થિતિઓમાં હજ કરાવનારની હજ થતી નથી અને કરનારની જ હજ થઈ જાય છે અને હજની રકમ કરાવનારને પરત કરવી પડે છે.
- હજ કરાવનારની પરવાનગીથી હજના ત્રણ પ્રકારોમાંથી કોઈ પણ હજની નિય્યત કરી શકાય છે.

●

## એહસાર

ઉમરહ અથવા હજનો એહરામ બાંધ્યા પછી, કોઈ સ્થિતિ અને અડચણ એવી આવી જાય, કે હજ અને ઉમરહ અદા કરવાથી મજબૂર થઈ જાય, તો એવી પરિસ્થિતિને ''એહસાર'' કહેવામાં આવે છે. અને જેનો આ સ્થિતિથી સામનો થાય તેને ''મુહસ્સર'' કહે છે. અલ્લાહ ન કરે ને એવી સ્થિતિ આવી જાય તો તે જ સમયે હાજર વિદ્વાન (જાણકાર) થી પુછીને તેના પર અમલ

કરવું જોઇએ. ટૂંકમાં એટલું સમજી લો કે જયારે એહસાર (અડચણ) દૂર થઇ જાય તો, જો હજનો સમય બાકી હોય તો હજ કરી લો, અને હજનો સમય વીતી ચૂક્યો હોય તો ઉમરહ કરીને હલાલ થઇ જાવ. અને જો આ અડચણ એવી જગ્યાએ હોય કે ઉમરહ માટે પણ ન જઇ શકો તો પછી કોઇ અન્ય માધ્યમથી હરમની જમીન પર એક જાનવર ઝબહ કરાવી દો. જાનવર ઝબહ થતાં એહરામ ખુલી જશે.

- સામાન્ય સ્થિતિઓમાં તો એહરામ ખોલવા માટે વાળ કપાવવા જરૂરી હોય છે. પણ એહસારની સ્થિતિમાં એહરામ ખોલવા માટે હરમની જમીનમાં ફક્ત જાનવરનું ઝબહ થવું જ જરૂરી હોય છે. વાળ કપાવવાની તેના માટે શરત નથી.
- જયાં સુધી જાનવર ઝબહ નહિ થાય, એહરામમાં જ રહેશો, અને એહરામના બધા પ્રતિબંધોથી બચવું જરૂરી રહેશે.
- હિસાર, હજનો હોય કે ઉમરહનો, જયારે તેને હરમમાં જાનવર ઝબહ કરાવીને પૂરો કરવો પડ્યો હોય, તો તેની કઝા વાજિબ છે.

●



# ઝિયારતે

# દયારે હબીબ (સ.અ.વ.)




**યા રબ્બિ સલ્લિ વ સલ્લિમ દાઇમન અબદા**

**અલા હબીબિક ખય્રિલ ખલ્કિ કુલ્લિહિમી**

# ઝિયારતે મદીના મુનવ્વરહ

- કોઇ મુસલમાન એવો નહિ હોય, કે તેના મનમાં આપણા આકા અને વિશ્વના સરદાર, અલ્લાહના મહબૂબ, પ્રેમાળ રસૂલ (સ.અ.વ.) ની મુહબ્બત (પ્રેમ) ન હોય અને જે આપ (સ.અ.વ.) ના રોઝા મુબારક પર હાજરીની ઉત્કટ ઇચ્છા ધરાવતો ન હોય.
- અને જ્યારે હુઝૂર (સ.અ.વ.) એ ઇરશાદ કર્યો હોય, કે જે હજ કરે અને મારી ઝિયારત માટે ન આવે, મને તેની બેવફાદારીથી દુ:ખ છે, તેણે મારી સાથે અન્યાય કર્યો.
- અને આટલું જ નહિ, બલકે આપ (સ.અ.વ.) ના જ ઇરશાદથી આ સઆદત (સૌભાગ્ય) ની પણ ખબર મળે છે, કે "મારા વિસાલ બાદ જે મારી ઝિયારત માટે આવ્યો, તે એવો છે કે જાણે મારી જિંદગીમાં મારાથી મળવા આવ્યો.

"તો કોણ કમનસીબ એવો હશે જે મદીના મુનવ્વરહની હાજરી ટાળે" માટે, જ્યારે આપને હજની તૌફીક મળે, તો મદીના મુનવ્વરહ અવશ્ય (જરૂર) જાઓ. એ સરકારની પોતાની વ્યવસ્થા છે, કે તે કોઇને હજ પહેલાં મદીના મુનવ્વરહ જવાની પરવાનગી આપે છે અને કોઇને હજ પછી, અને તેનું કારણ એ છે કે મદીના મુનવ્વરહ નાનું શહેર છે, લોકોના સમાવવાના સામર્થ્યને આધારે સરકાર હાજીઓને મોકલે છે. જેથી મદીનતુન્નબી (સ.અ.વ.) માં મહેમાનો અને મિજવાનોને તકલીફ ન થાય.

જ્યારે પણ હાજરીનો સમય આવે, ખૂબ જ માન અને આદર સાથે હાજર થાવ. રવાનગી અગાઉ ગુસલથી ફારેગ થઇ જાવ, કેમકે રસ્તામાં તેની તક નહિ મળે. પાક-સાફ વસ્ત્રો પહેરો. (મદીનાની હાજરી માટે એહરામ બાંધવો નહિ) અને સમગ્ર રસ્તામાં વિર્દ, અઝકાર ખાસ કરીને દુરૂદ શરીફનો વિર્દ ખૂબ જ રાખો. (એટલું સ્પષ્ટ કહી દઉં કે સ્ત્રીઓને માસિકના દિવસોમાં મસ્જિદમાં દાખલ થવા, કુર્આન શરીફ પઢવા અને નમાઝ વગેરેની મનાઇ છે, પણ દુઆઓ, ઝિક્ર અને દુરૂદ શરીફ વુઝૂ કરીને પઢી શકાય છે.) કેમકે વિશ્વના આકાના દરબારમાં હાજરી થઇ રહી છે, ભેટ-સોગાદ વગર ખાલી હાથે જવું યોગ્ય નથી અને આપ (સ.અ.વ.) ની સેવામાં દુરૂદ શરીફથી મોટી ભેટ કઇ હોઇ શકે. આ તો એવી ભેટ છે કે ખુદ ખાલિકે કાયનાત(જલ્લ જલાલુહૂ) અને તેના ફરિશ્તાઓ

પણ આપ (સ.અ.વ.) ની સેવામાં મોકલે છે.

- જેમ જેમ મદીનતુન્નબી (સ.અ.વ.) નજીક આવતો જાય તેમ તેમ દુરૂદ શરીફનો વિર્દ ખૂબ જ પુષ્કળ પ્રમાણમાં કરો. શહેરમાં દુરૂદ શરીફ પઢતાં-પઢતાં દાખલ થાવ.
- શહેરમાં દાખલ થઈને પહેલાં પોતાની રહેવાની વ્યવસ્થા કરો. સામાન ઠેકાણે મૂકો અને પછી ગુસલ કરીને ઉત્તમ નવા વસ્ત્રો પહેરીને મસ્જિદે નબવીમાં આવો.

## મસ્જિદે નબવી અને પવિત્ર રોઝો

- મસ્જિદે નબવી ખૂબ જ શાનદાર અને સુંદર છે. તેમાં સ્ત્રીઓ માટે પાછળનો ભાગ બાબે ઉસમાન છે અને પૂર્વિય દિશા તરફ બાબે અબ્દુલ અઝીઝ છે. પ્રાચીન યુગમાં સ્ત્રીઓ માટે દાખલ થવાનો દરવાજો બાબુન્નિસાઅ હતો, પણ હવે ત્યાં પુરૂષોની આવ-જા રહે છે.
- મસ્જિદમાં દાખલ થઈને જો મકરૂહ સમય ન હોય, કે જમાઅત થઇ રહી ન હોય, તો બે રકાત તહિય્યતુલ મસ્જિદની નિય્યતથી પઢો. આ નમાઝ પઢીને હુઝૂર (સ.અ.વ.) ના રોઝા મુબારક સામે સલામ કરવા હાજર થાવ. સ્ત્રીઓ માટે રોઝા મુબારક પર હાજર થવા માટે સમય નિયત (નક્કી) કરેલા છે, જે આ મુજબ છે.
- સવારે ૯-૦૦ થી ૧૨-૦૦ સુધી, બપોરે ૧-૩૦ થી ૩-૦૦ સુધી અને ૪-૦૦ થી મગરિબની અઝાન થી ૧૫ મીનીટ પહેલાં સુધી.
- મગરિબ બાદ સૂર્યોદય સુધી રોઝા મુબારક પર સ્ત્રીઓને હાજર થવાની અનુમતિ નથી. જો સંજોગો વસાત એવા મનાઇ વાળા સમયે પહોંચી ગઇ, તો તહિય્યતુલ મસ્જિદ પઢીને ત્યાં જ પોતાની જગ્યાએ ઉભી થઇને હુઝૂર (સ.અ.વ.) પર સલાતો સલામ પેશ કરો, તે સલામ પણ એવો જ છે, કે જાણે આપ (સ.અ.વ.) ના રોઝાની જાળી સામે હોય. હુઝૂર (સ.અ.વ.) દરેકના સલામ સાંભળે છે અને દરેકને જવાબ પણ આપે છે.
- હુઝૂર (સ.અ.વ.) નો ઈરશાદ છે, કે જે કોઇ મારા રોઝા પર આવીને સલામ પઢે, તો ડાયરેક્ટ(પ્રત્યક્ષ) હું તેને સાંભળું છું, અને તેનો જવાબ આપું છું. અને જે કોઇ બહારથી મને સલામ મોકલે, તો તે ફરિશ્તાઓ મારફત મારા

સુધી પહોંચે છે. ઉલમાએ લખ્યું છે, કે મસ્જિદે નબવીમાં ગમે તે સ્થળેથી આપ (સ.અ.વ.) પર સલામ પઢવામાં આવે, તો આપ (સ.અ.વ.) તેને સાંભળે છે અને જવાબ આપે છે.

- મસ્જિદે નબવીમાં દક્ષિણ દિશામાં આપ (સ.અ.વ.) નો રોઝા મુબારક છે. આપ (સ.અ.વ.) નો ચેહરએ અનવર જન્નતની ક્યારી (રિયાઝુલ જન્નત) તરફ અને કદમ મુબારક તરફ ગેલેરી છે. આ જ ગેલેરીમાં ઊભા થઇને સલામ અરજ કરવામાં આવે છે. જો પુરૂષોની ભીડ ન હોય, તો રોઝા મુબારકની જાળી નજીક અદબથી (આદરથી) ઉભી થઇ જાવ, અને ખૂબ જ આજીજી અને નમ્રતા સાથે નીચી નજર કરીને ધીમા સ્વરે સલામ અરજ કરો, દુરૂદ શરીફ પઢો. યાદ રાખો હુઝૂર (સ.અ.વ.) પોતાના રોઝા મુબારકમાં જીવતાં હાજર છે, માટે કોઇ પ્રકારની બે-અદબી અને અપમાનની હરકત ન કરો. આમ તેમ જોવું નહિ અને તમારું ધ્યાન કોઇ અન્ય બાજુ ન જાય તેનો ખ્યાલ રાખો. જેટલી વાર સુધી હાજરીની તક મળે, દુરૂદ, સલામ પઢતી રહો. આપ (સ.અ.વ.) ને શફીઅ (શફાઅત કરાવનાર) બનાવીને અલ્લાહ તઆલાથી સારી દુઆઓ માંગો. પોતાના દુઃખ અને તકલીફો યોગ્ય શબ્દોમાં હુઝૂર (સ.અ.વ.) ની ખિદમતમાં અરજ કરો. જ્યારે પણ તક મળે, રિયાઝુલ જન્નતમાં નમાઝ પઢો, કુર્આન શરીફની તિલાવત કરો.
- માસિકના દિવસોની હાલતમાં પણ મસ્જિદે નબવીમાં આવવું જાઇઝ નથી. અને એવી હાલતમાં રોઝા મુબારક પાસે પણ જવું નહિ. ઘરે જ રહેતાં દુરૂદ શરીફ પઢતાં રહો, અથવા મસ્જિદ બહાર બાબે જિબ્રાઇલ પાસે એક જગ્યા છે, ત્યાં આવીને બેસી જાવ.
- રિયાઝુલ જન્નત (જન્નતની પગદંડી) માં સવારે ૯-૦૦ વાગે સ્ત્રીઓને નફલ વગેરે પઢવા દેવામાં આવે છે. માટે આ સમયે અહીં આવીને થોડીક વાર બેસો, નમાઝ પઢો, દુરૂદ શરીફ પઢો, તિલાવત કરો, દુઆઓ માંગો, આ સમય મસ્જિદે નબવીમાં પસાર કરો, કેમકે, અહીં એક રકાત અને એક નેકીનો સવાબ પચાસ હજાર ગણો મળે છે.
- જ્યારે તક મળે, મસ્જિદે કુબા જરૂર જાવ, કેમકે હુઝૂર (સ.અ.વ.) નો ઇરશાદ છે કે જે મસ્જિદે કુબામાં આવીને બે રકાત નમાઝ પઢે, તેને એક ઉમરહ જેટલો સવાબ મળે છે.

- અન્ય ઝિયારતના સ્થળોમાં જન્નતુલ બકીઅ છે. અને ઉહદના શહીદોના મઝારો છે. સઉદી અરબ સરકાર સ્ત્રીઓને મઝારો પર કે કબ્રસ્તાનમાં જવા દેતી નથી, માટે તેમને ઈસાલે સવાબ ઘરે જ તિલાવત વગેરે કરીને પહોંચાડો. અન્ય પવિત્ર મસ્જિદો અને કૂવા છે, ત્યાં જવાની તુલનાએ મસ્જિદે નબવીની હાજરીને વધુ ગનીમત સમજો.
- રિયાઝુલ જન્નતમાં આમ તો બધી જ જગ્યા ફઝીલત વાળી છે. તેમાં કેટલાક સ્તંભ (થાંભલા) ખાસ કરીને વધુ ફઝીલત અને બરકત ધરાવે છે. તેમનાંમાંથી એક સ્તંભ સુતૂને આઈશા છે, બીજો સુતૂને તૌબા. તે સિવાય હુઝૂર (સ.અ.વ.) નો મિમ્બર પણ બરકતવાળો છે.
- તક મળે તો આ સ્તંભો પાસે નમાઝ પઢો, દુઆ માંગો અને મિમ્બર શરીફની દીવાલ પર હાથ મુકીને દુઆ માંગવાનું પણ ઉલમાએ કહ્યું છે.
- અલ્લાહ તઆલાએ જો તમને સાહિબે તૌફીક (હિદાયત વાળા) બનાવ્યા છે, દયારે હબીબ (સ.અ.વ.) માં રહેનારાઓ અને નબીએ કરીમ (સ.અ.વ.) ના પાડોશીઓની દરેક રીતે મદદ કરો. ગરીબોની રૂપિયા, પૈસા, ખાવા અને કપડાંની જરૂર ખબર અંતર લો.
- જે રીતે મક્કા મુકર્રમાનો તબર્રુક ઝમઝમ છે, એ જ રીતે મદીના મુનવ્વરહનો ખાસ તબર્રુક ત્યાંની ખજૂરો છે. બાકી સામાન અને માલ જો લાવવું જરૂરી હોય તો ખરીદતાં સમયે એવી નિય્યત રાખો, કે આ સામાન હુઝૂર (સ.અ.વ.) ના પાડોશીઓની મદદના હેતુથી ખરીદું છું. નહિતર માલ-સામાન અને હરવા ફરવાંના ચક્કરમાં પડવું જોઈએ નહિ. આ સમય હાથથી નીકળી જશે, તો પછી આખી જિંદગીમાં આ સમય હાથ લાગશે નહિ.
- હાજીઓને સામાન્ય રીતે મદીના મુનવ્વરહમાં ૮ દિવસ રહેવાની છૂટ હોય છે. જેથી તેમને મસ્જિદે નબવીમાં ૪૦ નમાઝો અદા કરવાની તક મળી જાય. હદીસ શરીફથી જાણવા મળે છે કે હુઝૂર (સ.અ.વ.) એ ફરમાવ્યું કે જેણે મારી મસ્જિદમાં ૪૦ નમાઝો પઢી લીધી, તેની શફાઅત મારી ઉપર આવશ્યક (જરૂરી) થઇ ગઇ.
- જો રોકાણ દરમિયાન માસિકના કારણે આ સંખ્યા પૂરી ન થઇ શકે અને વધુ રહેવાની તક પણ ન મળે, તો કોઇ ચિંતાની વાત નથી. ઈન્શાઅલ્લાહ, આ કમી નડશે નહિ અને સવાબ પૂરેપૂરો મળશે.
- એ જ રીતે, જો મદીના મુનવ્વરહથી રવાનગી સમયે ખાસ દિવસો (માસિક)

ચાલુ હોય તો રોઝા મુબારકની સામે (આંગણાંમાં, સહેનમાં) મસ્જિદ બહાર ઉભી થઈને સલાતો સલામ અરજ કરીને રૂખસદ થઈ જાવ.

- અન્ય દુઆઓની જેમ સલાતો સલામ પણ અરબી ભાષામાં અદા કરવું જરૂરી નથી. ગમે તે ભાષામાં પઢો. હુઝૂર (સ.અ.વ.) સાંભળે છે અને ખૂબ સારી રીતે સમજે છે. અલબત્ત, અરબી પઢી શકતી હોય તો અરબીમાં પઢવું વધુ સારૂં છે. નીચે અમે અરબીનો સલાતો સલામ અનુવાદ સાથે લખીએ છીએ. અને તેના પછી કેટલીક દુરૂદ શરીફ પણ લખીશું. જેથી વારે ઘડી તેનું વિર્દ(રટણ) કરતી રહે. આમ તો સૌથી અફઝલ દુરૂદ શરીફ, જે નમાઝમાં પઢીએ છીએ તે જ છે.
- એ તો તમે જાણતાં જ હશો, કે હુઝૂર (સ.અ.વ.) ના રોઝા મુબારકમાં આપ (સ.અ.વ.) ના બે કુરબાન થનારા મહબૂબ સાથીઓ અમીરૂલ મુઅમિનીન સૈયદના અબુબકર સિદીક (રદિ.) અને અમીરૂલ મુઅમિનીન સૈયદના ઉમર ફારૂક (રદિ.) પણ મદફૂન છે. આપ (સ.અ.વ.) ની પડખે જ બંનેના મઝારો, રોઝાની અંદર જ છે. માટે હુઝૂર (સ.અ.વ.) પર સલાતો સલામ અરજ કરી આ બંને આદરણીય હસ્તીઓની સેવામાં પણ સલામ અરજ કરવું આવશ્યક છે.
- એ જ રીતે કેટલીક રિવાયતો અનુસાર ખાતૂને જન્નત, બિન્તે રસૂલે કરીમ, બીબી ફાતેમતુઝ્ઝોહરા (રદિ.) નો તેમના મકાનમાં મઝાર હોવાનું જાણવા મળે છે. જો કે વધુ અને ખરી રિવાયતો પ્રમાણે આપનો મઝાર જન્નતુલ બકીઅમાં હોવાનું સાબિત થાય છે. તો પણ જ્યારે હુઝૂર (સ.અ.વ.), સૈયદના સિદીકે અકબર (રદિ.) અને સૈયદના ઉમર ફારૂક (રદિ.) ને સલામ કરી ફારેગ થઈ આપ (સ.અ.વ.) ના કદમ મુબારક પાસે પાછા ફરો, તો બાબે જિબ્રઈલ સામે હુજરાની સમક્ષ ઉભી થઈને બીબી ફાતેમા (રદિ.) પર પણ સલામ પેશ કરો.

## સલાતો-સલામ અને તે અરજ કરવાના આદાબ

- જ્યારે સૌથી પહેલાં હુઝૂર (સ.અ.વ.) ના રોઝા મુબારક પર હાજરી થાય, તો મસ્જિદે નબવીમાં દાખલ થઈને પહેલાં બે રકાત તહિય્યતુલ મસ્જિદ પઢો. તેનાથી ફારિગ થઈને દુઆ કરો. અને અલ્લાહનો આભાર માનો કે તેણે હાજરીની તૌફીક અને સૌભાગ્ય પ્રદાન કર્યા. પછી ત્યાંથી ઉઠીને

મસ્જિદે નબવી તરફથી રોઝા મુબારકની એ દિશાએ આવો, જ્યાં આપ (સ.અ.વ.) નો ચેહરએ અનવર છે. આજીજી અને શિસ્તથી ચાલો. મટકતાં-મટકતાં ન ચાલો. તમારી નજરો આદર ભાવથી નીચી રાખો. ચાલવામાં આપ (સ.અ.વ.) તરફ પીઠ ન કરો.

- જ્યારે મુવાજહા શરીફ (ચેહરા મુબારક) સામે આવી જાવ અને જાળી પાસે પુરૂષો ન હોય તો જાળીથી બે હાથ દૂર અથવા જ્યાં જગ્યા મળે, અદબથી માથું ઝુકાવીને ઉભી થઇ જાવ, તે વખતે તમારૂં મોઢું હુઝૂર (સ.અ.વ.) ના ચેહરા મુબારક તરફ હશે. બિલકુલ ધીમા સ્વરે આ રીતે સલામ અરજ કરો.

اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِیُّ السَّيِّدُ الْكَرِيْمُ
وَالرَّسُوْلُ الْعَظِيْمُ الرَّؤُفُ الرَّحِيْمُ
وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ اَلصَّلٰوةُ وَالسَّلَامُ
عَلَيْكَ يَا سَيِّدَنَا وَنَبِيَّنَا وَحَبِيْبَنَا وَقُرَّةَ
اَعْيُنِنَا يَا رَسُوْلَ اللّٰهِ ۔ اَلصَّلٰوةُ وَالسَّلَامُ
عَلَيْكَ يَا نَبِیَّ اللّٰهِ ۔ اَلصَّلٰوةُ وَالسَّلَامُ
عَلَيْكَ يَا حَبِيْبَ اللّٰهِ ۔ اَلصَّلٰوةُ وَالسَّلَامُ
عَلَيْكَ يَا جَمَالَ مُلْكِ اللّٰهِ ۔ اَلصَّلٰوةُ
وَالسَّلَامُ عَلَيْكَ يَا نُوْرَ عَرْشِ اللّٰهِ ۔ اَلصَّلٰوةُ
وَالسَّلَامُ عَلَيْكَ يَا خَيْرَ خَلْقِ اللّٰهِ ۔ اَلصَّلٰوةُ
وَالسَّلَامُ عَلَيْكَ يَا شَفِيْعَ الْمُذْنِبِيْنَ

عِنْدَ اللّٰهِ ۔ اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيْكَ يَا مَنْ
اَرْسَلَهُ اللّٰهُ تَعَالٰى رَحْمَةً لِّلْعَالَمِيْنَ وَقَدْ
قَالَ اللّٰهُ تَعَالٰى فِىْ حَقِّكَ الْعَظِيْمِ ط وَلَوْ اَنَّهُمْ
اِذْ ظَّلَمُوْٓا اَنْفُسَهُمْ جَآؤُكَ فَاسْتَغْفَرُوا
اللّٰهَ وَاسْتَغْفَرَ لَهُمُ الرَّسُوْلُ لَوَجَدُوا اللّٰهَ
تَوَّابًا رَّحِيْمًا ط اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيْكَ
يَا سَيِّدِىْ مُحَمَّدَ ابْنَ عَبْدِ اللّٰهِ بْنِ
عَبْدِ الْمُطَّلِبِ بْنِ هَاشِمٍ يَا طٰهٰ يَا يٰسٓ
يَا بَشِيْرُ يَا سِرَاجُ يَا مُنِيْرُ يَا مُقَدَّمَ جَيْشِ
الْاَنْبِيَآءِ وَالْمُرْسَلِيْنَ وَهَا اَنَا يَا سَيِّدِىْ
يَا رَسُوْلَ اللّٰهِ قَدْ جِئْتُكَ هَارِبًا مِنْ ذَنْبِىْ
وَمِنْ عَمَلِىْ وَمُسْتَشْفِعًا وَّمُسْتَجِيْرًا
بِكَ اِلٰى رَبِّىْ فَاشْفَعْ لِىْ يَا شَفِيْعَ الْاُمَّةِ
يَا كَاشِفَ الْغُمَّةِ يَا سِرَاجَ الظُّلْمَةِ
اَجِرْنِىْ بِهٖ يَا اَللّٰهُ مِنَ النَّارِ ۔ يَا نَبِىَّ الرَّحْمَةِ
يَا رَسُوْلَ اللّٰهِ اَتَيْنَاكَ زَائِرِيْنَ وَقَصَدْنَاكَ

رَاغِبِيْنَ وَعَلٰى بَابِكَ الْعَالِيْ وَاقِفِيْنَ وَبِحَقِّكَ
عَارِفِيْنَ فَلَا تَرُدَّنَا خَائِبِيْنَ وَلَا عَنْ
بَابِ شَفَاعَتِكَ مَحْرُوْمِيْنَ يَا سَيِّدِيْ
يَا رَسُوْلَ اللّٰهِ اَسْئَلُكَ الشَّفَاعَةَ وَاَسْئَلُ
اللّٰهَ لَكَ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ وَالدَّرَجَةَ الرَّفِيْعَةَ
وَالْمَقَامَ الْمَحْمُوْدَ وَالْحَوْضَ الْمَوْرُوْدَ وَالشَّفَاعَةَ الْعُظْمٰى
فِي الْيَوْمِ الْمَشْهُوْدِ (شعر) يَا خَيْرَ مَنْ
دُفِنَتْ فِي التُّرَابِ اَعْظُمُهٗ ❀ فَطَابَ
مَنْ طِيْبِهِنَّ الْقَاعُ وَالْاَكَمُ ❀ نَفْسِي الْفِدَاءُ
لِقَبْرٍ اَنْتَ سَاكِنُهٗ فِيْهِ الْعَفَافُ وَفِيْهِ
الْجُوْدُ وَالْكَرَمُ ـ اَنْتَ الْحَبِيْبُ يَا
حَبِيْبَ اللّٰهِ اَنْتَ الشَّفِيْعُ يَا شَفِيْعَ اللّٰهِ
اَنْتَ الْمُشَفَّعُ اَنْتَ الَّذِيْ تُرْجٰى شَفَاعَتُكَ
عِنْدَ الصِّرَاطِ اِذَا مَا زَلَّتِ الْقَدَمُ اَشْهَدُ
اَنَّكَ يَا رَسُوْلَ اللّٰهِ قَدْ بَلَّغْتَ الرِّسَالَةَ
وَاَدَّيْتَ الْاَمَانَةَ وَنَصَحْتَ الْاُمَّةَ
وَكَشَفْتَ الْغُمَّةَ وَجَلَيْتَ الظُّلْمَةَ
وَجَاهَدْتَ فِيْ سَبِيْلِ اللّٰهِ حَقَّ جِهَادِهٖ

وَعَبَدْتَ رَبَّكَ حَتّٰى اَتَاكَ الْيَقِيْنُ
جَزَاكَ اللّٰهُ تَعَالٰى عَنَّا وَعَنْ وَالِدَيْنَا
وَعَنِ الْاِسْلَامِ خَيْرَ الْجَزَاءِ وَنَسْئَلُكَ
الشَّفَاعَةَ اَنْ تَشْفَعَ لَنَا عِنْدَ اللّٰهِ يَوْمَ
الْعَرْضِ يَوْمَ الْفَزَعِ الْاَكْبَرِ يَوْمَ لَا يَنْفَعُ
مَالٌ وَّلَا بَنُوْنَ اِلَّا مَنْ اَتَى اللّٰهَ بِقَلْبٍ
سَلِيْمٍ اِشْفَعْ لَنَا وَلِوَالِدَيْنَا وَلِجِيْرَانِنَا
وَلِمَشَائِخِنَا وَلِاَسَاتِذَتِنَا وَلِمَنْ اَوْصَانَا
وَقَلَّدَنَا عِنْدَكَ بِدُعَاءِ الْخَيْرِ عِنْدَ
اللّٰهِ تَعَالٰى لَكَ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ
وَالدَّرَجَةَ الرَّفِيْعَةَ وَالْمَقَامَ الْمَحْمُوْدَ
الزِّيَارَةَ الصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيْكَ يَا
سُلْطَانَ الْاَنْبِيَاءِ وَالْمُرْسَلِيْنَ وَرَحْمَةُ
اللّٰهِ وَبَرَكَاتُهٗ ـ

અસ્સલામુ અલેક ઐયુહ ન્નબિય્યુ સ્સૈયિદુલ્ કરીમુ વર્રસૂલુલ્ અઝીમુ ર્રઊફુ ર્રહીમુ વ રહ્મતુલ્લાહિ વ બરકાતુહૂ અસ્સલાતુ વસ્સલામુ અલેક યા સૈયિદિના વ નબિય્યના વ હબીબના વ કુર્રત અઅ્યુનિના

યા રસૂલલ્લાહ. અસ્સલાતુ વસ્સલામુ અલૈક યા નબિય્યલ્લાહ. અસ્સલાતુ વસ્સલામુ અલૈક યા હબીબલ્લાહ. અસ્સલાતુ વસ્સલામુ અલૈક યા જમાલ મુલ્કિલ્લાહ. અસ્સલાતુ વસ્સલામુ અલૈક યા નૂર અર્શિલ્લાહ. અસ્સલાતુ વસ્સલામુ અલૈક યા ખૈર ખલ્કિલ્લાહ. અસ્સલાતુ વસ્સલામુ અલૈક યા શફીઅલ્ મુઝ્નિબીન ઇન્દલ્લાહ. અસ્સલાતુ વસ્સલામુ અલૈક યા મન્ અર્સલ હુલ્લાહુ તઆલા રહ્મતલ્ લિલ્ આલમીન વ કદ્ કાલલ્લાહુ તઆલા ફી હક્કિકલ્ અઝીમ. વલૌ અન્નહુમ્ ઇઝ્ઝલમૂ અન્ફુસહુમ્ જાઊક ફસ્તગ્ફરૂલ્લાહ વસ્તગ્ફર લહુમુ ર્રસૂલુ લવજદુલ્લાહ તવ્વાબ ર્રહીમા. અસ્સલાતુ વસ્સલામુ અલૈક યા સૈયિદી મુહમ્મદબ્ન અબ્દિલ્લાહિબ્નિ અબ્દિલ્ મુત્તલિબિબ્નિ હાશમિન્ યા તાહા યા યાસીન યા બશીરુ યા સિરાજુ યા મુનીરુ યા મુકદ્દમ જૈશિલ્ અમ્બિયાઇ વલ્ મુર્સલીન વહા અન યા સૈયિદી યા રસૂલલ્લાહિ કદ્ જિઅ્તુક હારિબમ્ મિન્ ઝમ્બી વ મિન્ અમલી વ મુસ્તશ્ફિઅંવ્ વ મુસ્તજીરમ્ બિક ઇલા રબ્બી ફશ્ફઅ્લી યા શફીઅલ્ ઉમ્મતિ યા કાશિફલ્ ગુમ્મતિ યા સિરાજઝ્ ઝુલ્મતિ અજિર્ની બિહી યા અલ્લાહુ મિનન્નાર. યા નબિય્ય ર્રહ્મતિ યા રસૂલલ્લાહિ અતૈનાક ઝાઇરીન વ કસદ્નાક રાગિબીન વ અલા બાબિકલ્ આલી વાકિફીન વ બિહક્કિક આરિફીન ફલા તરુદ્દના ખાઇબીન વલા અન્ બાબિ શફાઅતિક મહ્રૂમીન યા સૈયિદી યા રસૂલલ્લાહિ અસ્અલુકશ્ શફાઅત વ અસ્અલુલ્લાહ લકલ્ વસીલત વલ્ ફઝીલત વદરજત ર્રફીઅત વલ્ મકામલ્-મહ્મૂદ વલ્ હૌઝલ્ મૌરૂદ વશ્શફાઅતલ્ ઉઝ્મા ફીલ્ યૌમિલ્ મશ્હૂદિ (શઅર) યા ખૈર મન્ દુફિનત્ ફીત્તુરાબિ અઅ્ઝમુહૂ. ફતાબ મન્ તીબિહુન્નલ્ કાઉ વલ્ અકમુ. નફ્સીલ્ ફિદાઉ લિકબ્રિન્ અન્ત સાકિનુહૂ ફીહિલ્ અફાફુ વ ફીહિલ્ જૂદુ વલ્ કરમ. અન્તલ્ હબીબુ યા હબીબલ્લાહિ અન્તશ્શફીઉ યા શફીઅલ્લાહિ અન્તલ્ મુશફ્ફઉ અન્તલ્લઝી તુર્જા શફાઅતુક ઇન્દસ્સિરાતિ ઇઝા મા ઝલ્લતિલ્ કદમુ અશ્હદુ અન્નક યા રસૂલલ્લાહિ કદ્ બલ્લગ્ત રિંસાલત વ અદ્દય્તલ્ અમાનત વ નસહ્તલ્ ઉમ્મત વ કશફ્તલ્ ગુમ્મત વ જલૈતઝ્ ઝુલ્મત વ જાહત્ત ફી સબીલિલ્લાહિ હક્ક જિહાદિહી વ અબત્ત રબ્બક હત્તા અતાકલ્ યકીનુ જઝાકલ્લાહુ

**તઆલા અન્ના વ અન્ વાલિદૈના વ અનિલ્ ઇસ્લામિ ખૈરલ્ જઝાઇ વ નસ્અલુક શશફાઅત અન્ તશ્ફઅ લના ઇન્દલ્લાહિ યૌમલ્ અર્ઝિ યૌમલ્ ફઝઇલ્ અકબરિ યૌમ લા યન્ફઉ માલુંવ્ વલા બનૂન ઇલ્લા મન્ અતલ્લાહ બિકલ્બિન્ સલીમ. ઇશ્ફઅ્ લના વ લિવાલિદૈના વ લિજીરાનિના વલિ મશાઇખિના વલિ અસાતિઝતિના વ લિમન્ ઔસાના વ કલ્લદના ઇન્દક બિદુઆઇલ્ ખૈરિ ઇન્દલ્લાહિ તઆલા લકલ્ વસીલત વલ્ ફઝીલત વદ્દરજત ર્રફીઅત વલ્ મકામલ્ મહ્મૂદઝ્ ઝિયારત અસ્સલાતુ વસ્સલામુ અલૈક યા સુલ્તાનલ્ અમ્બિયાઇ વલ્ મુર્સલીન વ રહ્મતુલ્લાહિ વ બરકાતુહૂ.**

**અનુવાદ**

સલામ આપ પર, અય પ્રેમાળ નબી, અય આદરણીય સરદાર, પ્રેમ અને રહમત વાળા રસૂલે મુઅઝઝમ. અને આપ પર અલ્લાહની રહમતો અને બરકતો નાઝિલ થાય. દુરૂદ અને સલામ આપ પર, અય અમારા સરદાર, અય અમારા નબી અને અય અમારા પ્રિય અને અય અમારી આંખોની ટાઢક, અય અલ્લાહના રસૂલ! દુરૂદ અને સલામ આપ પર, અય અલ્લાહના અર્શના નૂર! દુરૂદ અને સલામ આપ પર, અય અલ્લાહની મખ્લૂક(સર્જન)માં સૌથી શ્રેષ્ઠ! દુરૂદ અને સલામ આપ પર, અય અલ્લાહના દરબારમાં ગુનેહગારોની શફાઅત ફરમાવનાર, દુરૂદ અને સલામ, અય એ ઝાત (અસ્તિત્વ) જેને અલ્લાહ તઆલાએ સમગ્ર વિશ્વ માટે રહમત બનાવીને મોકલ્યા. અલ્લાહ તઆલાએ આપની શાનમાં ફરમાવ્યું છે, ''અને જો એ લોકો જે વખતે તેમણે પોતાની જાત પર જુલમ કરી લેતાં, આપ (સ.અ.વ.) પાસે આવતા અને પછી અલ્લાહથી પોતાના ગુનાહોની માફી માંગતા અને અલ્લાહના રસૂલ પણ એમની માફીની દુઆ કરતા, તો બેશક, તેઓ અલ્લાહ તઆલાને ખૂબ માફ કરનાર, મહેરબાન પામતા.'' દુરૂદ અને સલામ આપ પર અય અમારા સરદાર, મોહંમદ બિન અબ્દુલ્લાહ બિન અબ્દુલ મુત્તલિબ બિન હાશિમ. અય તાહા, અય યાસીન, અય બશારત (ખુશખબરી) આપનાર, અય (વિશ્વના) દીપક, અને અય રોશની બક્ષનાર, અય નબીઓ અને રસૂલોના દળના સરદાર! અને હવે હું હાજર છું, અય મારા આકા, અય અલ્લાહના

રસૂલ! હું આપની ખિદમતમાં મારા ગુનાહ અને મારા (ખરાબ) અમલ (ના ડર) થી ભાગીને અને મારા રબના દરબારમાં આપની શફાઅત અને ભલામણની આશા લઇને અને આપની પનાહની યાચક બનીને હાજર થઇ છું, માટે આપ મારી ભલામણ કરો, અય ઉમ્મતની શફાઅત ફરમાવનાર, અય દુઃખ અને ગમ દૂર કરનાર, અય અંધકારના દીપક. યા અલ્લાહ! મને તારા હબીબના વસીલાથી દોઝખથી સુરક્ષિત રાખજે. અય રહમત વાળા નબી, અય અલ્લાહના રસૂલ! હું આપની ઝિયારત ઇચ્છનાર બનીને હાજર થઇ છું. અને ખૂબ જ શોખથી ખિદમતમાં હાજરીનો પ્રયત્ન કર્યો, અને (અલ્લાહના કરમથી) હવે આપના પવિત્ર બારણે ઉભી છું. અને આપના હકને (જે અમારી ઉપર છે.) ઓળખી રહી છું. માટે આપના શફાઅતના દરવાજાથી અમને નિષ્ફળ પરત કરશો નહિ. અય મારા આકા, અય અલ્લાહના રસૂલ, હું આપથી મારી શફાઅતનો સવાલ કરૂં છું, અને આપના માટે અલ્લાહ તઆલાથી મુકામ અને વસીલાનો અને ફઝીલતનો તથા ઉચ્ચ પ્રતિષ્ઠા અને મકામે મહમૂદ અને હૌઝે કૌસરનો, જે આપની ઉમ્મતની તૃપ્ત થવાની જગ્યા છે અને સૌ પહેલાં શફાઅતનો જે કયામતના દિવસે થશે, સવાલ કરૂં છું. આ બધાથી સર્વ શ્રેષ્ઠ, જે લોકો જમીનમાં દફન થયાં, જેની સુગંધથી પહાડ અને જંગલો મહેકી ઉઠયાં. મારી જાન ફિદા થાય, એ મઝાર પર જ્યાં આપ આરામ ફરમાવી રહ્યાં છો. હકીકતમાં આપના મઝારમાં પાકીઝગી(પવિત્રતા), સખાવત અને બુઝુર્ગી(પ્રતિષ્ઠા) છે. આપ જ અમારા મહબૂબ છો. અય અલ્લાહના હબીબ, આપ જ અમારા શફીઅ (મુક્તિ અપાવનાર) છો. અય અલ્લાહના દરબારના શાફેઅ, ત્યાં આપની શફાઅત કબૂલ કરવામાં આવશે. જ્યારે પુલસિરાત પર અમારા પગ ડામાડોળ થશે, તો ત્યાં આપની જ શફાઅત સહારો બનશે. હું ગવાહી આપું છું, અય અલ્લાહના રસૂલ, બેશક (નિઃસંદેહ) આપે અલ્લાહનો પૈગામ (સંદેશ) તેના બંદાઓ સુધી સંપૂર્ણ પણે પહોંચાડી દીધો. અમાનતનો પૂરો હક અદા કર્યો, ઉમ્મતની પૂરેપૂરી ભલાઇ ફરમાવી. અને (કુફ્રના) અંધકારને દૂર કર્યો અને (જૂઠ)ના તિમિર (અંધકાર)ને દૂર કરી દીધો. અને અલ્લાહના રસ્તામાં પ્રયત્ન અને બલિદાનનો હક અદા કર્યો. અને આપ આપના રબની ઇબાદત

(બંદગી)માં લાગી રહ્યાં, ત્યાં સુધી કે હક તઆલાથી વિસાલ થયો. અલ્લાહ તઆલા આપને અમારા તરફથી, અમારા માતા-પિતા તરફથી અને સમગ્ર ઉમ્મત તરફથી શ્રેષ્ઠ બદલો અતા ફરમાવે, હું (એકવાર) ફરી આપથી શફાઅતનો સવાલ કરૂં છું. (ભીખ માંગું છું) આપ અમારી શફાઅત ફરમાવ. આમાલનામું રજૂ કરવાના દિવસે, સખત ગભરાટના દિવસે, જે દિવસે ન કોઈને માલ કામ લાગશે, ન સંતાનો. હા, જે અલ્લાહ સામે પાક અને સાફ દિલ લઈને આવશે. (તે કામ લાગશે.)

અય પ્રેમાળ નબી, આપ મારી, મારા માતા-પિતા(સંતાનો) મારા પાડોશીઓ, મારા વડીલો, મારા શિક્ષકો, મારા સગાં સંબંધીઓ અને એમની જેમણે મને એ વાતથી બાંધી અને વસિયત કરી, કે હું આપની ઝિયારત સમયે તેમને દુઆમાં યાદ રાખું, બધાની શફાઅત ફરમાવશો.

દુરૂદ અને સલામ આપ પર, અય નબીઓ અને રસૂલોના બાદશાહ. અને અલ્લાહ તઆલાની રહમતો અને બરકતો આપ પર (અમર્યાદિત) નાઝિલ થાય.

- જ્યારે આ સલામ હુઝૂર (સ.અ.વ.) ની ખિદમત(સેવા)માં પેશ કરી ચૂકો તો તમારી જમણી બાજુ બે ત્રણ હાથ ખસો, હવે તમારૂં મોઢું હઝરત અબુબકર સિદીક (રદિ.) ના ચેહરા મુબારક સામે હશે, એમને આ રીતે સલામ અરજ કરો.

اَلسَّلَامُ عَلَيْكَ يَا سَيِّدَنَا اَبَابَكْرِ ۣ الصِّدِّيْقَ
اَلسَّلَامُ عَلَيْكَ يَا خَلِيْفَةَ رَسُوْلِ اللّٰهِ عَلَى
التَّحْقِيْقِ اَلسَّلَامُ عَلَيْكَ يَا صَاحِبَ رَسُوْلِ
اللّٰهِ ثَانِيَ اثْنَيْنِ اِذْ هُمَا فِى الْغَارِ - اَلسَّلَامُ
عَلَيْكَ يَا مَنْ اَنْفَقَ مَالَهٗ كُلَّهٗ فِىْ حُبِّ اللّٰهِ
وَحُبِّ رَسُوْلِهٖ حَتّٰى تَخَلَّلَ بِالْعَبَاءِ

رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْكَ وَاَرْضَاكَ اَحْسَنَ
الرِّضَا وَجَعَلَ الْجَنَّةَ مَنْزِلَكَ وَمَسْكَنَكَ
وَمَحَلَّكَ وَمَاوَاكَ اَلسَّلَامُ عَلَيْكَ يَا
اَوَّلَ الْخُلَفَاءِ وَتَاجَ الْعُلَمَاءِ وَصِهْرَ
النَّبِيِّ الْمُصْطَفٰى وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ

**અસ્સલામુ અલૈક યા સૈયિદિના અબાબક્રિનિ સ્સિદ્દીક અસ્સલામુ અલૈક યા ખલીફત રસૂલિલ્લાહિ અલત્તહ્કીકિ. અસ્સલામુ અલૈક યા સાહિબ રસૂલિલ્લાહિ ષાનિયષ્નૈનિ ઇઝ્ હુમા ફીલ્ ગાર. અસ્સલામુ અલૈક યા મન્ અન્ફક માલહૂ કુલ્લહૂ ફી હુબ્બિલ્લાહિ વ હુબ્બિ રસૂલિહી હત્તા તખલ્લલ બિલ્ અબાઇ રઝિયલ્લાહુ તઆલા અન્ક વ અરઝાક અહ્સન રિઝા વ જઅલલ્ જન્નત મન્ઝિલક વ મસ્કનક વ મહલ્લક વ માવાક અસ્સલામુ અલૈક યા અવ્વલલ્ ખુલફાઇ વ તાજલ્ ઉલમાઇ વ સિહ્ર ન્નબિય્યિલ્ મુસ્તફા વ રહ્મતુલ્લાહિ વ બરકાતુહ.**

**અનુવાદ**

અય મારા સરદાર અબુબકર સિદીક (રદિ.) આપ પર સલામ. સલામ આપ પર, અય રસૂલુલ્લાહ (સ.અ.વ.) ના બરહક (સાચા) ખલીફા, સલામ આપ પર, અય રસૂલુલ્લાહના એ બીજા સાથી, જે ગાર (ગૂફા)માં એમની સાથે હતા. સલામ આપ પર, કે આપે અલ્લાહ અને રસૂલની મુહબ્બત(પ્રેમ)માં પોતાનો સર્વસ્વ કુરબાન કરી દીધો, અહીં સુધી કે પોતે ફક્ત કુરતામાં રહી ગયા. અલ્લાહ તઆલા આપથી રાજી થાય અને આપને પણ ખૂબ રાજી કરે. અને જન્નતને આપની રહેવાની જગ્યા અને કાયમી રહેવાનું ઠેકાણું બનાવે.

સલામ આપ પર અય પ્રથમ ખલીફા, અય વિદ્વાનો (ઉલમાઓ) ના માથાના તાજ અને અય નબીએ કરીમના આદરણીય શ્વસુર, અલ્લાહ તઆલાની (અમર્યાદિત) રેહમતો અને બરકતો આપ પર નાઝિલ થાય.

- તે પછી બે ડગલાં જમણી તરફ ખસો, હવે તમારો ચેહરો હઝરત ફારૂકે આઝમ ઉમર બિન ખત્તાબ (રદિ.) સામે હશે. એમના પર આ રીતે સલામ મોકલો.

اَلسَّلَامُ عَلَيْكَ يَا عُمَرَ بْنَ الْخَطَّابِ اَلسَّلَامُ
عَلَيْكَ يَا نَاطِقًا بِالْعَدْلِ وَالصَّوَابِ اَلسَّلَامُ
عَلَيْكَ يَا حَفِيَّ الْمِحْرَابِ اَلسَّلَامُ عَلَيْكَ
يَا مُكَسِّرَ الْاَصْنَامِ اَلسَّلَامُ عَلَيْكَ
يَا اَبَا الْفُقَرَآءِ وَالضُّعَفَآءِ وَالْاَرَامِلِ
وَالْاَيْتَامِ اَنْتَ الَّذِيْ قَالَ فِيْ حَقِّكَ سَيِّدُ
الْبَشَرِ لَوْ كَانَ نَبِيٌّ مِّنْ بَعْدِيْ لَكَانَ
عُمَرَ بْنَ الْخَطَّابِ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْكَ
وَاَرْضَاكَ اَحْسَنَ الرِّضَا وَجَعَلَ الْجَنَّةَ
مَنْزِلَكَ وَمَسْكَنَكَ وَمَحَلَّكَ وَمَاوَاكَ
اَلسَّلَامُ عَلَيْكَ يَا ثَانِيَ الْخُلَفَآءِ وَتَاجَ
الْعُلَمَآءِ وَصِهْرَ النَّبِيِّ الْمُصْطَفٰى
وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ

**અસ્સલામુ અલૈક યા ઉમરબ્નલ્ ખત્તાબિ અસ્સલામુ અલૈક યા નાતિકમ્ બિલ્ અદ્‌લિ વસ્સવાબ, અસ્સલામુ અલૈક યા હફિયલ્ મિહ્‌રાબ,**

**અસ્સલામુ અલૈક યા મુકસ્સિરલ્ અસ્નામ, અસ્સલામુ અલૈક યા અબલ્ ફુકરાઇ વઝ્ઝુઅફાઇ વલ્ અરામિલિ વલ્ ઐતામિ અન્તલ્લઝી કાલ ફી હક્કિક સૈયિદુલ્ બશરિ લૌ કાન નબિય્યુમ્ મિમ્ બઅ્દી લકાન ઉમરબ્નિલ્ ખત્તાબિ રઝિયલ્લાહુ તઆલા અન્ક વ અર્ઝાક અહ્સન રિંઝા વ જઅલલ્ જન્નત મન્ઝિલક વ મસ્કનક વ મહલ્લક વ માવાક અસ્સલામુ અલૈક યા સાનિયલ્ ખુલફાઇ વ તાજલ્ ઉલમાઇ વ સિહ્ર્ન્નબિય્યિલ્ મુસ્તફા વ રહ્મતુલ્લાહિ વ બરકાતુહ.**

**અનુવાદ**

અય ઉમર બિન ખત્તાબ(રદિ.) આપ પર સલામ. અય ન્યાય અને સત્ય વાત કહેનારા, આપ પર સલામ. અય મેહરાબે મસ્જિદમાં ખૂબ જનાર, આપ પર સલામ, સલામ આપ પર, અય ઈસ્લામ ધર્મને બળવાન કરનાર, અય મૂર્તિઓ તોડનાર, આપ પર સલામ. અય નાદારો, વૃદ્ધો, વિધવાઓ અને અનાથોના વાલી, આપ પર સલામ. આપની શાનમાં સૈયિદુલ બશર (સ.અ.વ.) એ ફરમાવ્યું "જો મારા પછી કોઇ નબી હોત તો તે ઉમર (રદિ.) હોત." અલ્લાહ તઆલા આપથી ખુશ થાય અને આપને પણ ખુશ રાખે. અને જન્નતને આપનું ઠેકાણું, આપના આવવાનો સ્થાન અને કાયમી રહેવાનું સ્થળ બનાવે. અય બીજા ખલીફા, અય વિદ્વાનો (ઉલમાઓ) ના માથાના તાજ અને અય નબીએ કરીમના આદરણીય શ્વસુર, આપ પર સલામ અને અલ્લાહની રહમતો અને બરકતો (અમર્યાદિત) આપ પર નાઝિલ થાય.

- પછી ડાબા હાથે એક ડગલું પાછા ફરો. હવે જાણે તમે બંને ખલીફાઓ વચ્ચે ઉભા છો, ત્યાં એમ સલામ અરજ કરો.

اَلسَّلَامُ عَلَيْكُمَا يَا وَزِيْرَىْ رَسُوْلِ اللهِ

اَلسَّلَامُ عَلَيْكُمَا يَا مُشِيْرَىْ رَسُوْلِ اللهِ

اَلسَّلَامُ عَلَيْكُمَا يَا مُعِيْنَىْ رَسُوْلِ اللهِ

اَلسَّلَامُ عَلَيْكُمَا وَرَحْمَةُ اللهِ وَبَرَكَاتُهٗ

**અસ્સલામુ અલયકુમા યા વઝીરય્ રસૂલિલ્લાહિ**
**અસ્સલામુ અલયકુમા યા મુશીરય્ રસૂલિલ્લાહિ**
**અસ્સલામુ અલયકુમા યા મુઇનય્ રસૂલિલ્લાહિ**
**અસ્સલામુ અલયકુમા વ રહ્‌મતુલ્લાહિ વ બરકાતુહ**

**અનુવાદ**

રસૂલે અકરમ (સ.અ.વ.) ના અય બંને વજીરો! આપ પર સલામ, અય રસૂલુલ્લાહ (સ.અ.વ.) ના બંને સલાહકારો! આપ પર સલામ, અય રસૂલે મકબૂલ (સ.અ.વ.) ના બંને (ફિદા થનાર) મદદગારો! આપ પર સલામ, આપ બંને પર રહમતો અને બરકતો (અમર્યાદિત) નાઝિલ થાય.

- જો કોઇ સગાં, સંબંધીઓ, મિત્રો ઓળખીતાઓએ હુઝૂર (સ.અ.વ.) અને આપના ખલાફીઓની સેવામાં સલામ અરજ કરવાનું કહ્યું હોય, તો પોતાનો સલામ અરજ કરીને એમના તરફથી એમ સલામ અરજ કરો. ''યા રસૂલલ્લાહ ફલાણાંએ (નામ લેવું) આપની ખિદમતમાં સલામ અરજ કર્યો છે અને તે આપની શફાઅતનો તલબગાર (યાચક, માંગનાર) છે. સલામ અરજ કરીને મનની જે તમન્ના હોય અને જે દુઆ કરવાનું મન થાય, નબીએ કરીમ (સ.અ.વ.) ના વસીલાથી અલ્લાહ તઆલાથી માંગો. ખૂબ રૂચિ અને શોખથી માંગો, રડી રડીને માંગો. અલ્લાહ તઆલા પોતાના મહેબૂબના વસીલાથી માંગેલી દુઆ જરૂર કબૂલ કરે છે. સલામ અરજ કર્યા પછી વધુ રોકાવવાની તક હોય તો એમ જ આદર ભાવ સાથે ઉભા રહો અને આ જ સલામ વારંવાર પેશ કરો અથવા ટૂંકમાં સલામ પેશ કરો.

**અસ્સલાતુ વસ્સલામુ અલયક યા સૈયેદી યા રસૂલલ્લાહ**
**અસ્સલાતુ વસ્સલામુ અલયક યા સૈયેદી યા નબિયલ્લાહ**
**અસ્સલાતુ વસ્સલામુ અલયક યા સૈયેદી યા હબીબલ્લાહ**
**અસ્સલાતુ વસ્સલામુ અલયક યા સૈયેદી યા રહમતલ લિલ આલમીન**

**અસ્સલાતુ વસ્સલામુ અલયક યા સૈયેદી યા શફીઅલ મુઝનિબીન**
**અસ્સલાતુ વસ્સલામુ અલયક યા સૈયેદી યા ખાતમન્ નબિય્યીન**

- યાદ રાખો, હુઝૂર (સ.અ.વ.) તરફથી દરેક વખતે સલામનો જવાબ મળે છે.
- એક વાત યાદ રાખો કે, જે રીતે હુઝૂર (સ.અ.વ.) ની હયાતીના જમાનામાં આપની સોબતમાં ઊંચા સ્વરે (ઊંચા અવાજે) બોલવાની મનાઈ હતી, આજે પણ તેનો આ જ હુકમ છે.
- હુઝૂર (સ.અ.વ.) ખૂબ જ પ્રેમાળ, બેહદ રહમ કરનાર અને કરમ કરનાર છે. પોતાની ઉમ્મત આપ (સ.અ.વ.) ને ઘણી પ્રિય છે. ગુનેહગારોથી આપને નફરત નથી. તેમના મદદગાર અને માર્ગદર્શક છે. માટે સંકોચ રાખ્યા વગર પોતાના મનની તમન્નાઓ અને દુઆઓ આપની ખિદમતમાં રજૂ કરીને, તમારા દુઃખો અને તકલીફોને દૂર કરવાની વિનંતી કરો. બસ, ગુસ્તાખી કે બે અદબી કરવી નહિ, કેમકે, આ અલ્લાહ તઆલાની નારાજગીનું કારણ છે.
- જ્યારે સલાતો-સલામ અને દુઆ વગેરેથી ફારેગ થઈને પાછા આવો, તો આપ (સ.અ.વ.) ના કદમ શરીફ તરફથી આવો. સમય અને તક હોય તો જાળી નજીક બે-ચાર રકાતો પઢી લો. બેસીને તિલાવત કરો. દુરૂદ શરીફ પઢો.
- અને જ્યારે બાબે જિબ્રઈલ પાસે પહોંચો, તો હુજરએ બતૂલ (બીબી ફાતેમા રદિ.) સામે ઉભા થઈને એમ સલામ અરજ કરો.

اَلسَّلَامُ عَلَيْكِ يَا سَيِّدَتَنَا فَاطِمَةَ الزَّهْرَاءِ
يَا بِنْتَ رَسُوْلِ اللّٰهِ ، اَلسَّلَامُ عَلَيْكِ
يَا بِنْتَ نَبِيِّ اللّٰهِ ، اَلسَّلَامُ عَلَيْكِ يَا بِنْتَ

حَبِيْبِ اللّٰهِ ۔ اَلسَّلَامُ عَلَيْكِ يَا بِنْتَ
الْمُصْطَفٰى ۔ اَلسَّلَامُ عَلَيْكِ يَا خَامِسَةَ
اَهْلِ الْكِسَاءِ اَلسَّلَامُ عَلَيْكِ يَا زَوْجَةَ
اَمِيْرِ الْمُؤْمِنِيْنَ سَيِّدِنَا عَلِيِّ نِ الْمُرْتَضٰى
كَرَّمَ اللّٰهُ تَعَالٰى وَجْهَهٗ ۔ اَلسَّلَامُ عَلَيْكِ
يَا اُمَّ الْحَسَنِ وَالْحُسَيْنِ السَّيِّدَيْنِ
الشَّهِيْدَيْنِ الْكَوْكَبَيْنِ الْقَمَرَيْنِ النَّيِّرَيْنِ
سَيِّدَيْ شَبَابِ اَهْلِ الْجَنَّةِ فِي الْجَنَّةِ
اَبِيْ مُحَمَّدِ نِ الْحَسَنِ وَاَبِيْ عَبْدِ اللّٰهِ
الْحُسَيْنِ رَضِيَ اللّٰهُ تَعَالٰى عَنْهُمَا وَ
عَنْكِ وَاَرْضَاكِ اَحْسَنَ الرِّضَا وَجَعَلَ
الْجَنَّةَ مَنْزِلَكِ وَمَسْكَنَكِ وَمَحَلَّكِ
وَمَاْوَاكِ ۔ اَلسَّلَامُ عَلَيْكِ وَعَلٰى اَبِيْكِ
الْمُصْطَفٰى وَبَعْلِكِ عَلِيِّ نِ الْمُرْتَضٰى
وَابْنَيْكِ الْحَسَنَيْنِ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ

**અસ્સલામુ અલૈકિ યા સૈયિદતિના ફાતિમતઝ્ ઝહ્રાઇ યા બિન્ત રસૂલિલ્લાહ. અસ્સલામુ અલૈકિ યા બિન્ત નબિયિલ્લાહ. અસ્સલામુ અલૈકિ યા બિન્ત હબીબિલ્લાહ. અસ્સલામુ અલૈકિ યા બિન્તલ્ મુસ્તફા.**

**અસ્સલામુ અલૈકિ યા ખામિસત અહ્‌લિલ્ કસાઇ, અસ્સલામુ અલૈકિ યા ઝૌજત અમીરિલ્ મુઅ્‌મિનીન સૈયિદિના અલિય્યિનિલ્ મુર્‌તઝા કર્રમલ્લાહુ તઆલા વજ્‌હહૂ. અસ્સલામુ અલૈકિ યા ઉમ્મલ્ હસનિ વલ્ હુસૈનિ સૈયિદૈનિ શ્શહીદૈનિલ્ કૌકબૈનિલ્ કમરૈનિ ન્નૈયિરૈનિ સૈયિદય્ શબાબિ અહ્‌લિલ્ જન્નતિ ફીલ જન્નતિ અબી મુહમ્મદિનિલ્ હસનિ વ અબી અબ્દિલ્લાહિલ્ હુસૈનિ રઝિયલ્લાહુ તઆલા અન્હુમા વ અન્ક વ અરઝાકિ અહ્‌સન રિઝા વ જઅલલ્ જન્નત મંઝિલકિ વ મસ્કનકિ વ મહિલ્લકિ વ મઅ્‌વાક. અસ્સલામુ અલૈકિ વ અલા અબીકિલ્ મુસ્તફા વ બઅ્‌લિકિ અલિય્યિ નિલ્ મુર્‌તઝા વબ્નૈકિલ્ હસ્નૈનિ વ રહ્‌મતુલ્લાહિ વ બરકાતુહૂ.**

**અનુવાદ**

અમારા માટે આદરણીય, પ્રિય રસૂલની પ્રિય દિકરી ફાતેમા ઝોહરા, આપ પર સલામ. અય અલ્લાહના નબીની બેટી, આપ પર સલામ. અય અલ્લાહના મહબૂબની સાહબઝાદી આપ પર સલામ. અય અલ્લાહની પહોંચેલી, નબીની લખ્તે જિગર, આપ પર સલામ. અય ધાબળીમાં રહેનાર પાંચમી હસ્તી આપ પર સલામ, અય મુસલમાનોના અમીર અને સરદાર હઝરત અલી (રદિ.) ની બીવી મોહતરમા (આદરણીય પત્ની) આપ પર સલામ, અય હસનૈન (રદિ.) શહીદ સરદારો, પ્રકાશિત (રોશન) ચાંદ અને સૂરજ તથા જન્નતના યુવાનોના સરદારોની આદરણીય માતા, આપ પર સલામ, અલ્લાહ તઆલા આપથી ખુશ થાય અને આપને પણ ખુશ રાખે, અને જન્નતને આપની મંઝિલ, રહેવાનું સ્થળ અને કાયમી ઠેકાણું બનાવે. સલામ આપ પર અને આપના વાલિદ(પિતાશ્રી) હઝરત મોહંમદ (સ.અ.વ.) તથા આપના શૌહરે અઝીઝ (પ્રિય પતિ) હઝરત અલી મુરતઝા (રદિ.) અને બંને દિકરાઓ હઝરાતે હસનૈન (રદિ.) પર અને અલ્લાહની રહમતો અને બરકતો આપ સૌ પર અમર્યાદિત નાઝિલ થાય.

- રોઝા મુબારકની હાજરી માટે સલાતો-સલામ બાદ કોઇ ખાસ દુઆ નક્કી નથી. જે મનમાં આવે, દુઆ માંગો. અલબત્ત, અમુક બુઝુર્ગો (ઔલિયા)એ આ અવસરની જે દુઆ લખી છે, તે અહીં રજૂ કરૂં છું.

  આટલું યાદ રાખો; કે દુઆ માંગતા સમયે કા'બા તરફ મોઢું કરી લો. પણ હુઝૂર (સ.અ.વ.) તરફ પીઠ ન થાય, એક બાજૂ અલગ હટીને દુઆ કરો.

દુઆ, અલ્લાહથી જ માંગવામાં આવે છે. કોઇ પૈગમ્બર, વલી, બુઝુર્ગોએ નથી કીધું કે અલ્લાહ સિવાય કોઇ અન્ય પણ દુઆને લાયક છે.

આપણા પ્રિય નબી (સ.અ.વ.) થી એ તો અરજ કરી શકાય કે, અય અલ્લાહના મહબૂબ, (અતિ પ્રિય) મારા માટે ભલામણ ફરમાવશો. મારી મદદ ફરમાવો વગેરે, એનાથી વધુ નહિ. અલ્લાહ અને નબી વચ્ચેના તફાવતનો લેહાજ (શીલ, ખ્યાલ) રાખવો જ જોઇએ.

આ પણ ખરૂં છે કે દુનિયાના સર્જનનું કારણ આપ (સ.અ.વ.) છે. અને કાયનાત (વિશ્વ) માં સર્વસ્વ આપ જ છે. પરંતુ એ પણ હકીકત છે કે આપ અલ્લાહના બંદા પણ છે.

તે દુઆઓ આ મુજબ છે.

اَللّٰهُمَّ يَا رَبَّ الْعَالَمِيْنَ يَا رَجَآءَ السَّآئِلِيْنَ
وَاَمَانَ الْخَآئِفِيْنَ وَحِرْزَ الْمُتَوَكِّلِيْنَ
يَا حَنَّانُ يَا مَنَّانُ وَيَا دَيَّانُ يَا سُلْطَانُ يَا سُبْحَانُ
يَا قَدِيْمَ الْاِحْسَانِ يَا سَامِعَ الدُّعَآءِ اِسْمَعْ
دُعَآءَنَا وَتَقَبَّلْ زِيَارَتَنَا وَاٰمِنْ خَوْفَنَا
وَاسْتُرْ عُيُوْبَنَا وَاغْفِرْ ذُنُوْبَنَا وَارْحَمْ
اَمْوَاتَنَا وَتَقَبَّلْ حَسَنَاتِنَا وَكَفِّرْ سَيِّئَاتِنَا
وَاجْعَلْنَا يَا اَللّٰهُ عِنْدَكَ مِنَ الْعَآئِذِيْنَ
الْفَآئِزِيْنَ الشَّاكِرِيْنَ الْمَجْبُوْرِيْنَ مِنَ
الَّذِيْنَ لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ
بِرَحْمَتِكَ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ ۝ يَا رَبَّ

الْعَالَمِيْنَ ط اَللّٰهُمَّ اِنِّيْ اَسْئَلُكَ اَنْ
تَرْزُقَنِيْ اِيْمَانًا كَامِلًا ثَابِتًا تُبَاشِرُ
بِهٖ قَلْبِيْ وَيَقِيْنًا صَادِقًا حَتّٰى اَعْلَمُ اَنَّهٗ
لَا يُصِيْبُنِيْ اِلَّا مَا كَتَبْتَ لِيْ وَعِلْمًا
نَافِعًا وَّقَلْبًا خَاشِعًا وَّلِسَانًا ذَاكِرًا
وَّوَلَدًا صَالِحًا وَّرِزْقًا وَّاسِعًا وَحَلَالًا
طَيِّبًا وَّتَوْبَةً نَّصُوْحًا وَّصَبْرًا جَمِيْلًا
وَّاَجْرًا عَظِيْمًا وَّعَمَلًا صَالِحًا مَّقْبُوْلًا
وَّتِجَارَةً لَّنْ تَبُوْرَ يَا نُوْرَ النُّوْرِ يَا عَالِمَ
مَا فِي الصُّدُوْرِ اَخْرِجْنِيْ وَجَمِيْعَ
الْمُسْلِمِيْنَ مِنَ الظُّلُمَاتِ اِلَى النُّوْرِ فِي
الدُّنْيَا وَالْاٰخِرَةِ وَتَوَفَّنِيْ مُسْلِمًا
وَّاَلْحِقْنِيْ بِالصَّالِحِيْنَ بِرَحْمَتِكَ يَا اَرْحَمَ
الرَّاحِمِيْنَ يَا رَبَّ الْعَالَمِيْنَ ط اَللّٰهُمَّ
لَا تَدَعْ لَنَا فِيْ مَقَامِنَا هٰذَا الشَّرِيْفِ بَيْنَ
يَدَيْ سَيِّدِنَا رَسُوْلِ اللّٰهِ ﷺ ذَنْبًا اِلَّا
غَفَرْتَهٗ وَلَا هَمًّا يَا اَللّٰهُ اِلَّا فَرَّجْتَهٗ وَلَا

عَنِيًّا يَا اَللّٰهُ اِلَّا سَتَرْتَهٗ وَلَا مَرِيْضًا
يَا اَللّٰهُ اِلَّا شَفَيْتَهٗ وَعَافَيْتَهٗ وَلَا مُسَافِرًا
يَا اَللّٰهُ اِلَّا نَجَّيْتَهٗ وَلَا غَائِبًا يَا اَللّٰهُ اِلَّا
رَدَدْتَهٗ وَلَا عَدُوًّا يَا اَللّٰهُ اِلَّا خَذَلْتَهٗ
وَدَمَّرْتَهٗ وَلَا فَقِيْرًا يَا اَللّٰهُ اِلَّا اَغْنَيْتَهٗ
وَلَا حَاجَةً يَا اَللّٰهُ مِنْ حَوَائِجِ الدُّنْيَا
وَالْاٰخِرَةِ لَنَا فِيْهَا صَلَاحٌ اِلَّا قَضَيْتَهَا
وَيَسَّرْتَهَا اَللّٰهُمَّ اقْضِ حَوَائِجَنَا وَيَسِّرْ
اُمُوْرَنَا وَاشْرَحْ صُدُوْرَنَا وَتَقَبَّلْ زِيَارَتَنَا
وَاٰمِنْ خَوْفَنَا وَاسْتُرْ عُيُوْبَنَا وَاغْفِرْ ذُنُوْبَنَا
وَاكْشِفْ كُرُوْبَنَا وَاخْتِمْ بِالصَّالِحَاتِ اَعْمَالَنَا
وَرُدَّ غُرْبَتَنَا اِلٰى اَهْلِنَا وَاَوْلَادِنَا سَالِمِيْنَ
غَانِمِيْنَ مَسْتُوْرِيْنَ وَاجْعَلْنَا مِنْ عِبَادِكَ
الصَّالِحِيْنَ مِنَ الَّذِيْنَ لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا
هُمْ يَحْزَنُوْنَ بِرَحْمَتِكَ يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ
يَا رَبَّ الْعَالَمِيْنَ .

અલ્લાહુમ્મ યા રબ્બલ્ આલમીન યા રજાઅસ્સાઇલીન વ અમાનલ્ ખાઇફીન વ હિર્ઝલ્ મુતવક્કિલીન યા હન્નાનુ યા મન્નાનુ વ યા દય્યાનુ યા સુલ્તાનુ યા સુબ્હાનુ યા કદીમલ્ ઇહ્સાનિ યા સામિઅ દુઆઇ ઇસ્મઅ્ દુઆઅના વ તકબ્બલ્ ઝિયારતના વ આમિન્ ખૌફના વસ્તુર્ ઉયૂબના વગ્ફિર્ ઝુનૂબના વર્હમ્ અમ્વાતના વ તકબ્બલ્ હસનાતિના વ કફ્ફિર સૈયિઆતિના વજ્અલ્ના યા અલ્લાહુ ઇન્દક મિનલ્ આઇઝીનલ્ ફાઇઝીન શ્શાકિરીનલ્ મજ્બૂરીન મિનલ્લઝીન લા ખૌફુન્ અલૈહિમ્ વલા હુમ્ યહ્ઝનૂન બિરહ્મતિક યા અર્હમ ર્રાહિમીન. યા રબ્બલ્ આલમીન. અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુક અન્ તર્ઝુકની ઇમાનન્ કામિલન્ ષાબિતન્ તુબાશિરુ બિહી કલ્બી વ યકીનન્ સાદિકન્ હત્તા અઅ્લમુ અન્નહૂ લા યુસીબુની ઇલ્લા મા કતબ્ત લી વ ઇલ્મન્ નાફિઅંવ્ વ કલ્બન્ ખાશિઅંવ્ વ લિસાનન્ ઝાકિરંવ્ વ વલદન્ સાલિહંવ્ વ રિઝ્કંવ્ વાસિઅંવ્ વ હલાલન્ તૈયિબંવ્ વ તૌબતન્ નસૂહંવ્ વ સબ્રન્ જમીલંવ્ વ અજ્રન્ અઝીમંવ્ વ અમલન્ સાલિહમ્ મક્બૂલંવ્ વ તિજારતલ્ લન્ તબૂર યા નૂરન્નૂરિ યા આલિમ મા ફીસ્સુદૂરિ અખ્રિજ્ની વ જમીઅલ્ મુસ્લિમીન મિનઝ્ઝુલુમાતિ ઇલન્નૂરિ ફીદુન્યા વલ્ આખિરતિ વ તવફ્ફની મુસ્લિમંવ્ વ અલ્હિક્ની બિસ્સાલિહીન બિરહ્મતિક યા અર્હમ ર્રાહિમીન યા રબ્બલ્ આલમીન. અલ્લાહુમ્મ લા તદઅ્ લના ફી મકામિના હાઝશ્શરીફિ બૈનિ યદય્ સૈયિદિના રસૂલિલ્લાહિ ઝમ્બન્ ઇલ્લા ગફર્તહૂ વલા હમ્મન્ યા અલ્લાહુ ઇલ્લા ફર્રજ્તહૂ વલા ઐબન્ યા અલ્લાહુ ઇલ્લા સતર્તહૂ વલા મરીઝન્ યા અલ્લાહુ ઇલ્લા નજ્જૈતહૂ વલા ગાઇબન્ યા અલ્લાહુ ઇલ્લા રદદ્તહૂ વલા અદુવ્વન્ યા અલ્લાહુ ઇલ્લા ખઝલ્તહૂ વ દમ્મર્તહૂ વલા ફકીરન્ યા અલ્લાહુ ઇલ્લા અગ્નૈતહૂ વલા હાજતન્ યા અલ્લાહુ મિન્ હવાઇજિ દુન્યા વલ આખિરતિ લના ફીહા સલાહુન ઇલ્લા કઝૈતહા વ યસ્સર્તહા અલ્લાહુમ્મ અક્ઝિ હવાઇજિના વ યસ્સિર્ ઉમૂરના વશ્રહ્ સુદૂરના વ તકબ્બલ્ ઝિયારતના વ આમિન્ ખૌફના વસ્તુર્ ઉયૂબના વગ્ફિર્ ઝુનૂબના વક્શિફ્ કુરૂબના

**વખ્તિમ્ બિસ્સાલિહાતિ અઅ્માલના વ રુદ્દ ગુર્બતના ઇલા અહ્લિના વ ઔલાદિના સાલિમીન ગાનિમીન મસ્તૂરીન વજ્અલ્ના મિન્ ઇબાદિક સ્સાલિહીન મિનલ્લઝીન લા ખૌફુન્ અલૈહિમ્ વલા હુમ્ યહ્ઝનૂન બિરહ્મતિક યા અર્હમ ર્રાહિમીન યા રબ્બલ્ આલમીન.**

**અનુવાદ**

અય અલ્લાહ, અય બધી દુનિયાઓના પરવરદિગાર, અય સવાલ કરનારાઓ(ભિખારીઓ)ની આશાઓનું કેન્દ્ર, અય ડરનારાઓ માટે શાંતિનું કેન્દ્ર, અય તવક્કુલ કરનારાઓ(ભરોસો કરનારા)નું સુરક્ષાનું કેન્દ્ર, અય ખૂબ દયાળુ, અય મોટા ઉપકાર કરનાર, અય ખૂબ(સારો) બદલો આપનાર, અય શાસક, અય પવિત્ર અસ્તિત્વ, અય હંમેશનો ઉપકાર કરનાર, અય પોકાર સાંભળનાર, અમારી દુઆ સાંભળી લે અને અમારી ઝિયારતને કબૂલ ફરમાવ. અને અમારા ડર અને ભય દૂર ફરમાવ. અમારા દોષો (દુર્ગુણો) પર પડદો નાખી દે અને અમારા ગુનાહ માફ ફરમાવ, અમારા મરનારાઓ પર રહમ ફરમાવ, અને અમારી નેકીઓને કબૂલ ફરમાવ અને ખરાબીઓને મિટાવી દે. અને અય અલ્લાહ! તારે ત્યાં અમને એ લોકોમાં સામેલ કરી દે, જે તારી પનાહ (સુરક્ષા) માં છે, સફળ છે, આભારી છે, તારા આજ્ઞાંકિતો છે, અને જે એવા છે કે જેમને કોઇ ડર ન હશે, ન દુઃખ. અય અરહમુ ર્રાહિમીન, અય રબ્બુલ આલમીન, અમારા પર તારી રહમત નાઝિલ ફરમાવ. અય અલ્લાહ! હું તારાથી સવાલ કરૂં છું. તું મને એવો ઈમાન અતા કર, જે કામિલ (સંપૂર્ણ) હોય, ટકાઉ હોય, જેના આધારે તું મારા દિલમાં સમાઇ જાય, અને એવો સાચો અને પાકો વિશ્વાસ અતા કર, કે હું સમજી લઉં કે મારી સાથે ફક્ત એવું જ થશે, જે તેં મારી તકદીર (કિસ્મત)માં લખી દીધું છે. અને મને લાભદાયી જ્ઞાન, ડરનાર દિલ, તારો ઝિક્ર કરનાર જીભ, નેક અને સારી સંતાનો (અવલાદ), પાક અને હલાલ ખૂબ રોજી અતા ફરમાવ અને સાચી તૌબાની તૌફીક(ઉત્સાહ, સામર્થ્ય) આપ. અને ચઢિયાતો ધીરજ, મહાન સવાબ, નેક અમલ, જે કબૂલ થાય અને એવો વેપાર જેમાં ક્યારેય ખોટ ન થાય, ની બક્ષિસ ફરમાવ. અય નૂરના સર્જનહાર, દિલોના ભેદ જાણનાર, બધા

મુસલમાનોને(જુલમ અને કુફ્રના) અંધકારથી કાઢીને નૂર (ઇમાન અને વિશ્વાસ) તરફ પહોંચાડ, દુનિયામાં પણ અને આખેરતમાં પણ. મને ઇસ્લામની હાલતમાં મોત આપ. અને તારા ગમતાં બંદાઓમાં મને સામેલ કર. અય અરહમુ ર્રાહિમીન અને અય રબ્બુલ આલમીન, તારી રહમત અમારી ઉપર નાઝિલ ફરમાવ, અય અલ્લાહ! આ પવિત્ર અને આદરણીય સ્થળમાં સૈયદના રસૂલુલ્લાહ (સ.અ.વ.) સમક્ષ, અમારો કોઇ ગુનોહ એવો ન બાકી રહી જાય, કે જેને તું માફ ન કરી દે. અને અય અલ્લાહ! કોઇ દુ:ખ એવો ન બાકી રહી જાય, કે તું દૂર ન કરી દે. અને અય અલ્લાહ! કોઇ દોષ એવો ન બાકી રહી જાય, કે જેને તું દૂર ન કરી દે, જેની પર તું પડદો ન નાખી દે. અને એવી કોઇ બીમારી બાકી ન રહી જાય જેને, તું (શિફા) સારી ન કરી દે. અને અય અલ્લાહ! કોઇ મુસાફર એવો ન રહે કે જેને તું (પ્રવાસની મુશ્કેલીઓથી) મુક્તિ ન અપાવી દે. અને અય અલ્લાહ, કોઇ એવો ભૂલ્યો ભટક્યો ન રહે, જેને તું તેના ઠેકાણે ન પરત કરી દે. અને અમારો કોઇ શત્રુ (દુશ્મન) એવો ન રહે, જેને તું લજ્જિત અને બરબાદ (પાયમાલ) ન કરી દે. અને અય અલ્લાહ! અમારી દુનિયા અને આખેરતની જરૂરિયાતમાંથી કોઇ આવશ્યકતા જેમાં અમારી ભલાઇ હોય એવી ન રહે, જેને તું પૂરી ન કરી દે, અને સરળ ન ફરમાવી દે. અય અલ્લાહ! અમારી જરૂરિયાતોને પૂરી કર. અમારા બધા કામ સરળ બનાવ. અમારા દિલોને (હક કબૂલવા માટે) વિશાળ ફરમાવ અને અમારી આ ઝિયારતને કબૂલ ફરમાવ. અમારો ડર દૂર કરી દે. અમારી ખરાબીઓ પર પડદો નાખી દે. અમારા ગુનાહો માફ કરી દે. અમારા દુ:ખોને દૂર કરી દે. અને નેકીઓ સાથે અમારા આમાલ પૂરા ફરમાવ. અમારા પ્રવાસને બાળ-બચ્ચાંઓમાં પરત કરીને પૂરો ફરમાવ, એ સ્થિતિમાં કે સહી સલામત અને સફળ થઇને પહોંચીએ. અને અમારા દુર્ગુણો પર પડદો પડેલો હોય અને અમને તારા ગમતાં બંદાઓમાં સામેલ ફરમાવ. એવા નેક બંદાઓમાં જેમની ઉપર ક્યારેય કોઇ પ્રકારનો ભય ન પ્રગટે અને તેઓ ગમગીન પણ ન થાય. અય અરહમુ ર્રાહિમીન અને અય રબ્બુલ આલમીન, અમારી ઉપર તારી રહમતો નાઝિલ ફરમાવ.

# મદીનામાં રહેવું

પ્રથમ વખતની હાજરી સમયે સલાતો-સલામ બાદ જ્યારે અને જે સમયે તક મળે, રોઝા મુબારક પર હાજર થઈને સલાતો-સલામ અરજ કરતી રહે.

જ્યારે હાજરીની તક ન હોય, તો મસ્જિદમાં અને રૂમ પર ખૂબ દુરૂદ શરીફ પઢતી રહે. આના માટે જે દુરૂદ શરીફ પણ યાદ હોય, પઢતી રહે. સૌથી અફઝલ દુરૂદ શરીફ એ છે જે નમાઝમાં પઢવામાં આવે છે. એ સિવાય પણ કેટલાક દુરૂદ શરીફ અહીં લખવામાં આવે છે, આમાંથી કોઈ યાદ કરી લે અને તેને પઢતી રહે.

١ - صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ

٢ - صَلَّى اللّٰهُ تَعَالٰى عَلٰى حَبِيْبِهٖ مُحَمَّدٍ وَّاٰلِهٖ وَاَصْحَابِهٖ وَسَلَّمَ.

٣ - اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدِنِ النَّبِيِّ الْاُمِّيِّ وَاٰلِهٖ وَسَلِّمْ

٤ - اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ كَمَا هُوَ اَهْلُهٗ.

٥ - اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا تُحِبُّ وَتَرْضٰى لَهٗ.

٦ - اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ خَيْرِ
الْبَرِيَّةِ - صَلٰوةً تُرْضِيْكَ وَتُرْضِيْهِ
وَتَرْضٰى بِهَا عَنَّا يَا اَرْحَمَ الرَّاحِمِيْنَ
٧ - اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ بِعَدَدِ
اَلْفِ اَلْفِ مَرَّةٍ .
٨ - اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ كَمَا
ذَكَرَهُ الذَّاكِرُوْنَ وَغَفَلَ عَنْ ذِكْرِهِ
الْغَافِلُوْنَ.
٩ - اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ عَبْدِكَ
وَرَسُوْلِكَ النَّبِيِّ الْاُمِّيِّ وَعَلٰى اٰلِهٖ
وَسَلِّمْ
١٠ - اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ وَّعَلٰى
اٰلِ سَيِّدِنَا مُحَمَّدٍ - صَلٰوةً دَآئِمَةً
مَّقْبُوْلَةً تُؤَدِّىْ بِهَا عَنَّا حَقَّهُ الْعَظِيْمَ

(૧) સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ.

(૨) સલ્લલ્લાહુ તઆલા અલા હબીબિહી મુહમ્મદિંવ્ વ આલિહી વ અસ્હાબિહી વ સલ્લમ.

(૩) અલ્લાહુમ્મ સલ્લિ અલા સૈયિદિના મુહમ્મદિનિ ન્નબિય્યિલ્ ઉમ્મિય્યિ વ આલિહી વ સલ્લિમ.

(૪) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ કમા હુવ અહ્લુહૂ.

(૫) અલ્લાહુમ્મ સલ્લિ અલા સૈયિદિના મુહમ્મદિન્ કમા તુહિબ્બુ વ તર્ઝા લહૂ.

(૬) અલ્લાહુમ્મ સલ્લિ અલા સૈયિદિના મુહમ્મદિન્ ખૈરિલ્ બરિય્યહ. સલાતન્ તુર્ઝીક વ તુર્ઝીહિ વ તર્ઝા બિહા અન્ના યા અર્હમ ર્રાહિમીન.

(૭) અલ્લાહુમ્મ સલ્લિ અલા સૈયિદિના મુહમ્મદિમ્ બિઅદદિ અલ્ફિ અલ્ફિ મર્રહ.

(૮) અલ્લાહુમ્મ સલ્લિ અલા સૈયિદિના મુહમ્મદિન્ કમા ઝકરહુઝ્ ઝાકિરૂન વ ગફલ અન્ ઝિક્રિહિલ્ ગાફિલૂન.

(૯) અલ્લાહુમ્મ સલ્લિ અલા સૈયિદિના મુહમ્મદિન્ અબ્દિક વ રસૂલિક ન્નબિય્યિલ્ ઉમ્મિય્યિ વ અલા આલિહી વ સલ્લિમ.

(૧૦) અલ્લાહુમ્મ સલ્લિ અલા સૈયિદિના મુહમ્મદિવ્ વ અલા આલિ સૈયિદિના મુહમ્મદ. સલાતન્ દાઇમતમ્ મક્બૂલતન્ તુઅદ્દી બિહા અન્ના હક્કહુલ્ અઝીમ.



# મદીના મુનવ્વરહથી રવાનગી

• આપણી મરજીના માલિક અને આપણે રહેવા અને રવાનગીમાં સ્વતંત્ર હોત તો આપણા પ્રિય, દયાળુ અને મહેરબાન આકા (સ.અ.વ.) ના દરબારની જુદાઇ ક્યારેય સહન ન થતી, આપણી મરજીથી આવ્યા અને બીજાઓની મરજીથી જુદાઇનો ગમ સહન કરવાનું જ છે. માટે, જયારે રવાનગીની તૈયારીઓ પૂરી થઇ જાય, તો મસ્જિદે નબવીમાં આવો, જયાં તક મળે, બે રકાત નમાઝ પઢો, અને રોઝા પર હાજરીનો સમય હોય તો ત્યાં આવો. નહિતર જયાં નમાઝ પઢી છે ત્યાં જ ઉભી થઇ જાવ અને સલાતો-સલામ અરજ કરો. તે પછી દીન અને દુનિયાની ભલાઇ અને જરૂરિયાતો પૂરી થવાની, હજ અને ઝિયારત કબૂલ થવાની ખૂબ દુઆઓ કરો. પોતાના માં-બાપ, ભાઇ-બહેન, સંતાનો (અવલાદ), સગાં-સંબંધીઓ અને સૌ મુસલમાનો માટે દુઆઓ કરો અને જુદાઇનું દુઃખ તથા અફસોસ વ્યક્ત કરો. રડતી-બિલકતી પાછી થઇ જાવ. જયાં સુધી મદીનાની દીવાલો, બારણાં દેખાય ત્યાં સુધી તાક્યા કરવું. ખબર નથી કે ફરી આ નૂરાની દીવાલો-બારણાં જોવા મળે કે ન મળે.

રવાનગી વખતે પઢી શકો તો આ વિદાઇ સલામ પઢો.

اَلْوَدَاعُ يَا رَسُوْلَ اللّٰهِ الْفِرَاقُ
يَا نَبِيَّ اللّٰهِ الْاَمَانُ يَا حَبِيْبَ اللّٰهِ لَاجَعَلَهُ
اللّٰهُ تَعَالٰى اٰخِرَ الْعَهْدِ لَامِنْكَ وَلَامِنْ
زِيَارَتِكَ وَلَامِنَ الْوُقُوْفِ بَيْنَ يَدَيْكَ
اِلَّا وَمِنْ خَيْرٍ وَّعَافِيَةٍ وَّصِحَّةٍ وَّسَلَامَةٍ

اِنْ عِشْتُ اِنْشَآءَ اللّٰهُ تَعَالٰى جِئْتُكَ وَاِنْ
مِتُّ فَاَوْدَعْتُ عِنْدَكَ شَهَادَتِىْ وَاَمَانَتِىْ
وَعَهْدِىْ وَمِيْثَاقِىْ مِنْ يَّوْمِنَا هٰذَا اِلٰى
يَوْمِ الْقِيَامَةِ وَهِىَ شَهَادَةُ اَنْ لَّآ اِلٰـهَ
اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ وَاَشْهَدُ
اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ سُبْحَانَ
رَبِّكَ رَبِّ الْعِزَّةِ عَمَّا يَصِفُوْنَ وَسَلَامٌ
عَلَى الْمُرْسَلِيْنَ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ
الْعَالَمِيْنَ.

અલ્ વદાઉ યા રસૂલલ્લાહિલ્ ફિરાકુ યા નબિયલ્લાહિલ્ અમાનુ યા હબીબલ્લાહિ લા જઅલહુલ્લાહુ તઆલા આખિરલ્ અહ્દિ લા મિન્ક વલા મિન્ ઝિયારતિક વલા મિનલ્ વકૂફિ બૈન યદૈક ઇલ્લા વ મિન્ ખૈરિંવ્ વ આફિયતિંવ્ વ સિહ્હતિંવ્ વ સલામતિન. ઇન્ ઇશ્તુ ઇન્શાઅલ્લાહુ તઆલા જિઅ્તુક, વ ઇન્ મિત્તુ ફઓદઅ્તુ ઇન્દક શહાદતી વ અમાનતી વ અહ્દી વ મીષાકી મિંય્ યૌમિના હાઝા ઇલા યૌમિલ્ કિયામતિ વહિય શહાદતુ અલ્લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીક લહૂ વ અશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહૂ વ રસૂલુહૂ, સુબ્હાન રબ્બિક રબ્બિલ્ ઇઝ્ઝતિ અમ્મા યસિફૂન વ સલામુન્ અલલ્ મુરસલીન વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન.

**અનુવાદ**

હું રૂખસદ થાઉં છું, અય અલ્લાહના રસૂલ, અય અલ્લાહના નબી! હું આપથી જુદા થઇ રહી છું, અય અલ્લાહના હબીબ! આપના વસીલાથી શાંતિ અને સુરક્ષાની તલબગાર (ઇચ્છનાર) છું. અલ્લાહ તઆલાથી દુઆ છે કે, તે આપની ખિદમત (સેવા) માં આ હાજરી, આપની ઝિયારત અને આપના દરબારમાંની હાજરીને છેલ્લી ન બનાવે. જો સહી સલામત, સ્વાસ્થ્ય અને સુરક્ષા સાથે જીવતી રહી તો ઇન્શાઅલ્લાહ ફરી હાજર થઇશ. અને જો મોત (મૃત્યુ) આવી ગઇ, તો હું આજના દિવસથી કયામતના દિવસ સુધી મારી ગવાહી, મારી અમાનત, મારો પ્રણ અને મારો પાકો વાયદો આપની પાસે મહેફુઝ (સુરક્ષિત) કરી ચૂકી છું. અને તે એ છે, કે અલ્લાહ(એકલા) સિવાય કોઇ ઇબાદતને લાયક નથી. તે એકલો છે, તેનો કોઇ શરીક નથી. અને હું ગવાહી આપું છું કે મોહંમદ (સ.અ.વ.) અલ્લાહના બંદા અને રસૂલ છે. આપણો પરવરદિગાર, રબ્બુલ ઇઝઝત એ બધી ખરાબીઓથી પાક અને મુક્ત છે, જેમને કાફિરો તેના માથે નાખે છે. અને સલામ બધા રસૂલો પર અને દરેક પ્રકારની પ્રશંસાઓનો હકદાર બન્ને દુનિયાઓનો રબ છે.

- હાજરીની સઆદત(સૌભાગ્ય) પર અલ્લાહ તઆલાનો આભાર વ્યક્ત કરતી, દુરૂદ શરીફ પઢતી જવા તૈયાર થઇ જાય.

અલ્લાહ તઆલા તમારી હજ અને ઝિયારત કબૂલ ફરમાવે. અને વારંવારની હાજરીનું સૌભાગ્ય અને તૌફીક આપે. અને હજ તથા ઝિયારતના ખરાં ફળો અતા ફરમાવે, આમીન.

હજ અને ઝિયારતની સઆદત પ્રાપ્ત થવા માટે મુબારકબાદ કબૂલ કરશો.

يَا رَبِّ صَلِّ وَسَلِّمْ دَائِمًا أَبَدًا
عَلٰى حَبِيْبِكَ خَيْرِ الْخَلْقِ كُلِّهِمِ

فَسَهِّلْ يَا إِلٰهِي كُلَّ صَعْبٍ
بِحُرْمَتِ سَيِّدِ الْأَبْرَارِ سَهِّلْ

યા રબ્બિ સલ્લિ વ સલ્લિમ્ દાઇમન્ અબદા.
અલા હબીબિક ખૈરિલ્ ખલ્કિ કુલ્લિહિમી
ફસહ્હિલ્ યા ઇલાહી કુલ્લ સઅ્બિન્
બિહુર્મતિ સૈયિદિલ્ અબ્રારિ સહ્હિલ

●

